

૧૮૭૭ અવસાન ૧૯૪૬

'જુહુને જલધિ-જલ-આરે'
(ફોટો - જગન મહેતા)

[મહાકવિ શ્રી ન્હાનાલાલ સ્મારક સમિતિના સૌજન્યથી]

કૂજ્યું કંપ્યું તેં રસવત હે કવિ!
લડાવી તેં ગુર્જરી લાડકોડથી,
અચ્છોઇનાં ઉજ્જ્વળ શબ્દપદ્મથી
વાગીશ્વરી તેં અરચ્યાં શું હસ થૈ.

સુન્દરમ્

*

શુભ્રતર જ્યોત્સ્નાસ્વરૂપ કાવ્યપ્રતિભાનાં ઓજસ્ વહાવી
માનવઆત્માની સનાતન રસરમણામાંથી
દામ્પત્યનું દિવ્યામૃત પ્રગટાવનાર

અર્વાચીન ગુજરાતના અમર રસદ્રષ્ટા

**કવિવર ન્હાનાલાલને**

શ્રદ્ધાંજલિ સહ

**બાલચન્દ્ર**

આ સંપાદકના

## કવિશ્રી ન્હાનાલાલ-વિષયક અન્ય પ્રસિદ્ધ ગ્રંથો

**Perennial Fount Lyrics of Adoration and Love**

(કવિશ્રીની વિવિધ કૃતિઓમાંથી લીધેલાં કેટલાંક કાવ્યો તથા ગીતોનો રસવાહી અંગ્રેજી પદ્યાનુવાદ)

કિં. રૂ. ૩-૮-૦

*

**Nanalal Poet-Laureate of Modern Gujarat**

A Study in Creative Interpretation

(ન્હાનાલાલની કાવ્યપ્રતિભાના વિકાસદર્શનને આલેખતી મૌલિક કૃતિ : મુંબાઈ યુનિવર્સિટી દ્વારા પુરસ્કૃત)

કિં. રૂ. ૩-૧૨-૦

પ્રાપ્તિસ્થાન

એન. એમ ત્રિપાઠી લિ, મુંબઈ

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ



<u>હવે પછી પ્રગટ થશે</u>

**રસદ્રષ્ટા કવિવર**

(કવિવર ન્હાનાલાલની પ્રતિભાના કેટલાક સ્વરૂપોની રસદર્શી સમીક્ષા)

**રોમિયો-જુલિયેટ**

(ગાન્ધર્વ પ્રણયનું અમર નાટક : એક કાવ્યાત્મક રસદર્શન)

**ચિત્રાંગદા**

(જીવન પરિણતિનુ વિકાસદર્શન : એક સર્જનાત્મક રસદર્શન)

**The Beacon-Light An Anthology of Gujarati Poetry**

(ગુજરાતી કાવ્યસાહિત્યની કેટલીક ભાવપ્રધાન કૃતિઓનો રસવાહી અંગ્રેજી કાવ્યાનુવાદ)

**Pearls of Beauty**

(ભર્તૃહરિના નીતિશતકનો મુક્ત અંગ્રેજી કાવ્યાનુવાદ)

# ભૂમિકા

સને ૧૯૩૭ થી ૧૯૪૭ સુધીના એક દસકા દરમ્યાન અંગ્રેજી સાહિત્યના ઉચ્ચતર અધ્યયનમાં હું ઓતપ્રોત થઈ રહ્યો હતો, ત્યારે તેની સમાન્તર વહી રહેલા કવિવર ન્હાનાલાલના કાવ્યસાહિત્યના પરિશીલનમાંથી પ્રગટેલા મારા ઉત્કટ રસાનંદમાંથી ન્હાનાલાલની સમૃદ્ધ કવિતાને એના સર્વતોદર્શી સ્વરૂપે એક પ્રતિનિધિ ગ્રંથ દ્વારા રજૂ કરવાની સ્વાભાવિક પ્રેરણા જન્મી. એ પ્રેરણામાંથી જેનો આકસ્મિક ઉદ્‌ભવ થયો તે આ કાવ્યસંગ્રહ રસગન્ધાને ગુજરાતી પ્રજાના કર-કમળમાં સમર્પતાં આજે હું એક અનન્ય પ્રકારની કૃતાર્થતા અનુભવું છું. કવિશ્રીના વિલય પછી એકાદ વર્ષે—૧૯૪૭માં—મુક્ત રસાનુભવના પરિ-પાકરૂપે પૂર્ણ થયેલું આ સંકલન અનેક બાહ્ય તથા આંતરિક અવરોધો વચ્ચે છેવટે દસ વર્ષે પછી પણ સાહિત્યિક જગતનો પ્રકાશ નિહાળી શકે છે એ, ઉચ્ચ ગુજરાતી સાહિત્યની પરિસ્થિતિ જોતાં, ઓછા ગંતોષનો વિષય નથી. કવિવર ન્હાનાલાલનું સાહિત્યસર્જન એટલું વિશાળ છે, એની ભૂમિકા એટલી ઉન્નત છે કે એક સાહિત્યરસિક ગુજરાતી માટે તેનું ખરુ હાર્દ પામવું જેટલું દુષ્કર છે, તેટલું જ તેનાં અનેક પાસાંઓને સચોટતાપૂર્વક સ્પર્શવું પણ મુશ્કેલ છે. કાવ્યસર્જન ઉપરાંત કાવ્યાત્મક ગદ્યના ક્ષેત્રમાં પણ ન્હાનાલાલનો ફાળો નાનોસૂનો નથી; પરંતુ અહીં તો એમના વિપુલ કાવ્યસર્જનને જ દૃષ્ટિપથમાં રાખી, કવિશ્રીની વ્યાપક પ્રતિભાનાં પ્રધાન પાસાંને તેમને મૂર્ત કરતા પ્રતિનિધિરૂપ ભિન્ન-ભિન્ન કાવ્યખંડોમાં ગૂંથી લેવાનો પ્રયત્ન કર્યો છે. એ પ્રયત્નમાં શક્ય

તેટલે અંશે ન્હાનાલાલના સમગ્ર કાવ્યસાહિત્યના પ્રભાવક સઘન કલેવર સ્વરૂપે આવરી લેવાનો ગર્ભિત આશય જેમ સમાયેલો છે, તેમ એની વિશાળ સીમાઓ વચ્ચે વિલસતી કાવ્યસર્જનની વિપુલ સમૃદ્ધિને પણ તેટલી વ્યાપકપણે આ સંગ્રહમા દર્શાવવાનો ઉદ્દેશ પણ કાર્ય કરે છે, એ વિષયસૂચિમા દર્શાવેલા પ્રત્યેક કાવ્ય સાથે સંકળાયેલી મૂળ કૃતિના નિર્દેશ પરથી વાચક સહેલાઈથી સમજી શકશે આ કાવ્યસંગ્રહની સંકલનામા મારો મુખ્ય ઉદ્દેશ જો કે કોઈ વિશિષ્ટ ગ્રથના સંપાદનનો નહિ, પરંતુ ન્હાનાલાલની રસસૃષ્ટિના એક અપૂર્વ સ્વપ્નને મૂર્ત આકાર આપવાનો હતો, તેમ છતા મૂર્ત સ્વરૂપ પામી ચૂકેલો આ સંગ્રહ ન્હાનાલાલના અભ્યાસીઓ તથા સાહિત્યરસિક જનતા સારુ કવિશ્રીના સાહિત્યના પરિશીલનમા એક મહત્ત્વનુ પ્રેરણાકેન્દ્ર પૂરુ પાડી શકશે એ આશાથી હુ તેને ગ્રથસ્થ સ્વરૂપ આપવા પ્રેરાયો છુ ‘રસગન્ધા’ના આ સ્વરૂપમા ગુજરાતી પ્રજાને ન્હાનાલાલની વિરાટ કાવ્યસૃષ્ટિનુ મૌલિક પ્રતિબિંબ સાપડશે તો મારો પ્રયત્ન હું સાર્થક થયો માનીશ

આ કાવ્યસગ્રહ સાથે સંકલિત રસદર્શનો વિષે એક સ્પષ્ટતા કરવી આવશ્યક છે ચારેક વર્ષ પર ‘રસગન્ધા’ના પ્રકાશન માટેની ભૂમિકા સરજાઈ રહી હતી, ત્યારે તેની સાથે વર્તમાન રસદર્શનો સાંકળવાનો કોઈ ઇરાદો ન હતો પરંતુ કેટલાક સાહિત્યરસિક મિત્રોએ કવિશ્રીના મૂળ કાવ્યોના રસધ્વનિ અને મર્મના દ્યોતક બને એવા ટિપ્પણો કે વિવરણો કાવ્યોની સાથે ઉમેરવાનું મને સૂચવ્યુ ગુજરાતી સાહિત્યમા કાવ્યગ્રથોને અંતે અપાતા ટિપ્પણો વિવરણોથી હુ ઓછોવત્તો પરિચિત હતો, પરંતુ કાવ્યના પાઠ પર કેન્દ્રિત થયેલા ટિપ્પણો કે તેથી કંઈક આગળ વધી કાવ્યના ભાવાર્થને ક્યાંક ક્યાંક સ્ફુટ કરવાનો પ્રયત્ન કરતા વિવરણોમા મને બહુ રસ ન હતો આમ છતા સૌહાર્દશીલ મિત્રોની પ્રેમભરી સૂચનામાથી ટિપ્પણ કે વિવરણોને સ્થાને કાવ્યના

રસદર્શનનો એક નવો પ્રકાર યોજવાની મને પ્રેરણા આપતી તેના ફળરૂપે, એકેક વર્ષ પહેલાં આ ગ્રંથના મુદ્રણની ભૂમિકા રચાઈ હતી તે વખતે પ્રથમ ખંડના 'ઊર્મિગીતો' વિભાગનાં પચાસ કાવ્યોના હાર્દને એમના રસાત્મક સ્વરૂપે પ્રત્યક્ષ કરવાના પ્રયત્નમાંથી એ વિભાગને આવરી લેતા રસદર્શનો જન્મ્યાં લગભગ પ્રત્યેક કાવ્યની સાથે મૂકાયેલા રસદર્શનમાં એ કાવ્યના સર્જનની ભૂમિકા, એના વાતાવરણનું સ્વરૂપ, એની પ્રેરણાનો પ્રધાન સૂર, એના ભાવ, કલ્પના, સંવેદન તથા જીવનદૃષ્ટિનું નિરૂપણ એ જેમ મારા આલેખનના મુખ્ય તત્ત્વો હતા, તેમ એ સર્વના પ્રાણ પૂરતી કવિપ્રતિભાની જ્વલંત ચિનગારીનું તત્ત્વસ્પર્શી દર્શન કરાવવાનો સમગ્ર રસદર્શનમાં મારો પ્રધાન આશય હતો એ ઉપરથી આ રસદર્શનો જેને આપણે સામાન્યતયા સાહિત્યિક વિવેચન તરીકે પિછાણીએ છીએ તે બુદ્ધિપ્રધાન ભૂમિકાનું નહિ, પરંતુ રસનો ઉન્મેષ કરતી સર્જનાત્મક ભૂમિકાનું સ્વરૂપ લેતાં હોય તો તે વસ્તુના અંતર્ગત સત્યની દૃષ્ટિએ સ્વાભાવિક છે એ સહૃદય વાચક સહેજે સમજી શકશે તેનો મુખ્ય ઉદ્દેશ એક અદ્‌ભુત રોમાંચક કાવ્યસૃષ્ટિનો લેખકે જે રસાસ્વાદ આપ્યો છે તેના માધુર્યનું નિકટપણે વાચકને એટલું જ રસમય પાન કરાવવાનો છે

આમ છતાં પ્રથમ ખંડના ઊર્મિગીતોના આ વૈયક્તિક રસદર્શનો ન્હાનાલાલની કવિતાના વ્યાપક રસદર્શનની માત્ર ભૂમિકા જ હતા, પરિસીમા નહિ, તેનું ભાન એક વર્ષના ગાળા બાદ, ગયા વર્ષના ઉનાળામાં રસદર્શનોના આગલા વિભાગ મેં હાથમાં લીધા ત્યારે મને ધીમેધીમે થવા માંડ્યું 'પ્રણયપુષ્પો' રૂપી બીજા ખંડ પરનાં રસદર્શનો આલેખવા હું પ્રયત્ન કરી રહ્યો હતો, ત્યારે ન્હાનાલાલના પ્રણયકાવ્યોની પાછળ વિલસતી પ્રેમસૃષ્ટિનું મને જે સુગ્રથિત દર્શન થયું, તેમાંથી એ સૃષ્ટિનાં દ્યોતક બને એવા પ્રતિનિધિરૂપ કાવ્યોના પરસ્પર સંકલિત

નમદર્શી દ્વારા ન્હાનાલાલના પ્રેમભક્તિપણનું એક વિશિષ્ટ દષ્ટિબિંદુ હું આગળ ધરી શકચો અને તે પછી ત્રીજા ખંડ 'રાસ' તરફ આગળ વધ્યો ત્યારે તેમાં લેવાયેલા ભિન્નભિન્ન રાસના રહસ્યદર્શન કરતાં એ સર્વ કૃતિઓ દ્વારા પ્રતીત થતી રાસસર્જનની એકત્રિત ભૂમિકા પર સ્વાભાવિક રીતે જ વાચક સમક્ષ કવિશ્રી ન્હાનાલાલની અદ્‌ભુત રાસસૃષ્ટિનું સમગ્રદર્શી નિરૂપણ ધરવા હું ઉત્સુક બન્યો. સત્ય કહું તો કવિશ્રીની સર્જનપ્રતિભાના એક મોહક અને લાક્ષણિક પાસાને આ રીતે હું સંકલિત રસદર્શનના વિસ્તારમાં સમાવી શકચો, ત્યારે ન્હાનાલાલની કવિતાના રસદર્શનના પરમ આદર્શની મને ઝાંખી થઈ એ આદર્શ મારા રસદર્શનોમાં કેટલે અંશે સિદ્ધ થયો છે તેનો નિર્ણય તો રસજ્ઞ વાચકે જ કરવો રહ્યો 'રાસ'ના ખંડમાં જે આદર્શ આમ ઉપલબ્ધ થયો તેનું પ્રકટીકરણ રસનક્ષી રસાનુભવની ભૂમિકાએ થવા છતાં, તેમાં સાહિત્યિક રસાનુભવની ચિરંતન છાયા એટલી હદે પ્રસરી ચૂકેલી મને લાગી કે તે પછીના બીજા ખંડોમાં પણ મારે માટે રસદર્શનનો એ જ આદર્શ ચિરપ્રતિષ્ઠિત બની રહ્યો એ ધોરણે પછીના ખંડોમાં પ્રત્યેક ખંડમાં સમાવિષ્ટ થયેલાં કાવ્યોના પૃથક્ પૃથક્ કે પરસ્પર સંકલિત રસદર્શનોને બદલે, દરેક ખંડના વિશિષ્ટ સ્વરૂપનું મૂળ કાવ્યોના પાયા પર રચાયેલું રસદર્શનાત્મક નિરૂપણ મારા આલેખનનો ધ્રુવ આદર્શ બની રહ્યું આ રીતે આકાર પામેલાં સમગ્રાવલોકી રસદર્શનો તે તે ખંડમાં મૂર્ત થતાં સ્વરૂપોના સર્જનાત્મક કોટિએ વધુમાં વધુ દ્યોતક બને એ મારો મુખ્ય પ્રયત્ન હોઈ, 'દામ્પત્યસ્તોત્રો'ના રસદર્શનમાં દાખલા તરીકે ન્હાનાલાલની દામ્પત્યભાવના, 'રણગીતો' પરના રસદર્શનમાં ન્હાનાલાલની શૌર્યભાવના તથા 'ભક્તિગીતો' પરના રસદર્શનમાં ન્હાનાલાલની આધ્યાત્મિક ભાવના જેવા મૂળગત સ્વરૂપોનો માર્મિક સાક્ષાત્કાર વાચકને જેટલી વધુ ઉત્કટતાથી થઈ શકશે, તેટલે અંશે મારો પ્રયત્ન હું સફળ થયો માનીશ

'રસગન્ધા'ના પ્રકાશનમાં અને એથી યે વિશેષ 'રસદર્શનો'ના વિકાસમાં આરંભથી રસ લઈ, પ્રાધ્યાપક શ્રી અનંતરાય રાવળે કેટલાંક મહત્ત્વનાં સૂચનો દ્વારા આત્મીયભાવે જે માર્ગદર્શન મને સતત આપ્યાં કર્યું છે તે બદલ હું તેમનો ખાસ ઋણી છું; પરંતુ તેથી યે વધુ અહોભાવ તો ન્હાનાલાલ-સાહિત્યના પ્રખર અભ્યાસી તરીકે ખ્યાતિ પામેલા એમના જેવા અગ્રિમ વિવેચકને હાથે આ ગ્રંથ માટે સુયોગ્ય આમુખ હું પામી શક્યો છું તેથી અનુભવું છું.

આ સ્થળે 'રસગન્ધા'ના પ્રકાશનને શક્ય બનાવવામાં જે અનેકલક્ષી ઋણ નીચે હું આવ્યો છું તેનો નિર્દેશ કરું તો તે અયોગ્ય નહિ ગણાય. પ્રથમ તો કેટલાક સ્વાભાવિક પૂર્વગ્રહોને બાજુએ મૂકી, વર્ષોની યાચના પછી પણ, આ કાવ્યસંગ્રહના પ્રકાશન માટે સંમતિ આપવા બદલ કવિકુટુંબના પ્રતિનિધિ ડૉ. મનોહર કવિનો અને એ સંમતિ મેળવવામાં વિશિષ્ટ રીતે સહાયરૂપ બનાર પ્રાધ્યાપક શ્રી ઠાકર સાહેબનો હું સવિશેષ આભારી છું. તે ઉપરાંત આ પ્રકાશનને મૂર્ત સ્વરૂપ આપવામાં જેઓએ સ્વયમ્ આર્થિક સહાય આપી છે તે પોરબંદરના માન્યવર મહારાણાશ્રી નટવરસિંહજી તથા અન્ય સૌજન્યશીલ મિત્રોનો પણ હું અહીં અંતઃકરણપૂર્વક આભાર માનું છું. હૃદયના જે ઔદાર્યમાંથી એ સહાય વહી છે તેને હું એક જ રીતે વ્યક્ત કરી શકું. કવિવર ન્હાનાલાલના અક્ષરદેહને 'રસગન્ધા' રૂપી જે અર્ઘ્ય હું ધરી રહ્યો છું, તેમાં એ સર્વ સ્નેહીજનોની શ્રદ્ધાંજલિ વિના માનવતાની પૂર્ણ સૌરભ ભાગ્યે જ આવી શકી હોત.

અંતે આ કાવ્યસંગ્રહને અનુરૂપ એવા શુદ્ધ તેમજ આકર્ષક મુદ્રણકાર્ય માટે કુમાર પ્રિન્ટરીના સંચાલક શ્રી બચુભાઈ રાવતે ધૈર્યપૂર્વક ઉઠાવેલા પરિશ્રમ બદલ હું તેમની પ્રત્યેનો, તથા સમગ્ર પ્રકાશનને સફળ બનાવવા શરૂઆતથી જ મને આત્મીયભાવે પોતાનો સાથ આપનાર મેસર્સ એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઈના સૌજન્યશીલ સંચાલકો પ્રત્યેનો મારો આભાર અહીં વ્યક્ત કરીને વિરમું છું

**અમદાવાદ** **બાલચન્દ્ર પરીખ**
સ્વાતન્ત્ર્યસંગ્રામ શતાબ્દી, ઑગસ્ટ ૧૫-૧૯૫૭

# અનુક્રમ

## ખંડ બીજો : પ્રણયપુષ્પો · ૬૭

[રસદર્શનો: પાછળ પૃષ્ઠ ૩૭-૫૩]

## ખંડ ત્રીજો : રાસ

## ખંડ ચોથો : રણગીતો ૧૪૧

[રસદર્શનો : પાછળ પૃષ્ઠ ૮૩-૮૬]

# આનંદ-સંવિભાગ

પ્રજાના હૃદયની ધરતીને કાવ્યબીજથી રોપવા, પ્રજાની કાવ્યરુચિ ઘડવા, સંસ્કારવા અને ઊંચે લઈ જવા, તેમજ એને સત્કવિતાના આસ્વાદ અને મૂલ્યાંકનની તાલીમ આપવા સારા સારા કવિઓના વિપુલ કાવ્યરાશિમાંથી રસદૃષ્ટિથી અને વિવેકથી કરવામાં આવેલા તેમના કાવ્યસર્જનના પ્રતિનિધિરૂપ ચૂંટણીસંગ્રહો જેવું કાર્યક્ષમ સાધન બીજું એકે ગણાય નહિ. સારા કવિઓની ઉત્તમોત્તમ રચનાઓના આવા મધુસંચય એમના બધા કાવ્યસંગ્રહો ખરીદી કે વાંચી ન શકનાર સામાન્ય સાહિત્યરસિકોના સમય અને ગજવાને ખૂબ પોસાય એ તો દેખીતું જ છે. અભ્યાસના પાઠ ભણતી વિદ્યાર્થી-પેઢીને તે તે કવિઓના સમગ્ર કાવ્યસર્જન ભણી વાળવાની સેવા તો એ ઘણી બજાવી શકે. આવા ચૂંટણીસંગ્રહો હવે આપણે ત્યાં પ્રગટ થવા લાગ્યા છે એ સંતોષપ્રદ બિના છે. કવિશ્રી ન્હાનાલાલની વૈવિધ્યવંતી કવિતાસમૃદ્ધિમાંથી ચૂંટેલી કેટલીક સુંદર વાનગીઓનો પાકખાના રૂપકોમાં પીરસાતો રસથાળ ગુજરાતના સૌ કાવ્યરસિકોને આનંદદાયી તેમનો ધન્યવાદ તેના નસીબદાર યુવાન સંપાદક શ્રી બાલચંદ પરીખને રળાવી આપશે.

હા, શ્રી પરીખ ખરેખર નસીબદાર કહેવાય. ન્હાનાલાલ એટલે તેમની પ્રતિભા તથા કાવ્યસર્જનને બળે નિઃશંક છેલ્લા શતકના પ્રથમ સ્થાનના અધિકારી કવિવર. આનંદસમાધિનો અનુભવ કરાવી રસમસ્ત બનાવી બે ઘડી દેહમાં ડોલાવી મૂકે એવી કવિતા ગુર્જરીની કવિ-

ઓની કવિતામાથી શોધીએ તો ન્હાનાલાલની ઘણી મઝે કવિતાના ઊંચા શિખરો એમની કવિતાએ અનેક વાર સર કર્યા છે કોઈ પણ પ્રથમ પંક્તિના કવિની પણ બધી જ રચનાઓ એકસરખી ઉંચાઈની હોતી નથી ન્હાનાલાલની ય ન હોય, ને નથી પણ એમનુ કાવ્યસર્જન એટલુ વિપુલ છે કે તેમાથી વીણેલી પ્રથમ પંક્તિની રચનાઓનો ખાસ્સો પુષ્ટ સંગ્રહ ખુશીથી સહેલાઇથી કરી શકાય છૂટે હાથે મા શારદાનો કૃપાપ્રસાદ પામેલા આવા કવિની કવિતાનો પ્રતિનિધિરૂપ ચૂટણીસંગ્રહ સંપાદવાનું તે શ્રી રામનારાયણ પાઠક અને શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી જેવા કાવ્યજ્ઞ વિદ્વાનો કે સુન્દરમ્ અને ઉમાશંકર જેવા આજના અગ્રિમ કવિઓમાથી કોઈ પણ હોંસેહોંસે કરે પણ કવિશ્રીના જીવતા અને તે પછી ઘણો વખત દુર્લભ રહેલી આવી ચૂટણીની રજા શ્રી બાલચદ્ર પરીખને ઓછા આયાસે મળી ગઈ, માટે એ નસીબદાર આમ કહેવામા એમનો અધિકાર ઓછો હોવાનુ સૂચવવાનો લેશ પણ આશય નથી 'પ્રેમભક્તિ'ની કવિતાની પ્રેમભક્તિ એ જ એમનો અધિકાર છે✓ અગ્રેજી સાહિત્યના રસિયા આ યુવાન સાહિત્યપ્રેમીને ભારતીય સાહિત્યમા રવીન્દ્રનાથની કવિતા જેટલું જ પ્રબળ આકર્ષણ કવિશ્રી ન્હાનાલાલની કવિતાએ વર્ષોથી કર્યું છે પોતે છે ય પાછા હૃદયવૃત્તિએ કવિ જીવ કવિશ્રીની કૃતિઓના વાચન પરિશીલનને પોતાને આપેલ આનદને અન્યજનસંવિભક્ત કરવા તેમણે ઉપાડેલી પ્રેમસેવા (labour of love) આ રીતે મૂર્ત થાય છે એમણે કવિશ્રીના કેટલાક પ્રસિદ્ધ કાવ્યોના કરેલા મુક્ત રસવાહી અગ્રેજી અનુવાદ 'Perennial Fount : Lyrics of Adoration and Love' તથા અન્ય ભાષાભાષીઓને કવિશ્રીની કવિપ્રતિભા તથા કાવ્યકલાની પિછાન આપવાના આશયથી લખેલ 'Nanalal Poet-Laureate of Modern Gujarat' (A Study in Crea-

tive Interpretation) એ બે અંગ્રેજી પુસ્તકોરૂપે એ આ અગાઉ પણ મૂર્ત થઈ ચૂકી છે.

આ સંગ્રહમાં તેમણે કવિશ્રીનાં કુલ ૧૪૬ કાવ્યો રજૂ કર્યાં છે. કવિશ્રી ન્હાનાલાલના કાવ્યસર્જનની વિપુલતા અને તેનો કાવ્યગુણ જોતાં એમની કૃતિઓમાંથી આંખ મીંચીને ઉપાડતાં પણ સારી ચૂંટણી થઈ જાય. સંગ્રહમાં કવિનું પેલું કાવ્ય કેમ ન આવ્યું, આ આ લીધાં છે તેને બદલે અમુક અમુક લીધાં હોત તો ઠીક થાત, એવી ટીકા કે સૂચનાઓ જેમ દરેક ચૂંટણીસંગ્રહ નોતરે જ, તેમ આને વિશે પણ બનવાનું. ચૂંટણીમાં હમેશ વ્યક્તિગત રુચિ અને દૃષ્ટિ તેમજ ચૂંટણીનો પ્રેરક આશય કામ કરતાં હોય છે, તેને લીધે એમ બનવું સ્વાભાવિક જ છે. આ 'રસગન્ધા'માં ધૂમકેતુનું ગીત ('હું એકલો ઊડું'), 'વિરાટનો હિંડોળો', 'પારકાં કેમ કીધાં' અને એવાં બીજાં કોઈ કોઈ કવિશ્રીનાં પ્રસિદ્ધ કાવ્યો કેમ નથી લેવાયાં અને કેટલાંક ન લેવાત તો ચાલત તેવાં કેમ લેવાયા છે એવી ફરિયાદ કરવી આ કારણથી કામ લાગશે નહિ. સંગ્રહની સામગ્રીને શબરીનાં બોર જેવી સંપાદકે પોતે આસ્વાદેલી, એમને મીઠી લાગેલી અને આનંદ-સંવિભાગ અર્થે સહૃદયો સમક્ષ ધરેલી ન્હાનાલાલ-રચનાઓ તરીકે જ જોવી યુક્ત છે.

કાવ્યોને આઠ વિભાગમા વહેંચી નાખવામાં આવ્યાં છેઃ (૧) ઊર્મિગીતો, (૨) પ્રણયપુષ્પો, (૩) રાસ, (૪) રણગીતો, (૫) દામ્પત્યસ્તોત્રો, (૬) ભક્તિગીતો, (૭) અર્ધ્યકુસુમો, (૮) ચિત્રસર્જનો. કવિશ્રી ન્હાનાલાલની કવનવિષય અને કાવ્યપ્રકારોને લગતી કેટલીક જાણીતી વિશિષ્ટતાઓ એમાં રજૂ થઇ તો જાય છે. પણ ઊર્મિગીતો બીજા વિભાગોમાં પ આવે છે, અને પ્રણયપુષ્પો, રાસ, દામ્પત્યસ્તોત્રો તથા ઊર્મિગીતોના વિભાગોની કોઈ કોઇ કૃતિઓ ખુશીથી એકબીજા વિભાગમાં મૂકી શકાય તેમ છે. 'પ્રણયપુષ્પો' અને 'દામ્પત્યસ્તોત્રો' એ બે

વિભાગનો એક જ વિભાગ કરી શકાય. અક્ષરમેળ-માત્રામેળ છંદોબદ્ધ રચનાઓ, ગઝલો, ગીતો, રાસ અને અછાંદસ ડોલનશૈલીમાં લખાયેલી કૃતિઓની વાનગી રજૂ કરી પદ્યરચનાના પ્રકાર પ્રમાણે; બાળકાવ્ય, ઊર્મિકાવ્ય (ગીત ને રાસ સમેત), ચિત્રકાવ્ય, ખંડકાવ્ય, મહાકાવ્ય, વિરાટકાવ્ય, એમ કવિશ્રીએ અજમાવેલા કાવ્યપ્રકારો પ્રમાણે; કવિશ્રીના 'પ્રેમભક્તિ' ઉપનામને અર્ધાંશે સાર્થ ઠરાવતાં એમનાં પ્રેમગાન અને ભક્તિગાન તથા પછી સ્વદેશ-ગાન પ્રમાણે; શૃંગાર, વીર અને ભક્તિનો શાંત, એમ રસ પ્રમાણે: આમ જુદીજુદી રીતે કવિશ્રીનાં કાવ્યોનું વિભાગીકરણ થઈ શકે તેમ છે. પણ સંપાદક અહીં પોતાની ચૂંટેલી સામગ્રીને તથા તેમાંથી પોતે સ્ફુટ કરાવવા ધારેલા કવિદર્શનને વશ વર્તીને ચાલ્યા છે. જે દૃષ્ટિએ એમણે આ વિભાગો પાડ્યા છે તેની ઝાંખી એમણે આ ચૂંટણીસંગ્રહને જોડેલ 'રસદર્શનો' નામક વિવરણ કરાવી રહે છે. આમ હોવાથી 'સૌન્દર્યના દેશ'ને 'પ્રણયપુષ્પો'માં કે 'ગિરનારને ચરણે'ને 'દામ્પત્યસ્તોત્રો'માં મૂકવું યોગ્ય ન હતું એવા કોઈ કોઈ વીગતના મતભેદ સિવાય પુસ્તકના વિભાગીકરણ સામે તે તેનો હેતુ સાધતું હોવાથી કોઈ વાંધો લઈ શકાય તેવું નથી.

ઉપર ઉલ્લેખેલું સંપાદકનું વિવરણ મુગ્ધ ઉત્સાહથી જ નહિ પણ સાચા સહૃદયના ભાવથી તેમણે કરેલું કવિશ્રી ન્હાનાલાલની કવિતાનું રસ-રહસ્ય-દર્શન બની ગયું છે. વસ્તુતઃ કવિશ્રીની કવિતાએ સંપાદકના ભાવુક રસેપ્સુ હૃદયને કરાવેલ કાવ્યસંવેદન કે રસાનુભવ જ એમણે કોઈને શબ્દાળ પણ લાગે એવી ઊર્મિપ્રણિત ભાષામાં ત્યાં ઠાલવ્યો છે. આમજ ધરેલી ન્હાનાલાલ-પ્રસાદીમાં કવિશ્રીના એક ખુશબોદાર કાવ્યપુષ્પ પરથી બીજા કાવ્યપુષ્પ પાસે ઘૂમતા મધુકર જેવા દેખાતા સંપાદકના આ રસાનુભવે પ્રસન્ન આત્માનો ગુંજારવ

જ એને કહીએ. એને ભક્તનો પોતાના રસદેવને અપાયેલો અર્ધ્ય પણ કોઇ કહે. કવિશ્રીમાં અને તેમની કૃતિઓમાં છે તેથી વધુ એ જુએ છે એમ કોઇને લાગે, કે એમ કોઇ કહે, તેની આ 'રસદર્શનો'ના લેખકને પડી ન જ હોય. એ તો કવિશ્રીની કવિતાએ પોતાને કરેલ રસાનુભવ અને એ કવિતાનું પોતે કરેલું મર્મ દર્શન પોતાના જ આનંદની અભિવ્યક્તિ તેમજ તેના સંવિભાગ સારુ મુક્ત કંઠે શબ્દબદ્ધ કરે છે. વાચકોને સંપાદકના ઉત્સાહનો ચેપ લગાડી ન્હાનાલાલની કવિતા તરફ અભિમુખ કરી તેની ખૂબીઓ ખૂલવાની દૃષ્ટિ તેમને સંપડાવવામાં એમના આ પુરુષાર્થની કૃતાર્થતા એ માનવાના. ૧૮૦ પાનાં સુધી પહોંચી ગયેલ આ વિવરણમાં શબ્દોની ઘણી કસર કરી એને અંગુલિનિર્દેશક અને મિતાક્ષર બનાવાયું હોત તો ઠીક થાત એમ પ્રથમ વાચને આપણને લાગશે ખરું, પણ સંપાદકની દૃષ્ટિ-વૃત્તિ એમ કરવા દે તેમ ન હતું

એ વિવરણમાં પ્રથમ દરેક વિભાગમાં મૂકેલ કાવ્યો પરનો સમગ્રાલોકી લેખ અને પછી વ્યક્તિગત કાવ્યોનુ રસદર્શન આવે છે. કાવ્યોનાં રસદર્શનમાં 'સાગર સખે', 'લગ્નતિથિ', 'પુનર્લગ્ન', 'આપણી લગ્નતિથિ', 'પિતૃતર્પણ' ને 'ગુજરાતનો તપસ્વી' પરના ધ્યાન ખેંચે તેવાં છે. સમગ્ર દર્શનોમાં ધ્યાન ખેંચશે ન્હાનાલાલની કવિતામાં 'પ્રાયઃ સંકલિતરૂપે એક અનોખું રમણીય જીવનદર્શન' જોવા ને દેખાડવાનો શી પરીખે ઉલ્લાસભેર કરેલો પ્રયાસ. તે માને છે કે ન્હાનાલાલની રસસૃષ્ટિ 'ભિન્ન ભિન્ન દશે પ્રગટેલી ઊર્મિઓ, કલ્પનાઓ, ભાવનાઓ કે આદર્શોની ચિનગારીઓનો એ માત્ર સમુચ્ચય નથી; જગત અને પ્રકૃતિનાં, વ્યક્તિ અને વિશ્વનાં, મનુષ્ય અને દિવ્યતાનાં, જીવન અને સંસ્કૃતિનાં વૈવિધ્યમય પ્રેરકબળોનું એ ગાન નિરૂપણ નથી; કલા અને કવિતા, લય અને માધુર્ય, સંગીત અને સૌંદર્યની એ કેવળ ઉપાસના જ

નથી; કિંતુ એ સર્વને પોતામાં સમાવતું, સૌંદર્યતેજે ઝળહળતું, ઊર્મિ-ધબકારે ધનગનતું, પ્રેમરસે સુહાતું, દામ્પત્યમંગલમાં પરિપક્વ બનતું, પ્રભુતામાં પાંગરતું, સંસ્કૃતિવિસ્તારમાં સાફલ્ય પામતું અને દિવ્યતામાં પરિણત થતું એ એક સમગ્ર, અનોખું જીવનદર્શન છે.' (રસદર્શનો પૃ. ૩૭–૩૮) કવિશ્રીના પ્રકૃતિ, પ્રેમ, શૌર્ય તથા ભક્તિનાં ગાનને તેમજ તેમના વિભૂતિસંકીર્તનને એ જીવનદર્શનનાં એકમેકમાંથી વિસ્તરતાં–વિકસતાં સંવાદી અંગ તરીકે શ્રી પરીખે ત્યાં અવલોકી દેખાડયાં છે.

કવિશ્રીના વિપુલ કવિતારાશિમાંથી આ તો કેટલીક જ વાનગી. તેને આધારે ઊભું કરાતું કવિશ્રીનું જીવનદર્શન કેટલે અંશે કવિશ્રીના સમગ્ર સાહિત્યને માટે પણ બોલે, કે તેને લાગુ પડે, વા તેમાંથી ય પ્રગટ થતું દેખાય, એવો પ્રશ્ન થાય. પણ કવિશ્રી ન્હાનાલાલ આપણા એવા સાહિત્યસર્જક છે જેમના સમગ્ર સર્જનમાં એક સુસંગત જીવન-દર્શન અનુસ્યૂત કે ઓતપ્રોત દેખાય છે જ. પ્રકૃતિએ તેઓ એક મસ્ત સૌંદર્યદર્શી સૌંદર્યલુબ્ધ રસોપાસક કવિ છે. પ્રકૃતિના સૌંદર્યના (અને પ્રકૃતિની સૌંદર્યશોભા તો વસંતમાં, એટલે વસંતના) પૂજક–ગાયક આ કવિ જીવનના સૌંદર્યના, એટલે જીવનની વસંતના સ્નેહસૌંદર્યના-સ્નેહ-રસના કવિ બન્યા છે. પણ રસના, સૌંદર્યના, સ્નેહના, જીવનના આનંદ-ના આ ઉપાસકને સૃષ્ટિમાં ઊછળતા રસસાગરને પુણ્યની પાળ ઇષ્ટ લાગે છે. આવો ધર્મસંયત સ્નેહ તો લગ્નજીવનનો, એટલે લગ્ન તરફ લઈ જતા, લગ્નમાં પરિણમતા, અને લગ્નોત્તર દાંપત્યમાં વિસ્તરી–વિકસી કૃતાર્થતા પામતા સ્નેહનું જ ગાન તેમણે જીવનભર ઉલ્લાસથી ગાયું છે. એમને પુણ્યના, એટલે ધર્મ, નીતિ, સદાચાર અને સંયમના આગ્રહી બનાવનાર તત્ત્વ છે કવિની આર્યતા, જેણે પોતાને તરુણ દશાના ઉધમાતોમાંથી આખરે બચાવ્યાનું તેમણે 'પિતૃતર્પણ'માં કહ્યું છે. કોઇ આંતરસૂઝ કે સંસ્કારના બળે આ ભૂમિનો સંસ્કારવારસો

એમણે એવો તો ઝીલ્યો ને પચાવી લીધો છે કે તેનો જ ઉદ્ઘોષ નરી વાણીમાં એમણે કર્યા કર્યો કહેવાય. કવિની ઊંડી સ્વદેશભક્તિએ જ એમને ભારતના ભૂમિમૌંદર્યના જ નહિ પણ એની સંસ્કૃતિશ્રીના એના આત્મમૌંદર્યના ભક્ત બનાવેલા. ભારતીય સંસ્કૃતિ સ્થૂલ કરતાં સૂક્ષ્મને, દેહ કરતાં આત્માને, પ્રેય કરતાં શ્રેયને, વિલાસ કરતાં સંયમને, જગત કરતાં ઈશ્વરને, ભેદ કરતાં અભેદને, વિગ્રહ કરતાં સમન્વયને, વધુ મહત્ત્વ આપે છે. કવિશ્રી ન્હાનાલાલનું સમગ્ર સર્જન પણ એને જ મહત્ત્વ આપતું દેખાય છે તે આ કારણે. કવિશ્રીની ઊંડી ધાર્મિકતા ને આસ્તિકતા દલપતરામના ઘરના વાતાવરણે અને કાશીરામ દવેના સંપર્કે, એટલે પરોક્ષ રીતે સ્વામિનારાયણ સંપ્રદાયે તેમ માર્ટિનોના વાચને અને પ્રાર્થનાસમાજે પ્રેરેલ હશે તેટલી જ તેમની આ આર્યતાની પણ એ નીપજ. કવિશ્રીની આ ધાર્મિકતા કે આસ્તિકતાએ એમને ભક્ત બનાવ્યા છે, 'પ્રેમ-ભક્તિ' ગણાવ્યા છે, 'પ્રેમભક્તિ-ભજનાવલિ' 'વેણુવિહાર' 'હરિદર્શન' અને 'હરસંહિતા'ના કવિ ગણાવ્યા છે. 'પ્રેમ ભક્તિ' એ એમના કવિનામને પૂર્ણતયા સાર્થ ઠરાવે એવું એને સુસંગત પ્રેમગાન અને ભક્તિગાન એમણે કલમ ચલાવી ત્યાં સુધી કર્યે રાખ્યું છે. જે દેશભક્તિના ચડના જુવાળના નવયુગીન સ્ફૂર્તિકર વાતાવરણમાં એમની જુવાની વીતી તેની અસર પણ એમણે ઓછી ઝીલી નથી. સ્વભૂમિનું અને એના ઉજળા મતાનોનું ગૌરવગાન ગાતા કવિ પોતાના કેટલાક માનસસંતાનોને દેશ અને લોકની સેવાને વરાવે છે તે આનું પરિણામ. 'રણગીતા' વિભાગની આ સંગ્રહની સામગ્રી બતાવી આપે છે તેમ કવિની સ્વદેશભક્તિ એમની આર્યતા અને ધાર્મિકતાથી જ રંગાયેલી છે, એનાથી ભિન્ન નથી. કવિશ્રીની રોહનગ્ર અને લગ્ન સ્નેહના બે પાસાની સ્નેહભાવના, એમની સેવા ને સમન્વયની ભાવના, એમની ઈશ્વરશ્રદ્ધા, એમનો વિશ્વમાંગલ્ય અને માનવીની તેમ સંસારના

## આમન્ત્રણ

આવો, સન્તો! આવો, સન્તો!
રસકુંજે આવો, સન્તો!

*

રાસેશ્વરને પદ અમે ઝીણાં ઝીણાં ગીત;
નિર્મળ તેજ ઉઘાડમાં પાન કરીશું નિત્ય;
વ્હાલાં! ઝીલશું, વ્હાલાં ઝીલશું,
ગીતલહરે વ્હાલાં! ઝીલશું......

*

સ્નેહવેલના ફાલમાં હીંચશું ઉર હરખાઈ;
પ્રિય ગુણગાન ફૂલો ગૂંથી ધરશું પ્રિયપદમાંહીઃ
પ્રિય સંગે, પ્રિય સંગે,
આનન્દીશું પ્રિય સંગે.....

*

પ્રેમવાટિકા-ઝરણમાં ગીતનીરે ન્હાઈ,
રાસેશ્વરને પૂજતાં પ્રભુતા રહે પથરાઈ;
પ્રભુતામાં, પ્રભુતામાં,
જગ ભૂલશું રસપ્રભુતામાં!

ખંડ પહેલો

# ઊર્મિગીતો

યુગયુગ ધ્યાન-વિલીન,
ઊભીને કાળસિન્ધુને તીર,
બજાવે બંસરી બન્ય સુધીર......
—ન્હાનાલાલ

(૧)
# પ્રેમને હિન્ડોલે

જગત ઝૂલે રસઝોલે:
અદ્‌ભુત કો પ્રેમને હિન્ડોલે, હિન્ડોલે, હિન્ડોલે:
ઝૂલે રસ ઝોલે . . . . .

ભરતી અનન્ત ડોલે,
બ્રહ્માંડો ભીંજે છોળે,
પરબ્રહ્મ કેરે ખોળે:
ઉરે ઉરે કોકિલા કો બોલે, કલ્લોલે, વિલોલે:
ઝૂલે રસઝોલે . . . . . .
અદ્‌ભુત કો પ્રેમને હિન્ડોલે, હિન્ડોલે, હિન્ડોલે
ઝૂલે રસઝોલે . . . . . .

[પ્રેમકુંજ]

(૨)

## રસજ્યોત

એક જ્વાલા જલે તુજ નેનનમા,
રસજ્યોત નિહાળી નમું હું નમું,
એક વીજ ઝલે નભમડળમા,
રસજ્યોત નિહાળી નમું હુ નમુ .

મધરાતના પહોર અઘોર હતા,
અન્ધકારના દોરજ ઓર હતા,
તુજ નેનમા મોરચકોર હતા,
રસજ્યોત નિહાળી નમુ હુ નમુ .

અહા! વિશ્વના દ્વાર ખુલ્યા ઉછળ્યા,
અહા! અળધૂતને બ્રહ્મયોગ મળ્યા,
અહા! લોચન લોચન માહી ઢળ્યા,
રસજ્યોત નિહાળી નમુ હુ નમુ .

દગ્બાણુથી પ્રારબ્ધલેખ લખ્યા,
કઈ પ્રેમીએ પ્રેમપથી પરખ્યા,
અને આત્માએ આત્મનૂને ઓળખ્યો,
રસજ્યોત નિહાળી નમુ હુ નમુ .

[જયા-જયન્ત]

(૩)

# નરી સરલતા

૧

નરી સરલતા કોણ પૂજશે?
નથી તેજ, નથી તરંગ;
શાન્ત, વિમળ, વિરલ, રમ્ય;
તુજ મુખ શું ભર્યું સૌમ્ય, મુજ લાડિલી!

૨

અલૌકિક નીલ પટ સન્ધ્યા લઈને,
પ્રશાન્ત, નિદ્રિત બાલપ્રભાત
અન્તરિક્ષના રંગ ધરી સૂતું
તુજ નયન સમા જળહ્રદયે, મુજ લાડિલી!

૩

એ સુન્દરતા કોણ નીરખશે?
કોણ સ્હમજશે? કોણ સુહવશે?
કોણ નીરચંચુ ત્હાં ભરશે?
–અનિમિષ, અકળ, ગહન સૌન્દર્ય:
તુજ નયનમાં દીઠું શોભતા આસ્માન સમું, મુજ લાડિલી!

૪

વિશાળ નભ વીંધતા ગરુડ ઊડશે,
પ્રભા વીણન્તા દિગન્ત ઘન ઘૂમશે,
સઉ શમશે, સઉ શમશે, ઊતરશે
તુજ હૃદય સમા સરવર પર, મુજ લાડિલી !

૫

મુજ કુંજ પેલી જો ઝૂલે,
પ્રભુના દીધા કંઈ સુખ ફૂલે,
મ્હારાન્‌હારા કંઈ કંઈ કુસુમ મધુરા ખીલે
સખિ ! તુજ હૃદયજળ ત્ય્હા અમળ સીંચી શોભજે, મુજ લાડિલી !

[દામ્પ યસ્તે ગ્રા]

(૮)

## આયુષ્યનું પર્વ

આજ આયુષ્નુ પર્વ,
આજ આયુષ્નુ પર્વ,
હૈયાં વરસે છે હૃદયદેવનાં...

આજ આત્માનુ પર્વ,
આજ આત્માનુ પર્વ,
આત્મા વરસે છે આત્મદેવના...

ઘન વરસે જળધાર, ને તરુવર વરસે ફૂલ;
રવિ વરસે કિરણાવલિ:
અમે વરસીએ આતમ આ અમૂલ:
હો સોહાગિયાં!
આજે ઉત્સવ આત્મસઘનો ..

આજ આત્માનુ પર્વ,
આજ આત્માનુ પર્વ,
આત્મા વરસે છે આત્મદેવના...

[વિશ્વગીતા]

(૫)

## અરુણોદય

ઊગે છે પ્રભાત આજ ધીમેધીમે;
ઊગે છે ઉષાનું રાજ્ય ધીમેધીમે;
ઊગે છે પ્રભાત આજ ધીમેધીમે...

રજનીની ચૂંદડીના
છેડાના હીરલા શા,
ડૂબે છે તારલા આજ ધીમેધીમે;
ઊગે છે પ્રભાત આજ ધીમેધીમે...

પરમ પ્રકાશ ખીલે,
અરુણનાં અંગ ઝીલે;
જાગે પ્રભુ વિશ્વમાં આજ ધીમેધીમે;
જાગે પ્રભુ જીવમાં આજ ધીમેધીમે;
ઊગે છે પ્રભાત આજ ધીમેધીમે...

[જયા-જયન્ત]

(૧)

## પ્રેમનું પ્રભાત

પિયુ! પ્રેમનું પ્રભાત,
પિયુ! પ્રેમનું પ્રભાત,
પ્રગટ્યા પ્રકાશ પરમ સ્નેહના જો!

પિયુ! ઊતરી એ રાત,
પિયુ! ઊતરી એ રાત,
સૂરજો તપે છે દિલે-દેહમાં જો!

અમે આશાને આંગણે ઊભાં હતાં;
અમે ભાવિના આભમાં જોતાં હતાં;
ઊગી ભાગ્ય કેરી ભાત,
ઊગી ભાગ્ય કેરી ભાત,
ઊઘડ્યાં ઉજાસ સૌભાગ્યનાં જો!

પિયુ! પ્રેમનું પ્રભાત,
પિયુ! પ્રેમનું પ્રભાત!

[જયા-જયન્ત]

(૭)
# વેણુ વાગી

અજબ કો વેણુ વાગી, વેણુ વાગી;
હું તો આછી નીંદરમાંથી જાગી, સખિ!
મ્હારા મનની મ્હેમાની માગી,
અજબ કો વેણુ વાગી, વેણુ વાગી...

હિરદોરની હિન્ડોળદોરી ડોલી, સખિ!
લોકલોકના કલ્લોલબોલ બોલી,
અજબ કો વેણુ વાગી, વેણુ વાગી...

ઘેરે ટહુકે અજાયાં નેત્ર નમણાં, સખિ!
સૈયાં સહિયર! સલૂણાં મ્હારાં શમણાં;
અજબ કો વેણુ વાગી, વેણુ વાગી...

ધીમી ધીમી અમીની છલક આવી, સખિ!
મીઠી હલકે મ્હને એકલી હસાવી:
અજબ કો વેણુ વાગી, વેણુ વાગી...

અજબ કો વેણુ વાગી, વેણુ વાગી...

[ઈન્દુકુમાર-૩]

(૮)

## હૈયાની વેણુ

વેણુ લઇયે ને દઇયે
હૈયાની, સૈયા!
વેણુ લઇયે ને દઇયે.

*

તું જગમોહન,
હું રસશોભન;
દિલને વસ્યાં દરિયે;
હૈયાની, સૈયા!
વેણુ લઇયે ને દઇયે.

*

તું નટનાગર,
હું રૂપસાગર;
ભરતી બધે ભરિયે;
હૈયાની, સૈયા!
વેણુ લઇયે ને દઇયે.

[જયા-જયન્ત]

(૯)

## રસકુંજ

ચાલો, ચાલો, સલૂણી! રસકુંજમાં...
ચાલો, ચતુર સુજાણ!
ઊગ્યા નયનોમાં ભાણ!
મ્હારા પરમ કલ્યાણ!
રસકુંજમાં.

ચાલો, રસની સરિતાને ઘાટ જો!
ચાલો, ફૂલડાં ને વેલી પૂરે વાટ જો!
મ્હારા રસિયાને માટ,
રસકુંજમાં.

ખીલ્યો સુન્દર શું બાગ!
ખીલ્યો સુન્દર શું બાગ!
મહીં મધુરા પરાગ!
મહીં મધુરા પરાગ!
મ્હારા અખંડ સૌભાગ્ય!
રસકુંજમાં.

[જયા-જયન્ત]

(૧૦)

## વ્રજરાજ

હો વ્રજરાજ! ત્હારી વાંસળીએ.

લખ્યું કંઈ કંઈ આંખડી-આંખડીએ.
વ્રજરાજ! ત્હારી વાંસળીએ.
લખ્યું હૃદયકમળની પાંખડીએ,
હો વ્રજરાજ! ત્હારી આંખડીએ.

પ્રેમ પરિમળ પૂર્યાં પરમ કંઈ
નર્તન્તાં ફૂલ ફૂલડિયે,
વ્રજરાજ! ત્હારી વાંસળીએ.
લખ્યું વનની વેલડ વેલડીએ:
હો વ્રજરાજ! ત્હારી વાંસળીએ.

ઈન્દ્રરંગ ચીતરી રસમન્ત્રો
લખ્યા ધૂમતી રસવાદળીએ,
વ્રજરાજ! ત્હારી વાંસળીએ.
લખ્યું રાસરમણ રૂપપૂતળીએ:
હો વ્રજરાજ! ત્હારી વાંસળીએ.

હૈયાવેધણ હૃદય-ઋચાઓ
અંજણ સલૂણી લખી વીજળીએ,
વ્રજરાજ! ત્હારી વાંસળીએ.
લખ્યુ કંઈ કંઇ તારલી-તારલીએ:
હો વ્રજરાજ! ત્હારી વાંસળીએ.

અભયવચન દીધ જનકુલને
અમે સાંભળ્યુ એ તો ગોકુળિયે,
વ્રજરાજ! ત્હારી વાંસળીએ.
લખ્યુ જગપાવન તુજ પાવલિયે
હો વ્રજરાજ! ત્હારી વાંસળીએ.

હો વ્રજરાજ! ત્હારી વાંસળીએ
હો વ્રજરાજ!

[શાહાનશાહ અકબરશાહ]

~

(૧૧)

## પ્રેમની જોગણ

હું તો જોગણ બની છું મ્હારા વહાલમની;
વહાલમની,
પ્રેમઆલગની;
હું તો જોગણ બની છું મ્હારા વહાલમની.

વનવનના મહેલ, પ્રીતમ! ત્હારા વિણ સૂના છે;
તીરથના ઘાટ, પ્રીતમ! જોગથી જૂના છે;
રસિકા એ રસના ઉપાસકની;
હું તો જોગણ બની છું મ્હારા વહાલમની.

તરુ તરુને પાને, પ્રીતમ! નામ જો! ત્હારું છે;
રેખા રેખામાં, પ્રીતમ! ભાગ્ય જો! મ્હારું છે;
દાસી એ દિલના દિલાવરની;
હું તો જોગણ બની છું મ્હારા વહાલમની.

[જયા-જયન્ત]

(૧૨)

## આત્મદેવ

ઓ આત્મદેવ!
આવો, હો! આવી વસન્ત આ.

દેવરંગી ફૂલ ઊગ્યાં અવનીમાં આભમાં;
ફૂલડાં ઉઘાડો મુજ ભાલમાં:
ઓ આત્મદેવ! આવો, હો! આવી વસન્ત આ.

મ્હેકે મ્હેકે મ્હેકે નવવાસના વિરાટની;
મ્હેકે સુગન્ધો અંગરંગમાં:
ઓ આત્મદેવ! આવો હો! આવી વસન્ત આ.

વનનાં ઊંડાણ ભરી બોલે છે કોકિલા;
બોલી કોયલ ઉર-આભમાં:
ઓ આત્મદેવ! આવો હો! આવી વસન્ત આ.

ચન્દન ચોક ઢળે તેજ કેરી વાદળી;
તેજ એ ઢોળાય પ્રાણચોકમાં:
ઓ આત્મદેવ! આવો હો! આવી વસન્ત આ.

રમી વસન્ત આજ વિશ્વ કેરી વાડીએ;
રમો મ્હારી આંખના ઉદ્યાનમાં:
ઓ આત્મદેવ! આવો હો! આવી વસન્ત આ.

[ન્હાના ન્હાના રાસ-૨]

(૧૩)

## ફૂલડે વસન્ત પધારે

સખિ! ફૂલડે વસન્ત પધારે...
હો સખિ! ફૂલડે વસન્ત પધારે:
સખિ ફૂલ-ફૂલ બાણુ મારે-મારે,
ફૂલડે વસન્ત પધારે.

ચેતનભર ઉલ્લાસી અનેરા
વાયુ વસન્તના વાયે;
મીઠાં મીઠાં એવાં પૂર્વનાં સ્મરણો
અદ્‌ભુત તુજ ઊભરાયે:
રણકે રસને સિતારે:
સખિ! ફૂલડે વસન્ત પધારે.

કળીઓની પરમ પરાગ ભરેલી
પાંખડીએ મધુ ઝૂકે;
અંગોઅંગની મદભર કળીએ
એમ પરાગ ભભૂકે:
ઊછળે અમી શતધારે;
સખિ! ફૂલડે વસન્ત પધારે.

કુહુકુહુ કુહુકુહુ અમૃતશબ્દે
કોકિલ કઈ લલકારે,
દેહકદમ્બે વિરાજીને આત્મા
પ્રેમીની બાગ પુકારે;
તરસ્યો પ્રેમીને આરે;
સખિ! ફૂલડે વસન્ત પધારે.

દિનદિન ચ્હડતી ચન્દ્રકલાને
ચન્દનીપૂર મતવાલાં;
ગેબી સખિ! બ્રહ્મવર્ચસ્ વરમે,
ને ઉરમા ઊગે અજવાળા:
દીઠે મુખચન્દ્ર ત્હમારે:
સખિ! ફૂલડે વસન્ત પધારે.
હો સખિ! ફૂલડે વસન્ત પધારે....

[ઈન્દુકુમાર-૩]

(૧૪)

## ફૂલડોલનો ઉત્સવ

આજે ઉત્સવ ફૂલડોલનો.....

અજબ વરસે વસન્ત,
અજબ વરસે વસન્ત,
આજે ઉત્સવ ફૂલડોલનો.

ડોલે ભરતી અનન્ત,
ડોલે ભરતી અનન્ત,
આજે ઉત્સવ ફૂલડોલનો.

ફૂલડે પ્રફુલ્લ ફૂલી વાડીની વેલીઓ;
કળી-કળીએ ડાળીઓ લસન્તઃ
આજે ઉત્સવ ફૂલડોલનો.

અબિલ ગુલાલ રંગ વિલસે વસન્તના;
વનવન કો હાસ્યમાં હસન્તઃ
આજે ઉત્સવ ફૂલડોલનો.

આભની અગાસીએ ઊગન્ત જો ! તું ચન્દ્રમા;
ચન્દની શું કોડ રમન્તઃ
આજે ઉત્સવ ફૂલડોલનો.

ભરીને ફૂલછાબ મ્હડી રમશું વસન્ત આ;
તુજ સુજમાં લાડથી લસન્તઃ
આજે ઉત્સવ ફૂલડોલનો.

(૧૫)

## યૌવનની રસમૂર્તિઓ

અમે અખંડ યૌવનની મૂર્તિઓ!
અમે આશા-ઉલ્લાસ કેરી ઊર્મિઓ!
અમે પ્રકૃતિના અંગમાંની શક્તિઓ!
કોઈ લેશો? કોઈ લેશો?
કોઈ લેશો? કોઈ લેશો?
અમે અખંડ યૌવનની મૂર્તિઓ!

*

અમે આકાશવાસીઓ,
દેવોની દાસીઓ,
પ્રેમીની પ્યાસીઓ છીં!
કોઇ લેશો? કોઇ લેશો?
કોઈ લેશો? કોઈ લેશો?
અમે અખંડ યૌવનની મૂર્તિઓ!

[જયા-જયન્ત]

(૧૬)

## ઉરનાં બારણાં

ઉરના બારણાં ઉઘાડો, સોહાગિયાં!
ભાગ્યનાં બારણાં ઊઘડશે, સોહાગિયાં!

*

કાળની કુંજ સમી ઝાડીઓ રે
ઝૂકી જમનાને ઘાટ,
ઝૂકી જમનાને ઘાટ,
પ્રેમનાં પંખી ડાળે માણતાં,
જગ ઢાળે કિલકિલાટ,
જગ ઢાળે કિલકિલાટ;
સુણજો, ઓ સ્નેહનાં સોહાગિયાં!
જાગો, ઓ સ્નેહનાં સોહાગિયાં!

*

આભના આગળા ઉઘાડો, સોહાગિયાં!
ભાગ્યના આગળા ઊઘડશે સોહાગિયાં!
ભાગ્યના આગળા ઊઘડશે સોહાગિયાં!

[જહાંગીર-નૂરજહાન]

(૧૭)

## નયનન નાચે મોર

સજન! ત્હારે નયનન નાચે મોર.
નયનન નાચે મોર,
સજન! ત્હારે નયનન નાચે મોર.

*

કીકીમંડળથી પ્રગટે કિરણપ્રભા;
જગછાયાં ઘનઘોર:
સજન! ત્હારે નયનન નાચે મોર.
ચીંધી કાળજની કોર:
સજન! ત્હારે નયનન નાચે મોર.

*

નયનન નાચે મોર,
સજન! ત્હારે નયનન નાચે મોર.
જગછાયાં ઘનઘોર:
સજન! ત્હારે નયનન નાચે મોર.
સજન! ત્હારે નયનન.....

[ત્રિશ્રગ

(૧૮)

## જમનાને કાંઠડે

ચાલોને સહિયર! જમનાને કાંઠડે
જીવનનાં જલ ભરવા રે;
જીવન ભરવા ને આત્મા તરપવા,
ઉરની લહેરે લહરવા રે:
ચાલોને સહિયર! જમનાને કાંઠડે.

શ્રી કૃષ્ણે ભરિયાં ને રાધિકાએ ભરિયાં,
ગોપિકાએ દિલભર્યાં ગરવાં રે;
જગનાં રસિક! સહુ આવજો એ આરે,
રસના વિહારે ત્યાં વિહરવા રે;
ચાલોને સહિયર! જમનાને કાંઠડે.

ચાલોને સહિયર! જમનાને કાંઠડે
જીવનના જલ ભરવા રે;
જગનાં રસિક! સહુ આવજો એ આરે,
રસના વિહારે ત્યાં વિહરવા રે:
ચાલોને સહિયર! જમનાને કાંઠડે.

[જહાંગીર-નૂરજહાન]

(૧૬)

## કળાયેલ મોર

જમનાને કાંઠડે કળાયેર મોરલો,
    મોરલા રે! ત્હારાં મનગમતાં મૂલ,
રાજમ્હેલને કાંઠડે કળાયેલ મોરલો,
    મોરલા રે! આપુ દિલમાંનાં ફૂલ.

ઘેરી કદમ્બની ઘટાઓ મનોહરી,
    મોરલા રે! ત્હારી ઊંચી એ ડાળ;
ઉરની ઘટાઓયે ઘેરી ઘેરામણી,
    મોરલા રે! આવ્યે ઉરનીરને પાળ.

જમનાને કાંઠડે કળાયેલ મોરલો,
    મોરલા રે! ત્હારાં મનગમતાં મૂલ.

[જહાંગીર-નૂરજહાન]

(૨૦)

## પુરનો મોરલો

પુરનો મોરલો, હો રાજ!
પુરમાં થનગન થનગન નાચે
 પુરનો મોરલો, હો રાજ!
 પુરનો મોરલો, હો રાજ!

સુખની શેરીઓ, હો રાજ!
આગણુ થનગન થનગન નાચે
 સુખનો મોરલો, હો રાજ!
 પુરનો મોરલો, હો રાજ!

ફૂલની વાડીઓ, હો રાજ!
ફૂલડે થનગન થનગન નાચે
 ફૂલનો મોરલો, હો રાજ!
 પુરનો મોરલો, હો રાજ!

રસનાં સરોવરો, હો રાજ!
રસભર થનગન થનગન નાચે
 રસનો મોરલો, હો રાજ!
 પુરનો મોરલો, હો રાજ!

(૨૧)

## કદમ્બ

બેય કાંઠે કદમ્બ કેરી છાયા;
વનમાં વસે વનરાયા, હો!
બેય કાંઠે કદમ્બ કેરી છાયા.

સરવર બાંધ્યુ કદમ્બડે, વચમાં મણિમન્દિર;
ડગમગ ડોલુ જો, સખિ! ઢળે ઉરનાં નીર
જેવા ધરતીના કંપ, ઉરના અજંપ એવા માહરા;
જેવા ધરતીના કંપ, ઉરના કુસંપ એવા માહરા;
ઉરમાં વસે ઉરરાયા, હો!
બેય કાંઠે કદમ્બ કેરી છાયા.

કળી કળી વસન્ત મ્હોરીને મ્હોર્યો મ્હારો છોડ;
ફૂલડે પ્રભુ ન પધારિયા, રહ્યા અધૂરા કોડ
મ્હારો આંસુનો છોડ, પ્રભુને વધાવી હું શું કરું?
મ્હારો આંસુનો છોડ, જગને વધાવી હું શું કરું?
જગમાં વસે જગરાયા, હો!
બેય કાંઠે કદમ્બ કેરી છાયા.

હોઉં હું અદ્ભુત કે દ્યુત તુજ પ્રેમની પરાપૂજા વિષે,
પણ પાવન કરી, દેવપૂત! સ્વીકારજે મુજ અર્ઘ્યને.
છિલ્લર નીરે ઊતર્યા માનસ માની હંસ;
ગ્રીષ્મ તપી જળ ઓસર્યાં: થયા આશના ધ્વંસ.

સૂના સરવરિયા પાળ—
સૂના સરવરિયા પાળ આશાને અમૃત કો સીંચશે?
સૂના સરવરિયા પાળ—
સૂના સરવરિયા પાળ હંસલાને મોતી કો નીરશે?
વગડે વગે વરસાયા, હો!
બેય કાંઠે કદમ્બ કેરી છાયા.

હોઉં હું અદ્ભુત કે ધૂત તુજ જગસોહામણ સ્નેહયજ્ઞમાં,
પણ આવી મળજે, અવધૂત! અવધો તપની ઊતર્યે.
સૂના સરવરિયા પાળ—
સૂના સરવરિયા પાળ હંસલાને મોતી કો નીરશે?
વગડે વસે વરસાયા, હો!
બેય કાઠે કદમ્બ કેરી છાયા!

[ઈન્દુકુમાર-૩]

(૨૨)

## કમળોની કુંજમાં

આ કમળોની કુજમાં હું ભૂલી પડી...
ભૂલી પડી રે હું ભૂલી પડી,
આ કમળોની કુજમાં હું ભૂલી પડી.

વડલો જટા ઢાળી જળમાં ઢળ્યો શું?
સંસારજાળીઓ શી જાળીઓ વડી:
આ કમળોની કુંજમાં હું ભૂલી પડી.

ઊડતો પરાગ જગ ભરતો મનોહરઃ
નજરે ન ઝાંખી એહ ભાગ્યની ઝડી:
આ કમળોની કુંજમાં હું ભૂલી પડી.

ઉપર આભ ને નીચે નીર પાથર્યાં,
સારા સૂનકારને શોધે આંખડી:
આ કમળોની કુંજમાં હું ભૂલી પડી.

શોધું છું આત્માની આરઝૂ અનન્તમાં,
આયુષ્ય આપું, આપો એહ જે ઘડીઃ
આ કમળોની કુંજમાં હું ભૂલી પડી.

ભૂલી પડી રે હું ભૂલી પડી,
આ કમળોની કુંજમા હું ભૂલી પડી.

[જહાંગીર-નૂરજહાન]

(૨૭)

## પ્રીતમની શોધ

હું તો શોધી શોધીને ખપે થાકી,
રે! પ્રીતમ ક્યંહીયે નથી;
આ તો એની એ સરોવર પાળ,
પ્રીતમ અહીંયે નથી.

હું તો સન્ધ્યાના મહેલ ભમી થાકી,
રે! પ્રીતમ ક્યંહીયે નથી;
આ એ જ કુંજ કેરો કાંઠડો રસાળ,
પ્રીતમ અહીંયે નથી.

હું તો વાટડીયે જોઈ જોઈ થાકી,
રે! પ્રીતમ ક્યંહીયે નથી;
એના આવ્યાનો આજનો આ પન્થ:
પ્રીતમ અહીંયે નથી.

હું તો કેડીના માર્ગ ખેડી થાકી,
રે! પ્રીતમ ક્યંહીયે નથી;
મ્હારો ના'વ્યો કોડામણો એ કન્થ:
પ્રીતમ અહીંયે નથી.

હુ તો આથમતા સૂર્ય ગણી થાકી,
રે! પ્રીતમ ક્યંહીયે નથી;
આ તો ઊગન્તી ચન્દનીની સ્હાંજ:
પ્રીતમ અહીંયે નથી.

એના પડઘાને કાન માંડી થાકી,
રે! પ્રીતમ ક્યંહીયે નથી;
આ તો એનો સંગીતનો જ સાજ:
પ્રીતમ અહીંયે નથી.

હુ તો ઝાડવાનાં ઝુંડ ઘૂમી થાકી,
રે! પ્રીતમ ક્યંહીયે નથી;
પેલે મોગરે બે ફૂલડા લ્હેરાય:
પ્રીતમ ક્યહીંયે નથી.

હું યે ફૂલ વીણું કરી ચાલી થાકી,
રે! પ્રીતમ ક્યહીંયે નથી,
ત્યાં તો ઊઠયા અહો! એ પ્રેમગાય,

[૨૪]

## રાજહંસ

સૂના આ સરોવરે આવો,
　　ઓ રાજહંસ! સૂના આ સરોવરે આવો.
જૂનાં એ ગીતને જગાવો,
　　ઓ રાજહંસ! સૂના આ સરોવરે આવો.

ક્યહાં શુભ્ર માનસર? ક્યહાં અમ રંક આરો?
ક્યહાં પુણ્યશ્વેત વપુ? ક્યહાં ગિરિ આ અમારો?
　ઓ દેવપંખી! કંઈ દૈવી નથી, તથાપિ
　　ઉદ્ધારવા અમ સરોવરિયે પધારો:

લીલા લ્હેકન્તાં કાંઈ કંઠે મજાના,
સ્નેહે નમન્તાં ધીરે પગલે લજ્જાનાં,
　　અમારાં નીર આ સુહાવો,
　　ઓ રાજહંસ! સૂના આ સરોવરે આવો.

હૈયાને સરોવરે આવો,
　　ઓ રાજહંસ! હૈયાને સરોવરે આવો.
જૂનાં એ ગીતને જગાવો,
　　ઓ રાજહંસ! સૂના આ સરોવરે આવો.

[જયા-જયન્ત]

[૨૫]

## વિયોગ

### (૧)

અયિ અભ્રયૂથો!
શીદ વ્યર્થ મથો?
નહિ ચક્ર ચ્હડ્ડ નભમડળને;
રસકોયલડી
તિમિરે છો બૂડી,
ચૂમી ભાવિ અમા જગઅંજળને.

શુભ વ્યોમપ્રભા તમને શુભ હો,
તિમિરે અમ આત્મવિહાર રહો
ક્ષિતિજે નમતું જલ ઝીણું પૂર્યું,
ઝૂલતું ઝૂલતું ઊભરાઈ ગયું·
પણ જો! રતિની સરિતા અતલે
હસતી રમતી રસતૃપ્તિ ઝીલે

ધન! જા, અયિ! જા, તુજ તાડવ ઘોર
અમું કદી હુ નહિ નૃત્ય કરું;
જરી જો! તમરાજની પાંખ નીચે
જગ રાચી રહેલ, હુ કેમ કરું?

(૨)

પ્રિય, રમ્ય સખિ!
ઝીલું 'પ્રેમ' લખી,
રસતીલ્લી મીટે મુજ મુગ્ધ ઉરે,
ફૂણવુ જ ગમ્યુ!
ફૂણ તો અશમ્યુ,
રસપ્રાણ ભલે મધુરું શું ઝૂરે.

પ્રિયનો કદી વિશ્વવિયોગ થશે,
કઈ બુલબુલ ગાન મીઠાં રડશે.
રસઆખલડી પછી ના નિરખી
કંઈ અશ્રુ વડે તુજ નેત્ર, સખિ!
પ્રિય લજ્જિત મુગ્ધ હલેતી રમા!
મુજ ભાવ સ્મરી કદી નિન્દીશ મા.

અયિ જો! અલી જો! ઘનમંડળ પાછળ
થાય વિલોપ સુચન્દ્રકલા :
સખિ! પાલવડો ભીંજવ્યો ઘડીમા,
જલબિન્દુ ઝરે તુજ રમ્ય હલા.

(૩)

તમરાજ! અહો!
હજી દૂર રહો,
નથી પ્રાણ દીધો તમ પાર્ષદને,
નથી પાપ પીધા,
નથી દોષ દીધા
પ્રિયના રસનિર્મળ પાલવને

ભરી નેત્ર વિશાલ વિયોગ સીંચે,
ત્યમ પ્રેમ વિકાસી-વિકાસી હીંચે,
તિમિરે રમ કે રમ ચન્દ્ર વિષે,
જગતે અમ આત્મવિહાર થશે.
સુખ પાખડીમા રમતૃપ્તિ દીપો,
તુજ દીપ્તિજલે મુજ આત્મ છીપો!

અયિ જો! અયિ, જો! ઊડી વ્યોમ ખીલી
ઝીણી છાઈ ઉષાની ગુલાબી પ્રભા;
તુજ શ્વેત દ્યુતિ ત્યહિં પ્રેમઝૂલે
ઝૂલતા રસીલા પૂજતા કો ઊભા!

[કેટલાક કાવ્યો-૧]

[૨૬]

## રસસમાધિ

પ્રિયે! પાદામ્બુજે,
હલે! ત્હારા ઓજે,
વિધાતે! ગેણી એ તવ સુતનુ! આછા રસરૂપે
સમર્પેલું લેજે જીવન રસખોળે, અનુપમે!
ઘનવિલવમાં વિદ્યુત હસે:
જલધિજલમાં કો નદી લસે:
ઊચે વ્યોમાન્તરમાં, ઝળહળતી જ્યોતિ ઊંડું વસે;
સખિ! ત્હારી મૂર્તિ હૃદયભવને એમ વિલસે.

*

હતું જે આનન્દે,
હતું જે શોકાન્તે,
હતું જે જે મ્હારું ત્રિવિધ જગતે, રમ્ય રસિકે!
સ્વીકારો અર્પેલું પ્રિયતમ! રૂપાળા પ્રીતિપદે.
સ્થિર જગતનું યન્ત્ર બનશે;
ગહન નભરંગો ઉપટશે:
મહાકાલાબ્ધિમાં અતુલ યુગના ઓઘ શમશે:
સમાધિમાં ત્હારી, સખિ! મુજ રસેન્દુ ય તપશે.

[ઇન્દુકુમાર-૧]

[૨૭]

## વિશ્વરસની ઝાંખી

અણુ અણુમાં રમે રાસ,
સન્તન! ઝાંખી કરો રી.

ડાળીએ ડાલે ને મંજરીએ મ્હેકે;
ફૂલફૂલમાં હસે હાસ:
સન્તન! ઝાંખી કરો રી.

વાયુમાં ઘૂમતો ને કિરણોમાં રમતો,
પ્રેમીની પૂરન્તો પ્યાસ:
સન્તન! ઝાંખી કરો રી.

રાત્રિએ શશિયર, દિવસે દિવાકર,
વિરહીના ભરે ઉરવાસ:
સન્તન! ઝાંખી કરો રી.

અણુ અણુમા રમે રાસ,
સન્તન! ઝાખી કરો રી.

[શાહાનશાહ અકબરશાહ]

[૨૮]

## રાસ નિમન્ત્રણ

આવો, માણો રસિકવરની કુંજે રસરાજ!
ગગનદેશે અનન્તમાં ખેલે છે વ્રજચન્દ!
દિશા કાળનાં લોચનિયાં ઝીલે એ આનન્દ:
  ગગનદેશે અનન્તમાં ખેલે છે વ્રજચન્દ!

પરમ નિઃસીમને ઘાટ રાસ રચિયો સખે;
જાણે કિરણોને અંગ ચન્દ્ર કવિતા લખે!
હૈયાહૈયાને ઘાટ ગાજે એ પડછન્દ:
  ગગનદેશે અનન્તમાં ખેલે છે વ્રજચન્દ!

[શાહાનશાહ અકબરશાહ]

[૨૯]

## આવકાર

પધારો દિશદિશનાં મહેમાન!
હૈયાનાં દ્વાર છે સર્વ ખુલ્લાં ને
કરશું થશે તે સન્માનઃ
પધારો, દિશદિશનાં મહેમાન!
વનવન માંહીથી શીળા ને ઉન્હા વૃત્તિના વાય સમીર;
એમાં રમે ને મ્હારો અમૃત દીવડો,
ડોલે–ડોલે ત્હોયે સ્થિરઃ
પધારો, દિશદિશનાં મહેમાન!
બ્રહ્માંડની આ વાડી ખીલી, મહિ ભરિયા બ્રહ્મપરાગ;
ફૂલડાં ને કાંટા સર્વ હરિનાંઃ
ત્ય્હાં કોના રાગ-વિરાગ?
પધારો, દિશદિશનાં મહેમાન!
જળજળ કરતો સાયર સોહે, પળપળ ઊછળે તરંગ;
ન્હાનાં મોટાં તોફાન ઘૂમે, ત્હોયે
જલધિની માઝા અભંગઃ
પધારો, દિશદિશનાં મહેમાન!
ચાર કહે કોઈ, આઠ કહે કોઈ, કોઈ કહે દસ દિશ;
રોમેરોમની અનન્ત દિશા મ્હારે;
સહુમાં વહે જગદીશઃ
પધારો, દિશદિશનાં મહેમાન!

[ઇન્દુકુમાર-૩]

[૩૦]

## સ્વાગત

જય! જય! કુમાર! આવો,
સાહેલી સહુ! વધાવો.
આનન્દ આનન્દ આજે, વિજય વાજે,
દિશ દિશ ગાજે :
યશકુમાર! આવો,
સાહેલી સહુ! વધાવો.
જય! જય! કુમાર! આવો.

જગત જૂવે છે વાટડી, હો આવો,
અમૃત આણ્યાં તે લોકને ધરાવો;
સુરના સન્દેશ પૃથ્વીને સુણાવો;
દેવનાં દુંદુભી વાગે, બ્રહ્માંડ જાગે,
જયપરાગે :
યશકુમાર! આવો,
સાહેલી સહુ! વધાવો.
જય! જય! કુમાર! આવો.

[જયા-જયન્ત]

[૭૧]

## જીવનસંગમ

જગને આરે પ્રેમપંખીના જીવનસંગમ થાય.
આયુષ્યભરમાં એક વાર તો રસના રાસ રમાય:
હો! જીવન જીવનમાં ઢોળાય:
જગને આરે પ્રેમપંખીના......

રસને આરે પ્રેમપંખીના જીવનસંગમ થાય;
આયુષ્યભરના આતમ આતમના રસના રાસ રચાય:
હો આતમનૂ આતમનૂમાં ઢોળાય:
રસને આરે પ્રેમપંખીના......

ભલે નારી હો, ભૂલકણુ નર હો;
ચકવા-ચકવી વિરહી ભલે હો;
બેય સુપર્ણો સયુજા સખાઓ એક ડાળ સોહાય:
હૃદયના અમર ઉત્સવો ગાય:
રસને આરે પ્રેમપંખીના જીવનસંગમ થાય.

ગંગોત્રીથી ગંગા પ્રગટી જલલહરે લહરાય;
જમનોત્રીથી જમના જન્મી કઈ કંઈ વમળે ન્હાય;
પ્રયાગતીર્થે પુણ્ય જલોના પૂરમાં પૂર પ્રોવાય;
પુણ્યોદકના જીવનસંગમે પૃથ્વી પાવન થાય:

જીવનનાં અદ્ભુત ગીત ગવાય :
ધરતીને ખોળે સ્વર્ગ સ્થપાય;
જીવનના જયનાં ગીત રચાય.
આયુષ્યભરમાં એક વાર તો રસના રાસ રમાય :
જગને આરે પ્રેમપંખીના જીવનસંગમ થાય.

રસને આરે પ્રેમપંખીના જીવનસંગમ થાય :
બેય સુવર્ણાં સયુજા સખાઓ એક ડાળ સોહાય :
હૃદયના અમર ઉત્સવો ગાય :
રસને આરે પ્રેમપંખીના જીવનસંગમ થાય.....

[જહાંગીર-નૂરજહાન]

[૩૪]

## અનામી નામ ત્હારું

ઢૂંઢું છુ ફૂલડે ફૂલડે અનામી નામ ત્હારું.

અનામી નામ ત્હારું, અનામી નામ ત્હારું,
લખ્યુ આકાશ અવનીમા અનામી નામ ત્હારું.
હો! અનામી નામ ત્હારું,
ઢૂંઢું છુ ફૂલડે ફૂલડે અનામી નામ ત્હારું

જગતની જાહ્નવીને નીર અનામી નામ ત્હારું,
શશિમુખડે, સૂરજહઇડે અનામી નામ ત્હારું.
એ અનામી નામ ત્હારું,
ઢૂંઢું છુ ફૂલડે ફૂલડે અનામી નામ ત્હારું.

ફૂલોના કોમળા હૈયે અનામી નામ ત્હારું;
ગિરિની વજ્ર છાતીમા અનામી નામ ત્હારું:
ગગન ઘુમ્મટની કોરે એ અનામી નામ ત્હારું
ઢૂંઢું છુ ફૂલડે ફૂલડે અનામી નામ ત્હારું

[જહાંગીર-નૂરજહાન]

[૩૫]

## પેલે પાર

હો! મ્હારે જાવું પેલે પાર;
    હવે માછીડા! હોડી હંકાર:
        મ્હારે જાવું પેલે પાર . . .
જમણે કાંઠે મથુરા નગરી,
    ડાબે ગોકુળ ગામ;
આ આરે મ્હારી દેહ ઊભી છે,
    ત્ય્હાં છે આતમરામ:
        મ્હારે જાવું પેલે પાર . . .
આભનો સાગર જળજળ ભરિયો,
    મહીં સૂરજ ને સોમ;
આ આરે છે ધરતીની લેખડ,
    ત્ય્હાં છે ચેતન ભોમ:
        મ્હારે જાવું પેલે પાર . . .
હલદી હેલે આયુષ્ય ઊછળે
    જગના વાય સમીર;
આ આરે મ્હારી આશાની કુંજો
    ત્ય્હાં છે પ્રેમમન્દિર:
        મ્હારે જાવું પેલે પાર . . .
    હવે માછીડા! હોડી હંકાર,
        મ્હારે જાવું પેલે પાર . . .

[જહાંગીરનૂરજહાન]

[૩૭]

## સાગર સખે!

સાગર સખે! મુજ કાનમાં એવું કંઈ તો ગા;
જીવ્યું મીઠું લાગે મ્હને એવું કંઇ તો ગા:
સાગર સખે! મુજ કાનમાં એવું કંઈ તો ગા.

મહાભાવી ત્હારાં ગીતડાં, ઘેરા તાનમા ભેદો ઊંડા;
ગૂઢ અર્થ ના ઉકલી શકે, ઉકલે એવું તો ગા:
સાગર સખે! મુજ કાનમા એવું કઈ તો ગા.

શાશ્વત રહસ્યો ગર્જતી ઝમકે ત્હારી કરતાલ, હા!
સ્હમજું ન તેના તાલ, કંઇ સ્હમજુ એવુ તો ગા:
સાગર સખે! મુજ કાનમા એવુ કંઈ તો ગા.

સ્હમજું ન તે મુજ દીનના, તુજ વૈભવો વિસ્તર, સખા!
ન સુણ્યુ ત્રિલોકે, નાથ! કંઇ એવું અહર્નિશ ગા:
સાગર સખે! મુજ કાનમાં એવું કંઈ તો ગા.

મુજ ઉર તુજ પર ઢાળીને હું પોઢી છુ ભરરાત, હો!
મુજ ઉરમાં અધસ્ફુટ કઇ ભગ્તો સખે! તું ગા:
સાગર સખે! મુજ કાનમાં એવુ કંઈ તો ગા.

મુખડે શું કરચલી પાડતો? અવગણુ મ્હને ન વિમાસતો;
ગા-ગા ચિરસ્થાયી ગાન તુજ, સ્હમજેય ત્હેને ગા:
સાગર સખે! મુજ કાનમા એવું કંઇ તો ગા

ત્હારે જગતને બોધવું, પરમાવધિ સત્ય શોધવું;
હું કોણ ? ગુરુકર્તવ્ય આચરતો, સખે! તું ગા :
સાગર સખે! મુજ કાનમાં એવું કંઇ તો ગા.

તું તો અમિત, ઉદાત્ત રાજે, હું બાહુડી ચન્દા, અરે!
અહ ! ઓ મહાભાવી રાજવી! તુજ રાજગીત તું ગા :
સાગર સખે! મુજ કાનમાં એવું કંઈ તો ગા.

તુજ પ્રાણમાં અગી રેડવું, રેડી પછી મ્હારે જવું;
હું આથમીશ, અણઆથમ્યાં કંઇ ગીત ત્હારાં ગા :
સાગર સખે! મુજ કાનમાં એવું કંઇ તો ગા.

સુણુ મેઘ ગાજે, કાળ ગાજે, ગાજે ચૌદ બ્રહ્માંડ આ;
પણ તેથી યે પર પ્રભુવર ગાજે, તે ગીત લઇ લઈ ગા :
સાગર સખે! મુજ કાનમાં એવું કંઇ તો ગા.

સાગર સખે! મુજ કાનમાં એવું અલૌકિક ગા;
જીવ્યું જીત્યું લાગે મ્હને, એવું હવે પ્રિય! ગા.
સાગર સખે! મુજ પ્રાણમાં એવું અમુલખ ગા.

- [કેટલાક કાવ્યો-૧]

[૩૯]

## આંસુના ભેદ

આંસુડાના ભેદો, હો!
બતાવો-બતાવો કોઇ.

પ્રસન્ન ક્ષેત્રે શરદે વિલોકતાં
પૂર્વાનુરાગો સ્મરણે ખડા થતા;
દૈવી નિરાશા થકી અશ્રુ ઊભરે,
હૈયે ચ્હડીને નયનેથી નીતરે;
કહો, કેમ તે ભીંજાય આમથી આંખ?
હો! બતાવો કોઇ.

પાતાળથી સ્નેહીસમાજ લાવતી
નૌકા કિરીટે ઝગી આદિ જ્યોત જે;
કે સ્નેહ સર્વસ્વ લઈ નીચે ડૂબે,
તે નાવ સાથે શમી છેલ્લી જ્વાળ જે;
એવા સદા આશ ઉમંગ પ્રેરતા,
એવા સદા શોકચિન્તા સમા, સખે!
અહો! સ્મરણે સંચેલાં દિનની આંખ
તો બતાવો કોઇ.

*

ન્હોરોડ ઝાંખા કઇ ગ્રીષ્મને વિશે
જો મૃત્યુશય્યા પર માનવી ઢળ્યું:

ને હાલવાતાં નયનો અટારીની
પ્રભા નિહાળે ખીલતી ધીરેધીરે:
અધજાગિયાં પંખીની પ્રાતબંસરી
જેવી સરે તે શ્રમવાહી કર્ણમાં:
એવા વડાં કૌતુકકારી કારમાં,
એવી વડી શોકભરેલ ભ્રાન્તિશાં;
હશે સ્મરણોની સુન્દર કંઇ સાખ:
હો ! બતાવો કોઈ.

*

મોંઘા અહા ! મૃત્યુ પછીથી સ્નેહીનાં
જેવાં રસીલાં સ્મૃતિશેષ ચુમ્બનો:
મીઠાં અને કોઈ નિરાશ કલ્પના
જેવા પરાયે મુખપુષ્પ કલ્પતી:
અગાધ સ્નેહોત્સવની લીલા સમા
અગાધ ઉરના પ્રથમાનુરાગ શા:
ને મત્ત ઉન્મત્ત મહાનુતાપથી:
હા ! જિન્દગીના વિષ ! જે દિનો વીત્યા !
અહા ! સ્મરણોના શેષની એ ખાણ
તો બતાવો કોઇ.
આંસુડાના ભેદો હો ! બતાવો–બતાવો કોઇ

[કેટલાક કાવ્યો-૨]

[૪૦]

## વળામણાં

ઢોળાણો જીવનનો થાળ
ને ઢોળાણી હૈયાક કાવડી
મ્હારી વિખરઈ ગઈ પ્રેમમાળ,
મુજ પ્રેમનાથ વણપૂજ્યા રહ્યા

આસુડાના આરા તો બતાવો-બતાવો કોઈ:
બતાવો-બતાવો કોઈ,
બતાવો-બતાવો કોઈ,
આસુડાના આરા તો બતાવો-બતાવો કોઈ

હો! જિંદગીના દવને આ શમાવો-શમાવો કોઈ
પનની લીધી વાટ એ કામણગારા જોગીએ,
જોગણ ઊભી જગઘાટ, એના આસુની નદીઓ વહે

દેવ! વનમા વિધાનીએ દીધા વળામણા,
દેવ! આશાના પારસે જળમા ઝૂકાવિયા,
દેવ! સ્નેહીના સોણલા ચિતામાયે આવશે
દેવ! સૌભાગ્યવન્તીઓને ભેખ ધરાવિયા

દેવ! ભસ્મોના ચોરસા ને અગ્નિના ઓઢણા,
દેવ! સુકુમાર સુન્દરીશા મહાજોગી જાગિયા
દેવ! તપસીના તપોબળે બ્રહ્માંડ ડોલિયા,
દેવ! હૈયા ન ડોલે એક અવનીના માનવી

[૪૪]

## વિતકની વધાઇઓ

હો જયા ! વીતી વિતકની વધાઇઓ;
વીતી વિતકની વધાઇઓ,
દેવોના દેવની દુહાઇઓ ;
હો જયા ! વીતી વિતકની વધાઇઓ.

હતાં રાજ્ય ને પાટ, મ્હેલ હતા મનભાવતા;
વનમાં તીર્થઘાટ ઝુંપડલાં યે ના જડયાં.
વીતી વિતકની વધાઇઓ,
દેવોના દેવની દુહાઇઓ :
હો જયા ! વીતી વિતકની વધાઇઓ.

દિલમાં મ્હારે વ્હાય, દુનિયા તેમાં પરજળે;
એ અગ્નિ હોલાય, એવું જયન્ત ! વર્ષજે.
વીતી વિતકની વધાઇઓ,
દેવોના દેવની દુહાઇઓ :
હો જયા ! વીતી વિતકની વધાઇઓ.

ઊગ્યાં દુઃખના ઝાડ, એ પાને પાને પ્રેમ છે;
પડયા વિતકના પ્હાડ, એ પત્થર પત્થરમાં પ્રભુ.
વીતી વિતકની વધાઇઓ,
દેવોના દેવની દુહાઇઓ :
હો જયા ! વીતી વિતકની વધાઇઓ.

[જયા-જયન્ત]

[૪૨]

## આશા અમર નામિની

આશા–આશા અમર નામિની....

*

ધોમ ધખે કે ઝડીઓ વરસે :
વીજ ઝબૂકે, વનદવ દરસે,
એક એ પાળ છાયે અન્તર્યામિની :
આશા અમર નામિની.
આશા આશા અમર નામિની....

*

ગાઢ અન્ધારાં, વિરલ ઉજિયારાં;
રણવગડાના ભૂલામણા આરા,
અખંડ જ્યોતિ ત્‍હાંયે વિશ્વસ્વામિની :
આશા અમર નામિની.
આશા–આશા અમર નામિની.

[જહાંગીર–નૂરજહાન]

[૪૩]

## લહરિયાં

લહરિયાં સાગરમાં ન સમાય.
અખનિયાં અનન્તમાં ઢોળાય:
લહરિયાં સાગરમાં ન સમાય...

ફૂલની ફોરમ ફૂલમાં ન માયે,
તટમાં સરિતા ન માય;
હૃદયકુંજના ધૂપ સુરભિ સમા
ભાવ બ્રહ્માંડ વીંધી જાય:
લહરિયાં સાગરમા ન સમાય....

હોમકુંડમાં હુતાશ ન માયે,
તેજદીપે ન પુરાયે;
રોમરોમથી કિરણો ઝરતાં,
અંગમાં આત્મતત્ત્વ ન માય:
લહરિયાં સાગરમાં ન સમાય....

[શાહાનશાહ અકબરશાહ]

[૪૪]

## મ્હારો ઝરૂખો

મ્હારો ઝરૂખો વીર! સાગરને તીર....
  સાગરને તીર, ...
  ...નીચે ઊછળે છે નીર;
મ્હારો ઝરૂખો વીર! સાગરને તીર.
ધીરીધીરી લહર બોલે બોલડા,ગભીર:
બ્રહ્મની ઝકોર છાંટે દેવના સમીર;
ચન્દ્રવર્ણાં મોતી રમે રસનાં એ તીર;
આત્મને આંગણે વસે ત્હાં આત્મના અમીર:
મ્હારો ઝરૂખો વીર! સાગરને તીર.
  સાગરને તીર,
મ્હારો ઝરૂખો વીર! સાગરને તીર.

[અર્ધશતાબ્દીના અનુભવબોલ]

[illegible]

[૪૫]

## સાગરિયો શિરમોર

હો! માહરે સાગરિયો શિરમોર;
હો! વાંસળી વાય, શંખ પૂરે ઘનઘોર:
હો! માહરે સાગરિયો શિરમોર.
સાગરલ્હેર સમો લ્હેરે લ્હેરખડો,
સાગરસમ ગંભીર;
રત્નાકર સમો રેન ઉછાળતો
રેસિયો અને સધીર:
હો! માહરે સાગરિયો શિરમોર.
વૈભવ માણે ત્હોયે જગનો જોગન્દર,
અધિવરનો ભક્ત ને અધીશ;
રાજા નહિ એ, દ્વારિકાનો ધુરંધર,
સાગરતીરનો પૃથ્વીશ:
હો! માહરે સાગરિયો શિરમોર.
આનન્દજ્યોત એનાં મુખડું ને આંખડી,
આનંદ અંગનો પમરાટ;
પિયૂષપગલી એહ પાડે પરાગવતી,
પિયૂષપાણી એ વિરાટ:
હો! માહરે સાગરિયો શિરમોર.
હો! માહરે સાગરિયો શિરમોર:
હો! વાંસળી વાય, શંખ પૂરે ઘનઘોર:
હો! માહરે સાગરિયો શિરમોર.

[દ્વારિકા મલબ]

(૪૬)

## જલધિની જયજ્યોત

જય જય, જલધિની જયજ્યોત!
જગતભરી હરિકિરણ સ્ફુરતી પ્રભુની પ્રભ પ્રદ્યોત.
જય જય, જલધિની જયજ્યોત!

કૃષ્ણકારણ અવતરી'તી રત્નાકરની છોળ,
જલધિની કુવરી દ્વારિકા! ત્હને જલધિના અઘોળ.
જય જય, જલધિની જયજ્યોત!

દિશ દિશ તુજને પ્રણમશે ગણી મુક્તિપુરીની મહન્ત,
યુગ યુગ ઊગતા પૂજશે, ત્હેં પીધો કાળ અનન્ત:
જય જય, જલધિની જયજ્યોત!

જય જય, જલધિની જયજ્યોત!
જગતભરી હરિકિરણ સ્ફુરતી પ્રભુની પ્રભ પ્રદ્યોત:
જય જય, જલધિની જયજ્યોત!

[દ્વારિકા પ્રલય]

[૪૭]

## સાગરદેવ

જય! જય! સુરવર સાગરદેવ!
જય! જય! સુરવર સાગરદેવ!

જગતારણ, અસીતારણ, જલધિ! રત્નના રત્નાધિદેવ!
જય! જય! સુરવર સાગરદેવ!

પૃથ્વી ન્હોતી, પર્વત ન્હોતા, ન્હોતા માનવઘાટ;
એ પૂર્વે કાળ અવકાશ ભરતા, વહતા અનન્ત વિરાટ:
જય! જય! સુરવર સાગરદેવ!

મહાસ્રજનને અવસર રચિયો શ્રી હરિનો હિન્ડોળ;
સ્રજન પ્રલયના સાક્ષીરૂપ છો નિ સીમ છાકમછોળ:
જય! જય! સુરવર સાગરદેવ!
જય! જય! સુરવર સાગરદેવ!

[પુણ્યકન્થા]

[૧]

## પ્રાણેશ્વરી

પ્રાણેશ્વરી! મતિની જીવનસાથની હો!
કીધું પ્રયાણ મુજ સંગ ભવાટવીમાં;
ત્હેં પોષી આત્મકળી પાંખડીઓ ઉઘાડી;
ખીલી કંઇક કંઇ ધૂળ વિશે ખરી તે.

ખીલી પ્રકાશ ઝીલતાં પ્રભુની પ્રભાના,
કે હા! ખરી જડ વિશે જડ ભાવ પીતાં;
ગેણી સુગન્ધ કંઈ પાંખડીએ ઉડાવ્યો,
તેનો રચી રસિક! હાર ત્હને વધાવું.

આજે સુદિન તુજ નામિની પૂર્ણિમાનો;
ને ફોડ્યું મેઘપટ કોકિલની કલાએ;
કીકી સમું ધરી શશાંક, ભ્રૂકુટિ પાડી,
ઊગ્યો પ્રફુલ્લ અમીવર્ષણ ચન્દ્રરાજ.

પૂજ્યો શશી પૂજું ત્હને રસની સુગન્ધે,
પૂજી પ્રકાશું મુજ અન્તર કેરી વાંછા:

આ ચન્દ્રિકા સમ મનોહર ને વિશાળ,
કલ્યાણકારી ઊંડી આશિષથી ભરેલું,
તે પુણ્યશુદ્ધ, મૃદુ, ઉજ્જવળ વ્હાલરંગી,
હું હાસજે તુજ અલૌકિક એક હાસ્ય.

[૨]

## પ્રભાત

જાગ્યુ ઉષાનુ અનિલે ચૂમ્યુ નેત્ર પેલુ,
ને લોચનો ચૂમી જગાડું, ત્હને સખિ! હુ;
જો જાગી, કો રસ અપૂર્વ ઊડો રૂપેરી,
ત્હારી પ્રભા સમ, ઊભો પ્રિય! વ્યોમ ઘેરી.

આખુ પ્રકાશિત ર્હડયું વન જો! હિંડાળે,
ગભીર ધીર સહકાર અનેરું ડોલે,
પખીકુળો મધુ શુ પ્રાશી પ્રકાશપાન,
છેડે પ્રભાત તણું ભવ્ય પ્રવૃત્તિગાન

આકાશના કુહર ભેદી ઝીણુ ઝરન્તા,
અન્ધાર અન્તર વિશેય પ્રભા પૂરન્તા,
જો! કાન્ત, પુણ્યજળ શા, વહી વિશ્વ આવે,
તે તેજના અતુલ ઘોઘ ત્હને વધાવે

વ્હાલી! વિલાસરમણાભર વીતી રાત્રિ,
ત્હોયે ન હે દિન વિલાસસૂનો વિધાત્રી;
નિદ્રા નિવારી સખિ, જો! નયને રસિલ,
પ્રહ્લાદ ભવ્ય પ્રભુભાવ વિશે જ ઝૂલે

આછેરું અગ અજવાળી ઉમગ રગે,
મીંચી નચાવી શુચિ પાંખ ઝીણા તરગે,
કો મન્દ મન્દ સુકુમાર અનિલ આવે,
ને માનવીનુ નવજીવન જો! જગાવે

એવો જગાડી જીવ, ને લઈ સ્નેહઝૂલે,
રેડી રસાજલિ રસાત્મનને પ્રફુલ્લે,
ગેણી હસન્ત સખિ! શોભન નેત્ર ત્હારુ
ચુણી ફરી ફરી પ્રિયે! ઊડુ અંતરમાં હુ ધારુ

[કિટલાક કાવ્યો ૧]

[૩]

## રમણીય મૂંઝવણ

પોઢી બાળા ગભીર રસિકા પાથર્યો પાલવે જો!
થાક્યા જેવી રસજળ પીને સિંહણી વિશ્રમે શું?
ફેલી સૂતી, રતિઝરણ શી, ઉજળા શા પલંગે;
કોરે ઊભો પ્રિયતમ ઊંડા તર્કમાં ડોલતો’તો :

હતી આ તો કાલે ચપળ મૃગલી પ્રેમવનમાં,
ભમી જોતી આંખો વનપથરવાટે રસિકડી;
સુવાસી કુંજોમાં મૃદુ સ્વર સુણાવી લઈ જતો,
છબીલી કો ગાતી સરિતતટ પાતો ઉરસુધા.

ઊડન્તી સન્ધ્યામાં, વિમળ શશિરેખા ઉદયમાં,
જતાં પેલા શૃંગે–શિખિર પ્રભુને સ્નેહભુવને,
તળેટી લીલીનાં રસભર ઉછંગે રમણમાં
થકાવી, દોડાવી, ઘડી ઘડી રિસાવી પ્રિયતમા.

ઉઘાડા આકાશે કર ગ્રહી કદાપિ લઈ જતો,
સુલજ્જાળુ બાળા સહજ લટકી હસ્ત હીંચતી;
અને જો એવામાં પ્રિય મધુરતાનો પથરવટ
કરોમાં સંકેલી, નયન વિકસેલે પ્રીત ઝરી

સુખેન્દુ શોભામાં, વિલસિત તને, નેત્રસરમાં,
ઊંડી પ્રેમોર્મિમાં પુલકિત ઉરે જો ઠરવતો,

સુંવાળા રોમાંચે ઠરતું તન સંકોચિત કરે,
અને તન્વન્ગી તે શશિકિરણ શી દેહ નચવે.

પતિ કેરા સ્નેહે પ્રણયસુખિની મસ્ત ઝૂલતી,
સખીમાં સર્વેમાં મદભર હસેતા ભભૂકતી;
પરાયાં–પ્યારાંમાં પણ સમ છરેલી છબીલતા
ઉછાળેલા પાદે જગત ભરતી પ્રેમઊડણે.

દિનાન્તે આઘા કો વનથી ઘણ આવ્યા સમયમાં
વળું જ્યારે પાછો શ્રમિત વદને હું ધસમસ્યો
રૂપાળા કોડીલા પ્રીતિસુખતણા નિત્ય સદને,
અભિવન્દું પહેલી મુજ હૃદયદેવી ઉમરમાં.

પછી મીઠી વાતો અવનવી કવે પ્રેમગીતમાં,
હસાવે, ખેલાવે, સ્મિતહરણ ચિન્તા પરી કરે;
પ્રભુપૂજા જેવી, ગૃહ અખિલમાં સૌરભ વહી,
ભરી આત્મન્ પ્રેરે અમૃતકળિકા સ્વર્ગતટમાં.

રસાળી રૂપાળી કુસુમકલિકા સ્નેહજળની,
નભાશો શા વિધ્યે અચળ મુદદાયી અમીલતા;
લઇ દીક્ષા ગોંધી રસપથ વિશે રમ્ય રમતી:
સૂતી સો સંકેલી સ્થિર ગભીર શાન્તિપટ પરે.

પ્રિયે! શું તું તે છે હસતી રમતી મુગ્ધ તરુણી?
કહે શાને મ્હારે નથી કર હવે તું પ્રસરતી?
અને તે લજ્જાળુ નયન વીંધતી ઊંચી દગણી,
કરોને દાબીને, મુજ હૃદય ઊંડાણ નીરખે?

કૃષાંગી! ત્હારી તે કનકતનુ કેરી કુસુમતા
રસોર્મિના વ્હેણમાં ગઈ, ગઈ રતિના પૂર વિશે,
ભરેલાં છે આ તો અવયવ મધુરી! જીવનથી,
અમૂલા પ્રાણોથી, અમીસમ અલૌકિક રસથી.
હતું ત્હારામાં જે ઉદય સમયે તેજ ઝીણું શુ,
પ્રિયે ત્હેની આજે સ્મિતમયી સુરેખા વધી પડી;
હવે તો ગેબી કો ગૂઢ જળઅગારે ઝળહળે,
અને આશા જેવા દ્યુતિસ્ફુરણથી દ્દષ્ટિ ઠરવે.
હતી બાળા કાલે, તનયવતી માતા ઘડી પછી,
પ્રભો! તું યે ન્યારો, તુજ નિયમ ન્યારા તુજ થકી!
રમન્તી બાળા તે રમણ તનનાં જોય મીટમા!
ઊભેલો પાસે ત્યહાં પતિ પણ હસે કો મશ વિના!
અરે! શાને મ્હારા પલક પલકે હોઠ ગભીરા?
હસે ના હોઠો તો, સ્મિત ઉદય શો ગાલપટમા?
વળી આંખોનુ શુ ઘડી ઘડી સખિ! નિર્ખી નમવુ?
પ્રફુલ્લે આત્મન્ શો અગણિત ફૂટી પાખડી ફૂલી?
રહે શાન્તિમાં તું કુળમણિતણા આશ્રય ઝરા!
રૂપાળી બાલુડી પ્રણયવતી નિર્દોષ પ્રતિમા
સુશોભાળા પેલા જીવનપગથારે પ્રગટતી
ચિરાયુ તું પામો! પ્રણયકળીના રક્ષકઝરણ!
ખીલેલા ગાલની જ્યોત્સ્ના ધીરેથી પતિ ચુમતો;
અને ઊંડાં ઉરે મીઠા પ્રેમના ગાન ગુંજતો.

[૪]

## અદ્‌ભુત સુન્દરતા

જરી તો શાન્ત લજ્જા ધાર!
લોલ વિલોલ કપોલનો ત્હારો ગુલરેખ મોહનમન્ત્ર
સહ્રુદય કોઈ કુમારના કદી કરશે સ્નેહ અતન્ત્ર:
અહો! તુજ મદભર ગુલગુલશન.
ઊંચે ઊગે જો, આકાશમાં શાણી! ચન્દ્રીની શરદની રેખ;
શીતળ ત્હેની સાન્તવના ભૂંસી નયનશરે ન આલેખ,
સખિ! રસમસ્તનો આનન્દ.
ફૂલગુલાબી ત્હારી ઓઢણી, ત્હેમાં છૂપલા છાયા મોર:
ઢાળી દ્દષ્ટે ત્હેને પ્રેરે ના, એ તો મુગ્ધ હ્રુદયના ચોર:
હ્રુદયપટ તુજ પર નર્તન્તા.
મરકલડાં મીઠાં મુખનાં, મધુવદતા વદનના વિલાસ,
સ્નેહભૂખ્યા કોઈ સ્નેહીનું ઊંડું હ્રુદય ચીરી લેશે આશ:
મનોગમ તે મુખના સન્દેશ.
વારી લે, જરી વારી લે, ત્હારા રમતા રસીલા એ ભાવ:
ખોટું હ્રુદયનું ખેંચવું ત્હેમાં, લાડકડી! નથી લ્હાવ:
પ્રભુનાં જો! નયનો નીરખે.
શિલ્પીએ ઘડી રાજપૂતળી, કાંઇ પૂર્યાં ચિતાર મહીં રંગ;
તુજ હસતું વદન કોણ દોરશે? પેલો રમ્ય હ્રુદયઉછરંગ
ગહન નયનોમાં ઝગહળતો?
જરી તો શાન્ત લજ્જા ધાર!

[ઓજ અને અગર]

[૫]



## ચેતન

નથી નેત્ર, શુ તેજ પિવાય, સખે!
નથી પાંખ, શી વિધ ઉડાય, સખે!
નથી ચેતન કેમ લવાય, સખે!
કંઈ બોલ, સખે!
ઉર ખોલ, સખે!
રસચેતન કેમ લવાય, સખે!

નથી સાજ, કશુ પછી ગાવુ, સખે!
નથી આદર, ને કયમ આવું, સખે!
નથી વ્હાલ, ત્હને શુ વધાવુ, સખે!
નવ બીજ, સખે!
નવ રીઝ, સખે!
પણ વ્હાલ વિના શું વધાવુ, સખે!

સુમધુર ઘડી પળ હાસ, સખે!
કદી કોડભર્યું જરી લાડ, સખે!
મુજ નેત્ર વિશે પ્રીત આજ, સખે!
સીંચ આશ, સખે!
રમ રાસ, સખે!
રસચેતન ખેલી ખિલાવ, સખે!

[૬]
## ધીર સમીર

તિમિર ઝીણું ઝીણું ઊડે અનિલમાં ગેબી કોઇ નાંખી ભૂરકી,
મધ્યરાત્રિનો પડ્યો દૂર વિસ્તાર શીતળ ફરફર વરસી;
નિદ્રાલીન જગતમાં કંઈ કંઈ શાન્તિસિન્ધુની લહર ઘૂમે,
મન્દમન્દ ઘનરંગી તરંગો ભૂરા વ્યોમતટ ઊંડા ચૂમે.

એ રમતશ્રેણિને પૂર,
એ સતત લહરીને ઉર,
એ મહાછોળમાં તરે હોડલાં ઊર્મિશિખર ઘડી ઘડી ચમકી,
ને પળ દેખાયે, વિપળ છુપાયે તેજબિન્દુ પળપળ પલકી.

જોતો એ તારકવૃંદ,
નિર્દોષ કેલિના છન્દ,
કંઈ બાળ નયનનાં નર્તન, સ્વદેશ રમ્ય કલ્પતો ઊભો'તો;
ને દૂર ભવન મુજ સુખનાં ઉજળાં આશાકિરણે જોતો'તો;

કંઈ આવ્યો ધીર સમીર,
કંઈ શમ્યો પુષ્પમાં વીર–
જ્યહાં દૂર ક્ષિતિજમાં તિમિર હૃદયમાં તેજ તારલા નીતરે છે,
જ્યહાં ઝાકળપટ પર પ્રભા અભ્રશી ઝલક આભથી ઊતરે છે,

તે તેજલોકને દેશ,
તે ગીતલોકમાં બેશ
કો મંજુલ મજુલ નર્તન્તી અંગુલિ તન્ત્રીમાં ગુંજી રહી,
કંઈ ગગનકુંજમાં જગત્યન્ત્રમાં ગાનછલક પળ ઉછળી રહી.

જય, જય, તવ ધીર સમીર!
જય, ચિરંજીવ થા વીર!
હા! વિસ્મૃત પ્રિયની કિન્નરકલતા આત્મતારથી જગવે છે,
વીર! લાવ લાવ રે! ગાન મીઠડું, પ્રિય રસમૂર્ત કરે છે તે.

[કેટલાક કાવ્યો-૧]

[૭]

## શરદ પૂનમ

પડયો હતો તે તટ વિશ્વનો વડો,
અગાધ એકાન્ત હતો ઊંડો ઊંડો;
પ્રશાન્ત ઝૂકી હતી આભની ઘટા,
મોઝાવતી સાગરની હતી છટા.

શાન્તિ શાન્તિ હતી ગાઢ હૈયામાં, અન્તરિક્ષમાં,
ત્ય્હાં સન્ધ્યાના મહાઆરે દીઠી ઊગન્તી પૂર્ણિમા.

લજ્જા નમેલુ નિજ મન્દ પોપચું,
કો મુગ્ધબાલા શરમાતી આવરે;
ને શોભી રહે નિર્મલ નેનની લીલા,
એવી ઊગી ચન્દ્રકલા ધીરે ધીરે.

અન્તરે ઊઘડયાં, સિન્ધુ સળકયો, જાગી ચેતના,
અને ગુંજી રહી મિઠ્ઠી ગોષ્ટિની મન્દ મૂર્છના.

ઝીલી પ્રિયા નયનનાં શર ને વીંધાઈ,
પોઢયો હતાશ પ્રિય મૂર્છિત રૂપદગ્ધ,
તે વ્હાલીસ્પર્શથી સચેતન થાય, તેમ
જાગ્યો નૃલોક નવચેતન ચન્દ્રીસ્પર્શે.

મીઠા મ્હેરામણે કયાંક વાદળી કોક વર્ષશે,
અને કો છીપમાં આજે મેઘના મોતીડાં થશે

વદન પૂનમચન્દ શું વિહાસે,
જલધરનું ધરી ઓઢણું વિલાસે;
પરિમલ પ્રગટાવતી ઉમંગે,
શરદ સુહાય રસીલી અંગઅંગે.

હૈયાના મ્હેલમાં જેવી કવિતા ચમકી રહે,
એવી ગેળી પ્રભાવન્તી ચન્દ્રીની ચન્દ્રિકા વહે.

મદે ભરેલી ઝીણી ટીલડી કરી,
સોહાગી દેહે રસપામરી ધરી;
શોભે ઊભી સુન્દરી જેમ ભ્હારીએ:
ચન્દ્રી ચ્હડે છે નભની અટારીએ.

હસે છે સ્નેહની લ્હેરે જેવું તું ઓ સુધાસુખિ!
હસે છે એવું અત્યારે ચારુ ચન્દ્રકલા, સખિ!

સરવરજલ જેવું વ્યોમનીર
અતલ પડ્યું પથરાઇ નીલઘેરું;
પરિમલ પમરી સુધાપ્રભાના
કમલ ખીલ્યું મહીં એક ચન્દ્રી કેરું.

નમી આ આંખડી મ્હારી, ભાળી એ દેવબાલિકા;
નમ્યાં સૌ જગનાં લોકો, નમી સૌ આંખી તારિકા.

જેવું ઝૂલે સાગરઉર નાવડું,
કે મેઘને અંક કપોતિની રૂડું;
એવી સખિ! ચન્દ્રકલા સુઝૂલતી,
જ્યોત્સ્ના સરે એકલ ભીંજતી જતી.

ગાજે છે મધ્યરાત્રિ ને ગાજે છે તેજનિર્ઝરી;
ગાજે છે ખોખરા શબ્દે દૂર સાગરખંજરી.

કો સ્નેહીકેરા સ્નેહના કુંજઆરે,
અખડ જ્યોત્સ્ના સ્નેહરાણી પધારે,
ને એકલી એ સ્નેહકુંજે ઝઝૂમે:
મધ્યાકાશે ત્યમ સુતનુ તે ચન્દ્રી એકાકી ઘૂમે.

એકલાં ઊગવું, સ્હોવું, એકલાં આથમી જવું:
સ્નેહથી છલકાતા આ સંસારે એમ શું થવું?

દેવી! અમારા ઉરમાં પધારજો!
દ્વારે દીપો એમ દિલે સદા હજો!
આત્મા વિશે રંક, ગરીબ બારણે
આ પાટ માંડ્યા સહુ આપ કારણે.

સાગરે ભરતી જામી, ને જામી ભરતી ઉરે:
ઘેરા ઘેરા અનેરા ત્યહાં જાગ્યા સંગીતના સૂરે.

કરી સ્તુતિ તે વિધુકન્યકા તણી,
ઉચ્ચારી કીર્તિ પ્રભુની ઘણી ઘણી;
ને સ્નેહમન્ત્રો ય અનેક ભાખિયા:
એ સ્તોત્રના સૌ ધ્વનિ વ્યોમ વ્યાપિયા.

અમીથી આંખડી આંજી, મન્ત્ર સૌભાગ્યના લખી,
વિશ્વના ચોકમાં રાસ ખેલે ચન્દ્રકલા, સખિ!

સ્નેહી હતાં દૂર, સમક્ષ તે થયાં,
આઘે હતાં તે ઉરમાં રમી રહ્યાં;
ને મૃત્યુશાચી પણ પ્રાણમાં ઊભા:
એવી બધે સાત્ત્વિક વિસ્તરી પ્રભા.

તપે છે સૃષ્ટિને માથે પુણ્યજ્યોત મહાપ્રભુ:
તપી તેવી ઘડી તો તે પુણ્યની પૂર્ણિમા વિભુ.

[ચિન્તદર્શનો]

[૮]

## લગ્નતિથિ

વૈશાખની શશિમુખી સખિ! પંચમીનો
છે આજ દિન તુજ ને મુજ લગ્ન કેરો.
મોઘો વળી વળી હલે! પ્રતિવર્ષ આવે,
ને વિસ્મર્યું સ્મરણ કાંઇ રસીલું લાવે.

કોલાહલે મનુજજીવનને ભરીને
ગંભીર ઘેરું ભવસાગર કાંઇ ગાજે:
એ ગાન પી વિચરતી મનુ કેરી સૃષ્ટિ
પ્રારબ્ધપન્થ ધપતી પ્રભુના પ્રયાણે.

તું ખેલતી ફૂલવતી તટવાટિકામાં,
હું ઊગતો તટતણા ગિરિરાજ ભેદી,
હા! એકદા ધવળ વેણુ વિશે કિનારે
ભેળાં મળ્યા, અણચિંતાં રમવા જ લાગ્યા.

કીધાં પછી સુભગ મન્દિર કલ્પનાનાં,
ત્હેમાં અનુપ રસની પધરાવી મૂર્તિ;
વ્હાલી! તૃષાજ્જ્વલિત લોચન એમ ઠાર્યાં,
ત્હોયે ઉણું કંઈક અન્તરમાહીં ભાસ્યું

ઊઠ્યાં; ઊઠાડી દગ આપણી પૃથ્વીમાંથી,
દીઠી વડી જીવનના જલધિની ઊર્મિ;
જાગ્યું કંઈક સખિ! દર્શન એહ લેતાં,
જાગ્યુ અમોહું કંઈ ભાવવતું અનામી.

દીધો કરે કર, વર્યાં વર ઉચ્ચગામી,
ને આદરી રસિલી! આચરવા પ્રતિજ્ઞા;
સંઘટ્ટી ચન્દની ઘડી મનવેગી હોડી,
ત્હેમાં મહાસફર સારવવા ઠરાવ્યું.

વ્હાલી! વસન્ત જતી જીવનની વહે છે,
સંજીવિની પ્રબળ શક્તિ હવે શમે છે;
ને મન્દ મન્દ પડતી દગ ઊર્ધ્વગામી;
ત્હોયે હજી જલધિ ઊતરવો રહ્યો છે.

શું શું કીધું? નથી નિરર્થક સિન્ધુ જીવ્યાં;
જો વેણુગાં ભવપટે પદપંક્તિ પાડી;
રહેશે ઘડીક, ઘડી કોઈકને જણાશે,
ને સારગ્રાહી જન આશિષ કોક દેશે.

[દામ્પત્યસ્તોત્રો]

[૯]

## તાદાત્મ્ય

પોઢી ઝાંખી પ્રિય ભવનમાં છાંયડી પૂર્વજોની,
ત્હેમાં બેસી ગૂથતી ઝભલાં સુન્દરી પુણ્યવન્તી;
માતા કઠે હીંચી હીંચી ઝરે ચન્દ્રિકા ચુમ્બનોની
બાળુડાની કુસુમપુટ શી શ્વેત મુદ્રા હસન્તી.

ચુંબે–દાબે અમૃત નયનો માતના હસ્તલેખા,
ન્હાની આંખો અનિમિષ ઊંડું શું આંખડીમાં નિહાળે;
પાછાં વાળે વળી વળી ધીમાં ચુંબનો માતૃરેખા,
ને સંકેલી નયનકિરણો બાળનુ તેજ ભાળે

આઘે દેશો ગિરિશિખરમાં વ્યોમ છાયે પડેલા,
મોંઘી મૂર્તિ શ્રમિત લઇને પ્રાણમાં આવી ઊભા;
હૈયે લીધો તનય, લટને ચુંબનોથી સમારીઃ
એયુ ચારે દિશ સદનમાં, શૂન્ય સ્થાનો થયેલાં.

ધારે કાન્તિ નવીન, ચૂમતી સુન્દરી બાળશોભા :
'વ્હાલા! વ્હાલા! પ્રણયપ્રતિમા બાળુડી આત્હમારી.'

[૧૦]

## પુનર્લગ્ન

ધીમે પ્રિયે! હજી ધીમે પગલે પધારો:
લાંબું નથી કર્યું પ્રયાણ તથાપિ, બાલે!
થાક્યા હશે ચરણ કોમળ પદ્મ જેવા:
આવો અહીંથી નીરખો જળસિન્ધુનાં આ.

આ એ જ પ્રાણ! ક્ષીરસાગરના તરંગો,
પામ્યા જ જે મથી સુરાસુર રત્નરાશિ.
આવો પ્રસન્નમુખ લોચન કુળલક્ષ્મી!
ભાળો વિશાળ ઉર વૈભવી લક્ષ્મીતાત.

છે યાદ તે વરકથા સખિ! લક્ષ્મીજીની?
ને અષ્ટમંગળતણાં વસિલાં રહસ્યો?
લ્યો હાથ, પ્રાણ! નમી રાજવળાં પધારો;
ઉદ્બોધ ગાય હજી સાગર એ કથાના.

ઉત્તુંગ શૃંગ પ્રિય! જો પ્રભુ ગોપનાથ,
ઊભાં પડે ઘડીક આપણ ગોપગોપી;
ઘેરી બજે જગતબોધક ભવ્ય બંસી,
ત્હેના સુરે સખિરી! જીવન નૃત્ય થાતું.

એ એક અદ્વિતીય, કોટિક નામધારી,
એ એક-આશયી, રચન્ત અનેક લીલા
શોભી, શમી અણુગણી યુગકેરી પંક્તિ,
યુગે યુગે નવીન આત્મકળા પ્રકાશી

આ આજ ઊર્મિ ઊછળે ભરતી ભરેલી,
ઉલ્લેખ વાચી રહમજો જળરેખના એ
નારાયણે કર વિશે લઈ લક્ષ્મીરત્ન
કેવી પુન પરમ તે લીધ લગ્નદીક્ષા

લ્યો અંજલિ, ઉર સ્મરો કુળદેવદેવી,
ને વિશ્વસાક્ષી પ્રિય ! સાગરરાજ સાખે
સૌભાગ્યશોભન પ્રફુલ્લ હૃદે સ્વીકારો
લગ્નવ્રતિનિ ! ફરી એ વ્રત કેરી દીક્ષા

ખેલ્યા સખિ ! અધિક આપણ ખેલશું, ને
કર્તવ્યકર્મ પણ ભવ્ય જ આદરીશું,
વીણીશુ નન્દન, અને લઈ દિવ્યપુષ્પો,
સોહાવશુ સબળ સુન્દર કુલવેલી

ને બાર માસ નિધિનીર મણિકટોરી
આ ચન્દ્રરાજ ભરી પીયૂષ પાઇ જાશે,
વૈશાખ માસ સુખશુકલ વળી પધારે,
તે વેળ લગ્નતિથિ આપણી આવશે જો

હેશું પુનઃ પ્રિયતમે! નિજ લગ્નદીક્ષા,
પીશું પુનઃ પરમ કોમળ લગ્નભાવો;
ને એમ દેવિ! પ્રતિવર્ષ સુલગ્નયોગે
લગ્નવ્રતે પ્રિય! ધરીશું પુનઃ પુનઃ તે.

આ એ જ વ્હાલી! ક્ષીરસાગરના તરંગો,
ખૂટ્યાં નથી, હજીય રત્ન થકી ભરેલા;
રત્નોથી એમ ભવસાગર આ ભર્યો છે:
ચાલો, મથી સુસજિયે સખિ! રત્નરાશિ.

ધીમે ભરો ડગ, હશે શ્રમ તો સ્હડેલો;
છો બાલ કોમળ, કઠોર મનુષ્યમાર્ગો:
ઠારો તપ્યાં નયન, દર્શન લ્યો, સુજાણ!
દેવાંશી આ અતલ સાગરરાજ કેરાં.

[કેટલાક કાવ્યો-૨]

[૧૬]

## આપણી લગ્નતિથિ

આ એ જ દિન, સખિ ! જે દિન આપણી તે
બે આત્મજ્યોત મળી એક જ જ્યોત જાગી;
ને અંગુલિ મહીં ગૂંથાયલી અગુલિ શી
બે અગ્નિહોત્રની ગૂંથાઇ મળી શિખાઓ.

ત્રિવેદીયે ત્હમે છો, ને ત્રિવેદી કુળનો છુ હુ;
એક વેલી તણાં પુષ્પો કો સારુન્નરસું કહું ?

એ અગ્નિકુંડ કુળનો સખિ! જેહ સ્થાપ્યો,
ત્ય્હાં તો તપ્યાં તપ બહુ, બહુ યોગ સાધ્યો;
પીધી પ્રસન્ન પ્રભુતા, કીધી અગ્નિચર્યા,
ને ગાઇ દુ:ખ-સુખનીય અનેક વાતો.

વર્ષે વર્ષે કથા એક માંડી આજ સુધી, સખિ!
એમ અષ્ટાદશાધ્યાયી ગીતાજીવનની લખી.

જેવાં મહાસાગર લોઢ માંહી
ઘૂમે છબીલાં કઇ છીપલાઓ;
બ્રહ્માંડના લોઢ પ્રચંડ ગાજે,
ત્હેમાં ઘૂમે માનવબાળ ત્હેવાં.

ઘૂમવાનુ હલે ! એવું: ઘૂમ્યાં ને ઘૂમશું હજી,
ઇચ્છાએ કે અનિચ્છાએ, વાધા સંકલ્પના સજી.

મલીન કે સ્વચ્છ સ્વરૂપ ધારી,
ગંગા તણાં નીર વહે સદાય;
મલીન કે સ્વચ્છ પ્રકાશી રંગો,
આયુષ્યગંગા વહી એમ જાય.

ડોલે એ નીરમા, વ્હાલી ! આપણું ન્હાનુ નાવડું;
હયો સુકાન, તરાવી દ્યો પૂર સંસારનુ વડું.

આકાશનો ઉદધિ ઊતરતાં અગાધ,
પીયૂષનુ પરમ હાસ્ય હસે છ ચન્દ્રી;
એવું સખિ! અમૃતના અભિષેક જેવું
કો હાસ્ય હેતનુ સદા હસજો અગાધ.

ઊગે ને આથમે વર્ષો ઓટ ને ભરતીભર્યાં;
સ્નેહથી સંચર્યાં સાથે દેવી ! તે દમ્પતી તર્યાં.

[દામ્પત્યસ્તોત્રો]

ખંડ ત્રીજો

# રાસ

*

ઓ રસતરસ્યા બાળ!
રસની રીત ન ભૂલશો,
પ્રભુએ બાંધી પાળ
રસસાગરની પુણ્યથી ..
—ન્હાનાલાલ

[૧]

## વસન્ત લ્યો !

રાજ! કોઈ વસન્ત લ્યો, વસન્ત લ્યો!
હાં રે મ્હારી ક્યારીમાં મ્હેક મ્હેક મ્હેકી:
    હો રાજ! કોઈ વસન્ત લ્યો, વસન્ત લ્યો!

રાજ! વીણી કળીઓ મ્હેં નેત્ર ઉઘાડી:
હાં રે મ્હારે હૈયે-લલાટે વધાવી:
    હો રાજ! કોઈ વસન્ત લ્યો, વસન્ત લ્યો!

રાજ! દેવ દેવી સોહાગ લેવા આવે;
હાં રે મીઠી સ્નેહની બંસરી બજાવે;
    હો રાજ! કોઈ વસન્ત લ્યો, વસન્ત લ્યો!

[ન્હાના ન્હાના રાસ-૧]

[૨]
## વસન્તનાં સોણુલાં

સોણુલાં આવે આયુષ્યની વસન્તનાં;
આજ મ્હારે આયુષ્યદેવનાં પર્વ, રાજ !
સોણુલાં આવે આયુષ્યની વસન્તનાં.

આજ મ્હારે આંગણે ઢોળાય તેજ દેવનાં;
તેજ કેરા કિરણે કિરણે જયગર્વ, રાજ !
સોણુલા આવે આયુષ્યની વસન્તનાં.

આજ મ્હારે કરમાણી કુંપળો પાંગરે;
આજ મ્હારે સૂકાં લીલમલીલાં થાય, રાજ !
સોણુલાં આવે આયુષ્યની વસન્તના.

આજ મ્હારે સ્વપ્નાં ઊતરે સંસારમાં;
આજ જગે નવલા પરિમળો વાય, રાજ !
સોણુલાં આવે આયુષ્યની વસન્તનાં.

આજ મ્હારે આંબે આંબે મ્હોર મ્હોરિયા;
આજ મ્હારે ઉરમાં બોલે છે સિતાર, રાજ !
સોણુલાં આવે આયુષ્યની વસન્તનાં.

આજ મ્હારે આશાની વેલડ ફોરતી;
આજ મ્હારે ઊડવાં અનન્ત મોઝાર, રાજ !
સોણુલાં આવે આયુષ્યની વસન્તનાં.

સોણલાંનાં સાળુડે છંટાણું રંગછાંટણું;
સોણલાંનાં ધરતીમાં ઊઘડ્યાં ફૂલ, રાજ!
    સોણલાં આવે આયુષ્યની વસન્તનાં.

સોણલાં સંજીવન છાંટે સંસારને:
સોણલાંનાં મનનાં મોતી સમા-મૂલ, રાજ!
    સોણલાં આવે આયુષ્યની વસન્તનાં.

તેજ કેરી અંગુલિ અનન્તને આલેખતી;
કેવી વીતે આજ ને કેવી જશે કાલ, રાજ!
    સોણલાં આવે આયુષ્યની વસન્તનાં.

દિશાઓની દ્હેરીએ ચ્હડી સૂર્ય થંભીને
કાળમન્ત્ર લખતો વસુન્ધરાને ભાલ, રાજ!
    સોણલાં આવે આયુષ્યની વસન્તનાં.

સોણલાં બાંધે ત્રિકાળને તોરણો,
સોણલાં સરજે નવા સંસાર, રાજ!
    સોણલાં આવે આયુષ્યની વસન્તનાં.

આજ મ્હારે : આકાશ આંગણે ઊતરે;
આજ મ્હારે ઊગે નવસર્જનનાં સ્હવાર, રાજ!
    સોણલાં આવે આયુષ્યની વસન્તનાં.

[સારથિ]

[૩]

## હરિ! આવોને

આ વસન્ત ખીલે શતપાંખડી, હરિ! આવોને;
આ સૃષ્ટિએ ધરિયા સોહાગ; હવે તો હરિ! આવોને.
આ વિશ્વ વદે છે વધામણી, હરિ! આવોનેઃ
આવી વાંચો અમારાં સૌભાગ્ય; હવે તો હરિ! આવોને.

આ ચન્દરવો કરે ચન્દની, હરિ! આવોને;
વેર્યાં તારલિયાના ફૂલ, હવે તો હરિ! આવોને.
પ્રભુ પાથરણાં દઇશ પ્રેમનાં, હરિ! આવોને,
દિલ વારી કરીશ સહુ ડૂલ; હવે તો હરિ! આવોને.

આ જળમાં ઊઘડે પોયણાં, હરિ! આવોને;
એવા ઊઘડે હૈયાના ભાવઃ હવે તો હરિ! આવોને.
આ માથે મયંકનો મણિ તપે, હરિ! આવોને;
એવા આવો, જીવનમણિ ભાવ! હવે તો હરિ! આવોને.

આ ચન્દની ભરી છે તળાવડી, હરિ! આવોને,
ફૂલડિયે બાંધી પાજ, હવે તો હરિ! આવોને.
આ આસોપાલવને છાંયડે હરિ! આવોને;
મનમહેરામણ મહારાજ! હવે તો હરિ! આવોને.

મ્હારે સૂની આયુષ્યની શેરીઓ, હરિ! આવોને;
મ્હારે સૂની સૌ જીવનની વાટ; હવે તો હરિ! આવોને;
મ્હારા કાળજ કેરી કુંજમાં હરિ! આવોને;
મ્હારા આતમસરોવર ઘાટ, હવે તો હરિ! આવોને.

[પ્રેમભક્તિ ભજનાવલિ]

[૪]

## વસન્તગીત

૧

કોયલડી ! ત્હારી મોરલી મધુરી જરા છેડી જજે !
હીંચે–નમે તું કાંઈ આંબલિયાને ડાળ જો !
કોયલડી ! ત્હારી મોરલી મધુરી જરા છેડી જજે !

રચ્યાં દિશાચીર વિધુની વિશુદ્ધિરંગે,
અર્ચી પ્રભુની અરચી દિનને દિનેશે,
નવગન્ધકોષ કઇ ગન્ધવતી ઉઘાડે;
ઉઘાડીને ઘૂંઘટ ગાવ, વસન્ત સખિ ! પધારે.
કોયલડી ! ત્હારી વેણુથી વસન્તદેવી સત્કારજે.

૨

કોયલડી ! ત્હારા વનમાં પ્રભાત આજ ઊંડાં ઊગે,
સોનારૂપાની મહીં રમતી રેખ અનન્ત જો !
લાંબી શિશિર તણી રજની વીરી ! આજ ડૂબી જતી,
સાત્ત્વિક પ્રકાશને પગલે પધારે વસન્ત જો !
મીઠડી,
સાન્ત્વની,
ભાગ્ય સમ સંજીવિની;
જગજીવન મન્ત્રશી ઉદ્ધારિણી;
પ્રભુકિરણ સરિખી સકલસંચારિણી;

પ્રાચી–પ્રતીચી દિગ્ભુવન : સૌની પરમકલ્યાણિની :
સાત્ત્વિક પ્રકાશને પગલે પધારે વસન્ત જો !
કોયલડી ! ત્હારી વેણુમાં વસન્તદેવી સત્કારજે.

૩

પડઘો ક્ય્હાં પડ્યો ? રસબાલ !
ભેદી ભીષણ જગના દુર્ગ અનિલ ક્ય્હાં આથડ્યો ? રસબાલ !
ઉપર જ્યાં અનહદ બાજે સાજ, ટુહુરવ ત્ય્હાં ચ્હડ્યો ? રસબાલ !

પડઘો ક્ય્હાં પડ્યો ? રસબાલ !
સંસ્કૃતિનાં સૈન્ય વ્યૂહો માંડતાં,
પૂર્ણિમા ને અમાસ નેજા ખોડતાં,
યશકિરીટી ઇન્દ્ર પુષ્પ વધાવતા,
ગન્ધર્વ જયનાં ગાન નિજ વેણુ ભરી વાતા જતા :
આછેરી પીંછીથી બ્રહ્માંડતીર્થ આલેખિયાં,
ઘૂમે પ્રશસ્ત તટે મન્દાકિનીનાં નીર જો !
સુરો-અસુરોની મેદની અખંડ ત્ય્હાં રાસે રમે,
નૃત્યનેતા અમીમોરલી હલકે સુધીર જો !
પદતાલી ભવ્ય ધમકે મહાગમ્ભીર જો !

કોયલડી ! ત્હારી વેણુથી અનેરી વેણુ વાગે ત્ય્હાં;
કોયલડી ! સહુ વેણુના વિલોલ શબ્દ જાગે ત્ય્હાં;
રમે-રચે ચૌદ ભુવનને દટે પરમ ભારતરણ અણપૂત કાલ,
પડઘો ત્ય્હાં પડ્યો, રસબાલ !

૪

ફૂલડાંની આંખોમાં વસન્ત! આંજ્યું ત્હમે,
આંજો જાદુગર આંજણ એ મુજ નેન જો!
મ્હેકતું,
મ્હેકાવતું,
પ્રાણને ચેતાવતું;
વિરલ સૌન્દર્ય કદી કદી ભાસતું;
પ્રિયનયનની કાન્તિમાં સ્થિર વાસતું;
સ્નેહના સોહાગ સમ સપ્રભ યશસ્વી વિલાસતું:
ફૂલડાં-ફૂલડાંને પગલે વસન્ત! પધારજો!
આવ્યાંવને તો દેવિ! આવજો માનવદેશ જો!
ચાંદા સૂરજ કેરી જ્યોતિ પામરીએ પરિમળે,
આપી જજો એ દેવપરિમળના આદેશ જો!
આવો વસન્ત! પ્રાણઆંગણનાં આભ અમે વાળી લીધાં.

૫

કોયલડી! મ્હારે બારણે હો બ્હેન! કાલ બોલી જજે!
કાલે મ્હારે ઘેર પ્રભુજીનાં વરદાન જો!
કાલે મ્હારે ઘેર વસન્તદેવી મહેમાન જો!
કોયલડી! ત્હારી મોરલીનાં વીંધ બ્હેન! બોલી જજે!
વીંધે વીંધે તે વહે વ્હાલમ કેરાં વેણ જો!
વીંધે-વીંધે તે કહે વ્હાલમ કેરાં કહેણ જો!
કોયલડી! મ્હારે બારણે વસન્તમન્ત્ર બોલી જજે!

[વસન્તોત્સવ]

સુખની સોહાગણ જગની વાડી
    મહીં ઊગી બે ચન્દનવેલ;
મેઘની ધારા સમી ધારા ગૂંથી રચ્યો
    મેઘ શો મંડપ મ્હેલ:
જેવી જગે હૈયાની નીતરે ધાર,
    એવા સખિ! ગૃહ કુળ ને સંસાર.

મધુરી શી મોરલીના મધુરા કલ્લોલ,
    એવા સખિ! દમ્પતીના જીવનના બોલ.

[દામ્પત્યસ્તોત્રો]

[૭]

## મ્હારો હીંચકો

મ્હારો હીંચકો રે અમરવેલડીની મ્હાંય;
અ મ ર વે લ ડી ની મ્હાંય;
અ મ ર વે લ ડી ની મ્હાંય;
મ્હારો હીંચકો રે અમરવેલડીની મ્હાંય.

વીજળી જ્યમ ગગન મ્હાંય,
કવિતા કવિનયન મ્હાંય,
એમ હીંચી હૃદય મ્હાંય
પ્રેમરાય
ગાય:

પ્રેમહીંચકો રે હૃદયવેલડીની મ્હાંય;
હૃ દ ય વે લ ડી ની મ્હાંય;
હૃ દ ય વે લ ડી ની મ્હાંય;
પ્રેમહીંચકો રે હૃદયવેલડીની મ્હાંય.

મ્હારો હીંચકો રે અમરવેલડીની મ્હાંય.

[જયા-જયન્ત]

[૮]

## ફૂલડાંના ફાલ

વીણો-વીણોને ફૂલડાંના ફાલ,
ફોરે એવાં હૈયાં, સખિ!
ગૂંથો-ગૂંથોને ફૂલડાંની માળ,
ગૂંથો એવાં હૈયાં, સખિ!

સરખી સાહેલી કોઈ વીણવા ન આવે,
વીણું હું વનને એકલી રે;
વીણું અલબેલી હું ફૂલફૂલની વેલી, ને
વીણું ને થાઉં ઘેલી-ઘેલી;
હો! વીણો એવાં ફૂલડાં, સખિ!

[૯]

## ફૂલ હું તો ભૂલી

વેણી ગૂંથી ને મહીં ફૂલ હું તો ભૂલી;
ભૂલ્યું ભૂલાય કેમ એમ? અલબેલડી!
વેણી ગૂંથી ને મહીં ફૂલ હું તો ભૂલી.

ઊગી આષાઢ કેરી વાદળી આકાશે
દીઠો મહીં ભર્યો પ્રેમ, અલબેલડી!
વેણી ગૂંથી ને મહીં ફૂલ હું તો ભૂલી.

વાદળીમાં વીજળીની વેલડી ઝબૂકે;
દીઠી મહીં રસઆંખ, અલબેલડી!
વેણી ગૂંથી ને મહીં ફૂલ હું તો ભૂલી.

વાડીમાં મોરલા કલા કરી રહ્યા'તા;
દીઠી મહીં રૂપપાંખ, અલબેલડી!
વેણી ગૂંથી ને મહીં ફૂલ હું તો ભૂલી.

મીઠું શું આભનીયે પાર કાંઈ ગાજ્યું;
સુણ્યા મહીં મુજ કાન્ત, અલબેલડી!
વેણી ગૂંથી ને મહીં ફૂલ હું તો ભૂલી.

અંગુલિના સ્પર્શે સમાં હીરાં અડ્યાં, ત્યહાં
નાઠી હું ઓરડે એકાન્ત, અલબેલડી!
વેણી ગૂંથી ને મહીં ફૂલ હું તો ભૂલી.

[ન્હાના ન્હાના રાસ-૧]

## [૧૦]
## માઝમ રાત

ફૂલડે નમેલી ફોરે છે વેલી,
માઝમ રાત અલબેલી,
રસની હેલી રે રેલી વસન્તની, સખિ!

સુણું છું આછેરાં કે કદી ઘેરાં,
પ્રભુનાં તેજ શાં અનેરાં,
રસિકો કેરાં રે ગીતો વસન્તનાં, સખિ!

કોકિલકુંજે ગહનનિકુંજે,
ડોલન્ત મ્હોરના પુંજે,
વનમાં ગુંજે રે પંખી વસન્તનાં, સખિ!

જપી નામમાલા, સ્મરી સ્મરી વ્હાલા,
ભરી સૂર સ્નેહના રસાલા,
વાય કો બાલા રે વેણુ વસન્તની, સખી!

લોક ઉલ્લાસે, વિશ્વ વિલાસે,
સોહન્ત ચન્દ્રિકા ઉજાસે;
કહે, કાં ન હાસે રે
આત્મા વસન્તમાં? સખિ!

[ન્હાના ન્હાના રાસ-૧]

[૧૧]

## એ રત

મ્હોરી મ્હોરી આંબલિયા કેરી ડાળ રે,
એ રત આવી, ને રાજ! આવજો!
ઝીલે નીરે સારસ સરોવર પાળ રે,
એ રત આવી, ને રાજ! આવજો!

કુંજે કુંજે વાઘા સજ્યા નવરંગ રે,
એ રત આવી, ને રાજ! આવજો!
ચન્દ્ર હસી અજવાળે રજનીનાં અંગ રે,
એ રત આવી, ને રાજ! આવજો!

તેજ મધુર વરસે, ને વિશ્વ મહીં ન્હાય રે,
એ રત આવી ને રાજ! આવજો!
લીલો પીળો વનનો મંડપ ઝોલાં ખાય રે,
એ રત આવી ને રાજ! આવજો!

ઊભી ઊભી નીરખું છું વાટ, અલબેલ રે!
એ રત આવી ને રાજ! આવજો!
ફૂલડેથી લૂમી ઝૂમી મ્હારી વેલ રે,
એ રત આવી ને રાજ! આવજો!

[૧૨]

## સંભારણાં

રૂપલા રાતલડીમાં ઊઘડે ઉરનાં બારણાં, હો બ્હેન!
ઝૂલે રસપારણાં, હો બ્હેન!
ત્ય્હારે ઝબકે ઝીણાં અતિથિનાં સભારણાં, હો બ્હેન!
લઉં હુ વારણા, હો બ્હેન!

શરદપૂનમનો ચાંદલો ઘડી ચમકીને જાય,
વરસ દિવસ વીત્યે સખિ! દોહલ દર્શન થાય.
અન્ધારી રજનીમા ઊઘડે ઉરના બારણાં, હો બ્હેન!
ઝૂલે રસપારણાં, હો બ્હેન!
ત્ય્હારે ઝબકે અમૃતઅતિથિનાં સંભારણા, હો બ્હેન!
લઉં હુ વારણાં, હો બ્હેન!

મેઘ ઝરે રસ નીતરે, આંબો ઝોલા ખાય,
ખીલે ન મ્હોર ન મજરી, સખિ! નથી આ ઋતુરાય.
સૂની રજનીઓમાં ઊઘડે ઉરના બારણાં, હો બ્હેન!
ઝૂલે રસપારણા, હો બ્હેન!
ત્ય્હારે ઝબકે સાજન અતિથિના સભારણાં, હો બ્હેન!
લઉં હુ વારણાં, હો બ્હેન!

દૂર દૂરની કુંજમાં મોર કરે ટહુકાર;
સખિ! ટહુકામાં જીવવું, મોંઘા મોર દિદાર.
લાંબી રાતલડીમાં ઊઘડે ઉરનાં બારણાં, હો બ્હેન!
ઝૂલે રસપારણાં, હો બ્હેન!
ત્ય્હારે ઝબકે ઉર અતિથિનાં સંભારણાં, હો બ્હેન!
લઉં હું વારણાં, હો બ્હેન!

રૂપલા રાતલડીમાં ઊઘડે ઉરનાં બારણાં, હો બ્હેન!

[ન્હાના ન્હાના રાસ-૧]

[૧૩]

## ફૂલડાં કટોરી

ચન્દ્રીએ અમૃત મોકલ્યાં, રે બ્હેન!
ફૂલડા કટોરી ગૂથી લાવ:
જગમાલણી રે બ્હેન!
અમૃત અંજલિમા નહિ ઝીલુ, રે બ્હેન!

અંજલિમા ચાર ચાર ચારણી, રે બ્હેન!
અજલિયે છૂદણાના ડાઘ:
જગમાલણી રે બ્હેન!
અમૃત અંજલિમા નહિ ઝીલુ, રે બ્હેન!

ઝીલુ નહિ તો ઝરી જતું રે બ્હેન!
ઝીલુ તો ઝરે દશધાર:
જગમાલણી રે બ્હેન!
અમૃત અજલિમા નહિ ઝીલુ, રે બ્હેન!

ફૂલડામા દેવની હથેલીઓ, રે બ્હેન!
દેવની કટોરી ગૂથી લાવ:
જગમાલણી રે બ્હેન!
અમૃત અંજલિમા નહિ ઝીલુ, રે બ્હેન!

[૧૪]

## મ્હારો ચન્દ્રમા

ગગન ઝરૂખા ઝૂલતા, ગગને ચન્દ્રમા ચમકે;
જગ જગ ચન્દની ઢોળાય,
જગતમાં ચન્દ્રમા ચમકે.

આરસપાળ અગાસીએ પાળે ચન્દ્રમા ચમકે,
ફૂલડે એ કિરણો ઝિલાય,
ફૂલડાંમાં ચન્દ્રમા ચમકે.

ઓરડે અજવાળાં ઝળહળે, ઓરડે ચન્દ્રમા ચમકે:
ચોકમાં તેજ છલકાય,
ચોકમાં ચન્દ્રમા ચમકે.

નયણે ઝીલુ મ્હારા નાથને, નયણે ચન્દ્રમા ચમકે;
ઉર ભરી પ્રેમ ઊભરાય,
ઉરમાં ચન્દ્રમા ચમકે.

[દામ્પત્યસ્તોત્રો]

[૧૫]

## ઝીણા ઝીણા મેહ

ઝીણા ઝરમર વરસે મેહ,
ભીંજે મ્હારી ચુંદડલી:
એવો નીતરે કૌમારનો નેહ,
ભીંજે મ્હારી ચુંદડલી.

આજે ઝરે ને ઝમે ચન્દ્રીની ચન્દ્રિકા,
ભીંજે રસિક કોઈ બાલા રે;
ભીંજે સખિ! ભીંજે શરદ અલબેલડી,
ભીંજે મ્હારા હૈયાની માળા:
હો! ભીંજે મ્હારી ચુંદડલી.

વનમાં પપૈયો પેલો પિયુ પિયુ બોલે,
ટહુકે મયૂર કેરી વેણાં રે,
ટમટમ ટમટમ વાદળી ટમકે,
ટમકે મ્હારા નાથનાં નેણાં:
હો! ભીંજે મ્હારી ચુંદડલી.

આનન્દ કન્દ ડોલે સુન્દરીનાં વૃન્દ ને
મીઠા મૃદંગ પડછન્દા રે:
મન્દ મન્દ લ્હેરે મીટડી મયકની
હો રે મ્હારા મધુરસ ચન્દા!
હો! ભીંજે મ્હારી ચુંદડલી

[આજ અને અત્યારે]

[૧૬]

## મહિડાં

હલકે હાથે તે નાથ! મહિડાં વ્હલોવજો:
મહિડાંની રીત ન્હોય આવી રે લોલ.

ગોળી નન્દાશે નાથ! ચોળી છંટાશે, નાથ!
મોતીડાંની માળા તૂટશે રે લોલ;
ગોળી નન્દાશે ને ગોરસ વહી જશે,
ગોરીના ચીર પણ ભીંજશે રે લોલ:
હલકે હાથે તે નાથ! મહિડાં વ્હલોવજો....

ન્હાનીશી ગોરસીમાં જમનાજી ઊછળે:
એવી ન નાથ! દોરી રાખો રે લોલ;
ન્હાનીશી ગોરસીમાં અમૃત ઠારિયાં,
હળવે ઉઘાડી નાથ! ચાખો રે લોલ:
હલકે હાથે તે નાથ! મહિડા વ્હલોવજો....

[ઇન્દુકુમાર-૨]

[૧૭]

## ગોપિકાની ગોરસી

ગોરસ લેઈ લેઈ પીજો,
　　હો! ગોપિકાની ગોરસી ભરેલી.

વદને છે હેમજ્યોત,
નયને છે પ્રેમજ્યોત;
આત્મામાં અમૃતની હેલી;
　　હો! ગોપિકાની ગોરસી ભરેલી.

હૃદયાની આશ એક,
રસિયાના રામ એક;
પ્રેમોની પ્યાસ ના છીપેલી;
　　હો! ગોપિકાની ગોરસી ભરેલી.

ગોરસ લેઈ લેઈ પીજો,
　　હો! ગોપિકાની ગોરસી ભરેલી.

[જયા-જયન્ત]

[૫૮]

## કાશ્મીરી શાલ

હું તો ઓઢું ઓઢું ને સરી જાય રે
મ્હારી કાશ્મીરી શાલ;
મ્હારુ હૃદય ઢાંકુ એવી બતાવ, સખિ રે!
કોઈ લાજવણુ શાલ.

ધરી ઝોળી એક યોગીરાજ આવિયા રે લોલ;
મ્હેં તો છાતી પર છુંદણા પડાવિયાં રે લોલ;
મોંઘા ભિક્ષામન્ત્ર મનડે જડાવિયા રે લોલ;
પછી ઓઢવા ખરીદી આ રસાલ
મ્હારી કાશ્મીરી શાલ. ...

મ્હારું હૃદય ભરાયુ ને વાધતું રે લોલ,
મ્હારી ચોળી કેરા બંધનો હરાવતું રે લોલ;
મ્હારા સાળુડાનુ પોત તો આછુ હતું રે લોલ;
પછી ઓઢવા ખરીદી આ વિશાલ
મ્હારી કાશ્મીરી શાલ.....

મ્હારે હૈયે બ્હેન! શાલ ન આવી રહે રે લોલ;
મ્હારી લાજ કેશં ચીર તે લેતી વહે રે લોલ;
રખે! ઉરલેખ લોક કો વાંચી લહે રે લોલ;
મ્હને ગૂથી આપ, રાજવણુ બાલ!
એક અદ્દભુત શાલ.....
મ્હારુ હૃદય ઢાંકું એવી બતાવ, સખિ રે!
કોઈ લાજવણુ શાલ....

[ઇન્દુકુમાર-૨]

[૧૬]

## કદમ્બનાં ફૂલ

હું તો ગઇ'તી કદમ્બનાં ઝાડે કદમ્બનાં ફૂલ લેવા;
હું શું જાણું કો આવે પછવાડે કદમ્બનાં ફૂલ લેવા.

હું તો વગડાની વાટે ચાલી કદમ્બનાં ફૂલ લેવા;
એહ આવ્યા જાણે વને વનમાળી કદમ્બનાં ફૂલ લેવા.

મ્હેં તો મુખડે એને ઝાંખ્યુ કદમ્બનાં ફૂલ લેવા;
એણે નેણલેથી નેણ બાણ નાંખ્યું કદમ્બના ફૂલ લેવા.

મ્હેં તો લીધો એ કુંજનો કેડો કદમ્બનાં ફૂલ લેવા;
એણે ઝાલ્યો મ્હારો પાલવછેડો કદમ્બનાં ફૂલ લેવા.

હું તો ગઇ'તી ધરાને ઢાળે કદમ્બનાં ફૂલ લેવા;
એહ આવ્યા મ્હારા દેહની ડાળે કદમ્બના ફૂલ લેવા.

હું તો ગઇ'તી કદમ્બનાં ઝાડે કદમ્બનાં ફૂલ લેવા;
હું શું જાણું કો આવે પછવાડે કદમ્બનાં ફૂલ લેવા.

[ઇન્દુકુમાર-૨]

[૨૦]

## આશા-નિરાશાનો ચન્દ્રમા

ચન્દ્રમા જી રે ઊગ્યો સખિ! આજ મ્હારા ચોકમાં;
આશા-નિરાશાનો ચન્દ્રમા જી રે:
ચન્દ્રમા જી રે ઊગ્યો છે ભગવે ભેખ જો!
યોગી-વિયોગી શો ચન્દ્રમા જી રે:

ઠરે ગગનના ગોખમાં વાદળિયો ચગાકાર;
ઉરને સરવર પોયણાં ઊઘડે અપરપાર.

સખિ! એક એકાકી વાદળો ઊગિયો,
સખિ! એ તો શોભે છે આભલાને ગોખ;
મ્હારા માથાને મુગટે આવે નહિ રે:
ચન્દ્રમા જી રે ઊગ્યો સખિ! આજ મ્હારા ચોકમાં;
આશા નિરાશાનો ચન્દ્રમા જી રે:

ઘડી તપશે ને આથમશે ચન્દ્રમાની કોર;
એવા તપશે કે આથમશે ઉરના અંકોર?

કોઈ કહેશો? ઓ રાજ!
કોઈ કહેશો? ઓ રાજ!
આયુષ્યે અજવાળિયાં ક્યાં સુધી?
ચન્દ્રમા જી રે ઊગ્યો છે ભગવે ભેખ જો!
યોગી-વિયોગી શો ચન્દ્રમા જી રે:
ચન્દ્રમા જી રે ઊગ્યો સખિ! આજ મ્હારા ચોકમાં;
આશા-નિરાશાનો ચન્દ્રમા જી રે.

[જયા-જયન્ત]

[૨૫]

## પૂર્ણિમા પાછી ઊગી

ના'વ્યા એ નણદલના વીરા,
કે પૂર્ણિમા પાછી ઊગી રે.

*

સોળ સોળ પાંખડીનાં કમળ મંગાવ્યાં;
નિત્ય નિત્ય લખી લખી થાકી:
કે પૂર્ણિમા પાછી ઊગી રે.

રોજ રોજ રજની તો તારલે ભરેલી;
જોઈ જોઇ એહ હું તો થાકી:
કે પૂર્ણિમા પાછી ઊગી રે.

સાંજ ને સ્હવાર બોલે બોલ દેવઘંટા;
વાંચી વાંચી ભાગ્ય એમાં થાકી: .
કે પૂર્ણિમા પાછી ઊગી રે.

ઘડી ઘડી પિયુને પોકારે ઓ! પપૈયો;
સુણી સુણી શબ્દ એહ થાકી:
કે પૂર્ણિમા પાછી ઊગી રે.

ન્હાતી હું અખંડ એની હાસ્યચાંદનીમાં
ચન્દની આ ઓઢી ઓઢી થાકી:
કે પૂર્ણિમા પાછી ઊગી રે.

ચન્દ્ર! ત્હારા સમું એનું વદન સોહામણું;
એના વિના ન્હાળી ત્હને થાકી:
કે પૂર્ણિમા પાછી ઊગી રે.

*

ના'વ્યા એ નણદલના વીરા,
ને પૂર્ણિમા પાછી ઊગી રે.

[દામ્પત્યસ્તોત્રો]

[૨૨]

## સૂનાં સૂનાં સ્નેહધામ

સૂનાં મંદિર સૂનાં માળિયાં,
ને મ્હારા સૂના હૈયાના મ્હેલ રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રેઃ
આઘી આશાઓ મ્હારા ઉરની.
ને કાંઈ આઘા આઘા અલબેલ રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

સૂના સૂના તે મ્હારા ઓરડા,
ને એક સૂની અન્ધારી રાત રે,
સ્નેહધામ સૂનાં સૂના રેઃ
પાનાં પ્રારબ્ધનાં ફેરવું,
મહીં આવે વિયોગની વાત રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

સૂની વસન્ત, સૂની વાડીઓ
મ્હાગં સૂનાં સ્હવાર ને બપોર રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રેઃ
સહિયર ને સંઘ હું બ્હાવરી,
મ્હારો કયાં છે કળાયેલ મોર રે?
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

સૂનું સૂનું આભ-આંગણું,
ને વળી સૂની સંસારિયાંની વાટ રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે.
સાથે લીધાં જળબેડલાં રે,
હું તો ભૂલી પડી રસઘાટ રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

સૂની સૂની મ્હારી આંખડી,
ને પેલો સૂનો આત્માનો આભ રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રેઃ
પ્રીતમ! પ્રીત કેમ વીસર્યાં?
એવો દીઠો અપ્રીતમાં શો લાભ રે?
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

સૂનાં સૂનાં ફૂલે ફૂલડાં,
મ્હારાં સૂનાં સિંહાસન, કાન્ત રે!
સ્નેહધામ સૂનાં સૂનાં રેઃ
આંબાની ડાળી મ્હોરે નમી,
મહીં કોયલ કરે કલ્પાંત રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

સૂનો સૂનો મ્હારો માંડવો,
ને ચારુ સૂના આ ચન્દની ચોક રે
સ્નેહધામ સૂના સૂના રેઃ

રસિયાને રંગમહેલ એકલી,
મ્હારે નિર્જન ચોદેય લોક રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

સૂનો હિન્ડોલો મ્હારા સ્નેહનો
ને કાંઈ સૂનો આ દેહનો હિન્ડોલ રે,
સ્નેહધામ સૂના સૂનાં રે:
વ્હાલાની વાગે દૂર વાંસળી,
નાથ! આવો બોલો એક બોલ રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે.

[ન્હાના ન્હાના રાસ-૧]

[૨૩]

## અબોલડા

બાર બાર વર્ષના અબોલડા રે;
વ્હાલાંના બોલો બોલાય,
આજ વ્હાલાંના બોલો બોલાય;
ભાગ્યા અબોલડા રે.

બાર બાર વર્ષના અબોલડા રે;
વ્હાલાંના ઝૂલે ઝુલાય,
આજ વ્હાલાંના ઝૂલે ઝુલાય;
ભાગ્યા અબોલડા રે.

બાર બાર વર્ષના અબોલડા રે;
રસ કેરા કુંકુમ ઘોળાય,
આજ રસ કેરાં કુંકુમ ઘોળાય;
ભાગ્યા અબોલડા રે.

બાર બાર વર્ષના અબોલડા રે;
આંખોમાં આંખો ઢોળાય,
આજ આંખોમાં આંખો ઢોળાય;
ભાગ્યા અબોલડા રે.

બાર બાર વર્ષના અબોલડા રે;
સ્નેહનાં ગીતો ગવાય,
આજ સ્નેહનાં ગીતો ગવાય;
ભાગ્યા અબોલડા રે.

બાર બાર વર્ષના અબોલડા રે;
સ્નેહથી સ્નેહી પોષાય,
આજ સ્નેહથી સ્નેહી પોષાય;
ભાગ્યા અબોલડા રે.

બાર બાર વર્ષના અબોલડા રે;
લજ્જતના પડદા ચીરાય,
આજ લજ્જાના પડદા ચીરાય;
ભાગ્યા અબોલડા રે.

બાર બાર વર્ષના અબોલડા રે;
હૈયામાં હૈયાં સમાય,
આજ હૈયામાં હૈયાં સમાય;
ભાગ્યા અબોલડા રે.

[ન્હાના ન્હાના રાસ-૧]

[૨૪]

## એ દિવસો

ચન્દન છાંટી ચોક સમાર્યો વ્યોમનો,
રજની રસીલી હસતી લલિત વર હાસ જો!
ચાંદલિયો ઉર ભરી ભરી રસ કંઈ ઢાળતો,
આપણ પણ રમતાં'તાં વિરલ વિલાસ જો!
  એવા યે દિવસો પણ, પ્રિયતમ! વહી ગયા.

ફૂલ ફૂલની પાદડીઓ મીંચાઈ ઢળી જતી,
નમી નમી પ્રિયને લેતા સુરભિ ઉછંગ જો!
નયનોમા નયનો ઢાળી ઢાળીને હેત શુ,
ઉજવ્યો ઉત્સવ સ્હમજી પ્રેમપ્રસગ જો!
  એવા દિવસ હતા તે, પ્રિયતમ! વહી ગયા.

પ્રિયતમા!એ શશિરાજ સ્હડન્ત અટારીએ,
રમે પદે ન્હાનકડો અનિલકુમાર જો!
ને મદભર રજનીના નયનો નાચતા,
હૃદય ઝીલે સોના અમૃતની ધાર જો!
  એવા દિનના શમણા, પ્રિયતમ! વહી ગયાં.

પલ્લવમા પલ્લવના પાલવ પાથરી
પણી પ્હોઢ્યા બીડીને પાળ શુ પાળ જો!
વિલસે આજ જગત સહુ રસના અંકમાં,
અજળ વિલસતી અલબેલી તુજ આણ જો!
  એવા રસદિવસો યે, પ્રિયતમ! વહી ગયા.

[ન્હાના ન્હાના રાસ-૧]

## [૨૭]
## ખમ્મા વીરાને!

ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ:
મોંઘામૂલો છે મ્હારો વીર જો!
ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ.

એક તો સુહાગી ગગનચાંદલો રે લોલ:
બીજો સોહાગી મ્હારો વીર જો!
ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ.

રાજા તો વિરાજે રાજમન્દિરે રે લોલ:
પારણે વિરાજે મ્હારો વીર જો!
ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ.

ચંપો ખીલે છે ફુલવાડીમાં રે લોલ:
ફુલમાં ખીલે છે મ્હારો વીર જો!
ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ.

આંગણે ઉજાસ મ્હારે સૂર્યનો રે લોલ:
ઘરમાં ઉજાસ મ્હારો વીર જો!
ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ

એક તો આનન્દ મ્હારા ઉરનો રે લોલ:
બીજો આનન્દ મ્હારો વીર જો!
ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ.

દેવે દીધી છે મ્હને માવડી રે લોલ;
માવડીએ દીધો મ્હારો વીર જો!
ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ

[ન્હાના ન્હાના રાસ ૧]

[૨૮]

## હતો

એક-એક વીરો હતો, વીરો હતો;
એની બ્હેનીને પાટ જઈ બેઠો:
હો! એક-એક વીરો હતો, વીરો હતો.

એક-એક સ્વામી હતો, સ્વામી હતો;
એની વ્હાલીને વાટ જઈ બેઠો:
હો! એક-એક સ્વામી હતો, સ્વામી હતો.

એક-એક જોગી હતો, જોગી હતો;
એની જોગણને ઘાટ જઈ બેઠો:
હો! એક-એક જોગી હતો, જોગી હતો.

[ઇન્દુકુમાર-૧]

[૨૯]

## હૈયાની વાંસળી

હૈયાના હેત વ્હેતી વાંસળી વાગી,
વાંસળી વાગી,
ને મ્હારી છાતડી જાગી:
દુનિયાના દંશ દેતી વાંસળી વાગી

એનો ઘેરો ટ્હૌકાર,
મ્હારા ઉરનો આધાર,
મ્હારો ઊંડા ઊંડા જાણે જીવનલલકાર:
દુનિયાના દંશ દેતી વાંસળી વાગી

વાંસળી વાગી,
ને મ્હારી છાતડી જાગી·
દુનિયાના દંશ દેતી વાંસળી વાગી.

[ઇન્દુકુમાર ૧]

[૩૦]

## પૂછશો મા

પૂછશો મા, કોઈ પૂછશો મા,
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

દિલના દરિયાવ મહીં કાંઈ કાંઈ મોતી:
ગોતી ગોતીને ત્હેને ચૂંથશો મા;
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

ટહુકે છે કોકિલા, પુકારે છે પપૈયો,
કારણોના કામીને સૂઝશો મા;
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

આંસુના નીરના કો આશાના અક્ષરો:
આછા, આછા, ત્હોય લૂછશો મા;
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

જગના જોદ્ધા! એક આટલુ સુણી જજો:
પ્રારબ્ધનાં પૂર સ્હામે ઝૂઝશો મા!
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

પૂછશો મા, કોઈ પૂછશો મા,
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

[ન્હાના ન્હાના રાસ ૧]

[૩૧]

## સોણલાં

સ્નેહીનાં સોણલાં આવે સાહેલડી!
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે;
હૈયાનાં હેત તો સતાવે, સાહેલડી!
આશાની વેલ મ્હારી ઊગી ઢળે.

મ્હડચું પૂર મધરાતનું, ગાજે ભર સૂનકારઃ
ચમકે ચપળા આભમાં,
એવા એવા છે પ્રિયના ચમકારઃ રે સાહેલડી!
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.

ઝરમર ઝરમર મેહુલો વરસે આછે નીર,
ઉન્હે આંસુ નયનો ભીંજે,
એવાં એવાં ભીંજે મ્હારાં ચીરઃ રે સાહેલડી!
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.

અવની ભરી, વનવન ભરી, ઘૂમે ગાઢ અન્ધાર;
ઝળકે મહીં ધૂણી જોગીની,
એવા એવા છે પ્રિયના ઝળકાર· રે સાહેલડી!
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.

ઝીણી જ્યોતે ઝળહળે પ્રિયનો દીપક લગીર;
પડે પતંગ, મહીં જલે,
    એવી એવી આત્માની અધીરઃ રે સાહેલડી!
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.

ખૂંચે ફૂલની પાંદડી, ખૂંચે ચન્દ્રની ધાર;
સ્નેહીનાં સંભારણા,
    એવાં એવાં ખૂંચે દિલ મોઝારઃ રે સાહેલડી!
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.

સ્નેહીનાં સોણલાં આવે સાહેલડી!
    ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે...

[ન્હાના ન્હાના રાસ ૧]

[૩૨]

## માયા ઉતારી

આવ્યો આષાઢ, ગાઢ આભલાં છવાયાં;
આંસુડે ચીર સૌ ભીંજાયાં;
સુહાગી દેવ!
એવાં શાં આળ રાજ! માયા ઉતારી?
ચન્દા ને સૂર્ય મ્હારા જ્યાં સદા સમાણા:
આંખોનાં તેજ એ હોલાણા:
સુહાગી દેવ!
એવાં શાં આળ રાજ! માયા ઉતારી?
પૃથ્વીનાં પુણ્ય જ્હાં પ્રકાશતાં મ્હેં દીઠાં,
આત્મામૃત ઓસર્યાં એ મીઠાં:
સુહાગી દેવ!
એવાં શાં આળ રાજ! માયા ઉતારી?
વિશ્વના વિલાસ જે ભ્રૂકુટિમાં વિરાજે
નાચે ન નેણુ એહ આજે:
સુહાગી દેવ!
એવાં શાં આળ રાજ! માયા ઉતારી?
હૈયાના મેઘનો હીંચે છે જી હિન્ડોળો:
આશાનો એક બોલ બોલો:
સુહાગી દેવ!
એવાં શા આળ રાજ! માયા ઉતારી?

[ન્હાના ન્હાના રાસ ૧]

[૩૪]

## વનના બોલ

બોલે બોલે છે ગિરિઓમાં મોર,
ઢેલડ ટહુકો કરે;
મ્હારે અન્તર ઉછળે અંકોર,
જીવન ઝોલે ચ્હડે.

નથી જીવનનો બોલ જયા! એ
નથી ટહુકો એ આત્મનનો;
નથી ઉરઝરણાં, એ ભ્રમ રમણા:
એ ઘોર ધ્વનિ કંઇ વનવનનો.

બોલે બોલે છે શિખરોમા દેવ,
દેવીઓ હાસ્યે હસે;
મ્હારા આયુષ્યનો અવશેષ
શિખરે ને વગડે વસે.

નથી જગતનો મન્ત્ર જયા! એ
નથી ન્હોતરું એ અમરોનું;
નથી પ્રભુપ્રેરણા, એ સહુ ભ્રમણા:
એ ઇન્દ્રજાળ કંઈ અસુરોનું.

બોલે બોલે છે ગિરિઓમાં મોર,
ઢેલડ ટહુકો કરે.
મ્હારે અન્તર ઊછળે અંકોર,
જીવન ઝોલે ચ્હડે.

[જયા-જયન્ત]

[૩૪]

## સન્ધ્યાને સરોવરે

સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી!
શરદનું સરોવર હેલે ચ્હડ્યું;
પાળે મ્હેં બેડલુ ઉતાર્યું, સાહેલડી!
સન્ધ્યાનું તેજ કાંઇ ગગને પડ્યું:
સરોવરે પાણીડાં ગઇ'તી સાહેલડી!

જળ માંહીં મુખ જોઇ મોહી, સાહેલડી!
જળમાં વિધાત્રી જગરેખા આંકે;
જળમાં જગત પડછાયા ડોલે, કાંઈ
જળનો સાળુ જાણે જગને ઢાંકે:
સરોવરે પાણીડાં ગઇ'તી સાહેલડી!

સરોવર કાંઠડે મંદિર, સાહેલડી!
સાધુ સંન્યાસી ત્ય્હાં શિવને જપે;
પંચાગ્નિ ધૂણીઓ ધખાવી, સાહેલડી!
જોગી, વિજોગી શી, તપસ્યા તપે:
સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી!

ફરતાં કંઈ ઝાડીઓનાં ઝુંડો, સાહેલડી!
ઊંડાં ઊંડાણોની કથની કહે;
ઘેરી ઘેરી ઝાડવાની જાળીઓની પાછળે
પુરનો સનાતન સંસાર વહેઃ
સરોવરે પાણીડાં ગઈ'તી, સાહેલડી!

ધીમે ત્ય્હાં ચાંદલિયો ઊગ્યો, સાહેલડી!
પોયણે પોયણે પગલાં કીધાં;
ચન્દ્રમા શા પિયુજી પધાર્યા, સાહેલડી!
જીવને વધાવી મ્હેં મીઠડાં લીધાં:
સરોવરે પાણીડાં ગઈ'તી, સાહેલડી!

ભર્યું-ભર્યું બેડલું ઉપાડ્યું, સાહેલડી!
વ્હાલાનું તેજ મ્હારે વદને પડ્યું;
સરોવરે ઝીલવા ગઈ'તી, સાહેલડી!
પ્રેમનું સરોવર ઝોલે ચ્હડ્યું:
સરોવરે પાણીડાં ગઈ'તી, સાહેલડી!

[મહાસુદર્શન-કુરુક્ષેત્ર]

[૩૫]

## વનનાં આમન્ત્રણ

વનનાં આમન્ત્રણ આવ્યાં, સાહેલડી!
પુરને મ્હેલ શી ઊણપો હશે?
લીલમ લીલી એ કુન્જે ઘેરાય, ત્હાં
એવી વિરાટની વિભૂતિ શી વસે?
વનનાં આમન્ત્રણ આવ્યાં, સાહેલડી!

વનમાં કોયલડી ટહુકે, સાહેલડી!
પુરમાંની મેના તો પીંજરે પડી;
વનમાં કો ગોપિકા ગાજે ગગનભરી,
પુરમાં પટરાણીઓ રમણે ચ્હડી:
વનનાં આમન્ત્રણ આવ્યા, સાહેલડી!

વનમાંહી કેસરીની કેસર, સાહેલડી!
પુરમાં કિરીટનાં કિરણો સ્ફુરે;
વનમા વૈરાગ્ય ને વિલાસ છે સોહામણા,
પુરમાં સુવર્ણનાં સ્વપ્નાં ઉરે:
વનનાં આમન્ત્રણ આવ્યા, સાહેલડી!

વન કેશ આંબલા મ્હોર્યા, સાહેલડી!
પુરમાં કટોરાઘાટ કૂંડાં ઊભાં;
વનમાં જોગી જહાંગીરી માણે, સખિ!
પુરમા ગરીબીના દિલડાં ડૂબ્યાઃ
વનના આમન્ત્રણ આવ્યા, સાહેલડી!

વનમાં તપોવને તપસી, સાહેલડી!
પુરમાં વણિક કાંઇ વણજે ખીટ્યા;
વનમા તે। વિશ્વનો વિહારી વિહારે ને
પુરમાં મનુષ્યની ઝળકે કલાઃ
વનના આમન્ત્રણ આવ્યા, સાહેલડી!

વનના આમન્ત્રણ આવ્યા, સાહેલડી!
પુરનાયે પુણ્યપાપ ઓછા નથી;
વનની મઢૂલીમા સીતા ને રામજી,
રમશુ ત્ય્હા વનની કથાઓ કથી.
ચાલો વન-વનની કથાઓ કથી
વનના આમન્ત્રણ આવ્યા, સાહેલડી!

[ઉદ્બોધન]

[૩૧]

## સારસના શબ્દ

સન્ધ્યા ઉજાસભરી નમતી હતી સખિ! વૈશાખની;
મનોહારી, સુશીતળ, શાન્ત, હો સખિ! વૈશાખની.
આવી તરીને દિન મેદિની, સખિ! વૈશાખની;
ઊભી રજનીને તીર ઘડી શ્રાન્ત, હો સખિ! વૈશાખની.

વનમા વિરામતી વિભૂતિઓ, સખિ! વૈશાખની;
નદી છવરાતી છાછરનીર, હો સખિ! વૈશાખની.
નિર્મળ ઝૂકી નભની ઘટા, સખિ! વૈશાખની,
જળે છાયા ડૂબેલી ગમ્ભીર હો સખિ! વૈશાખની.

વાયુની લહરી થંભી હતી, સખિ! વૈશાખની,
હતી થભી હઈડા કેરી આશ, હો સખિ! વૈશાખની
પોઢી'તી સાયસમાધિમા, સખિ! વૈશાખની,
જડચેતન સૃષ્ટિની સુવાસઃ હો સખિ! વૈશાખની.

એવે એક સારસ બેલડી, સખિ! વૈશાખની;
આવી ટહુકી અમારી પારઃ હો સખિ! વૈશાખની.
અને જાગી જગત રસચેતના, સખિ! વૈશાખની,
રહી વરસી જ્યોત્સ્ના કેરી ધારઃ હો સખિ! વૈશાખની

## ખંડ ચોથો

# રણગીતો

*

ઊભા જો! લઇને યશમાલા
અમરને દ્વાર અમરબાલા:
ચલો, ઝટ ચલો, વીર બંકા!
અમર મારગ દ્યો રણડંકા

—ન્હાનાલાલ

[૧]

## શુભના શુકુન

શુભના શુકુને હો! સંચરો મહારાજ!
રણને જીતીને વ્હેલેરા વીર! પધારજો મ્હારા રાજ!
૧ જગને જયડંકે ધરણી ધ્રુજાવજો, મ્હારા રાજ!

ઘોડો મ્હારો યશપંખાળો, ને ઊડશે:
ઘોડો મ્હારો જયપંખાળો, ને જીતશે:

ગરવો રણધ્વજ આ ફરફરે, મહારાજ!
સુભટોનાં હૈયાં એવાં રણનાં રમણે ચ્હડયાં, મ્હારા રાજ!

શૂરનો મહેરામણ ઊલટ્યો, મહારાજ!
વીરો કેરા પગના પડે છે પડછન્દવા, મ્હારા રાજ!
શુભના શુકુને હો! સંચરો મહારાજ!

[રાજર્ષિ ભરત]

[૨]

## જયતુ ! અયિ જયતુ !

જયતુ ! અયિ, જયતુ ! જગન્નેધ મ્હારા....

કોટિ ભડવીરના શૌર્ય શું શૌર્ય હો !
કોટિ ગજસિંહના જોમ શું જોમ હો !
કોટિ નરનારની ભક્તિ શી શક્તિ હો !
કોટિ રવિચન્દ્રની કાન્તિ શી કીર્તિ હો !

હસ્તે બલપૂર હો !
પાવલે અભય હો !
નેત્રે સુરઅગ્નિ હો !
ભાલે જયજ્યોત હો !

જયતુ ! અયિ, જયતુ ! જગન્નેધ મ્હારા...

[રાજર્ષિ ભરત]

[૪]

## ચિતોડના રણસંગ્રામ

કેસરવાઘો શૂર! સજી, કેસરિયો શિરપાઘ;
ઊઠ, ચિતોડના કેસરી! ત્હડચો મુગલનો વાઘ.

કોડ-કોડ કિરણે ઊગ્યો સૂર પૂરવા ઉરકોડ;
કેસરરંગે ઘૂમવા ધર ચિતોડ! રણમ્હોડ.

*

જય! જય! ચિતોડ રણમ્હોડ ધર્યો;
જય! કેસરછોળ સ્હવાર છલે;
જય! સૂર્યવંશ અવતંસ! પ્રશંસું શું?
સુરજન જશના કળશ ઢળે.
ઘમઘોર શોર કરી ઘન ગરજે,
ઘટઘટ શૂરવીરના મયૂર દ્રમે;
ધણુ ધણુણુ ધણુણુ ધણુ ધ્રૂજી ધરણી,
જય! કેસરચીર રણધીર રમે.
જય! કેસરચીર રણધીર રમે.

*

'હર હર હર' કરી થથરાવ્યું ભૂતળ,
હલીમલી ગિરિગઢની અચળ ઘટા;
સર સર સર સરતા સમીર સગી
શૂરજનની ઊછળે અજબ છટા;
ધરી અગ્નિરંગ કપરે પ્રસંગ,
વીર અંગઅંગ રણરંગ ઝમે;

મેહુલો બોલે, વાયુ હુંકારે,
ત્યમ તલપો સિહબાળ!
યુગપલટાના પદપડછન્દે
ગજવો ઘોર ત્રિકાળ:
સજો શિર વીર! હવે શિરત્રાણ:
પાર્થને કહો ચ્હડાવે બાણ.

નૃલોક જોશે, કાળ નિરખશે
રણરમતો મુજ વંશ;
સત્ય શીલ ને ધર્મયજ્ઞમાં
હજો વિશ્વવિધ્વંસ;
ઊગે જો! નભ નવયુગનો ભાણ:
પાર્થને કહો ચ્હડાવે બાણ:

વિધિનાં એ જ મહાનિર્માણ:
પાર્થને કહો ચ્હડાવે બાણ:

[કુરુક્ષેત્ર હસ્તિનાપુરના નિર્ઘોષ]

[૪]

## ચિતોડના રણસંગ્રામ

કેસરવાઘો શૂર! સજી, કેસરિયો શિરપાઘ;
ઊઠ, ચિતોડના કેસરી! ચ્હડચો મુગલનો વાઘ.

ક્રોડ-ક્રોડ કિરણે ઊગ્યો સૂર પૂરવા ઉરકોડ;
કેસરરંગે ઘૂમવા ધર ચિતોડ! રણમ્હોડ.

*

જય! જય! ચિતોડ રણમ્હોડ ધર્યો;
જય! કેસરછોળ રહવાર છલે;
જય! સૂર્યવંશ અવતંસ! પ્રશંસું શું?
સુરજન જશના કળશ ઢળે.
ઘમઘોર શોર કરી ઘન ગરજે,
ઘટઘટ શૂરવીરના મયૂર ઝૂમે;
ધણ ધણણ ધણણ ધણ ધ્રૂજી ધરણી,
જય! કેસરચીર રણધીર રમે.
જય! કેસરચીર રણધીર રમે.

*

'હર હર હર' કરી થથરાવ્યું ભૂતળ,
હલીમલી ગિરિગઢની અચળ ઘટા;
સર સર સર સરતા સમીર સમી
શૂરજનની ઊછળે અજબ છટા;
ધરી અગ્નિરંગ કપરે પ્રસંગ,
વીર અંગઅંગ રણરંગ ઝમે,

ફર ફરરર ફરરર ફર ધ્વજ ફરકે:
જય! કેસરચીર રણધીર રમે:
જય! કેસરચીર રણધીર રમે.

*

કઈ નમન ગગનગણને નમીને
બહુ યજનપૂજન સુરધન શું કર્યાં;
કઇ રમણભ્રમણ કરી અરિગણમાં
વીર ઘૂમણ ઘૂમે ઘગસાણભર્યાં;
હુલહુલ હુલસે હિયહિય વીરનાં,
કંઇ કાયર નર ભયનમન નમે;
અહ! સુરજન પરમ સમર નિરખે:
જય! કેસરચીર રણધીર રમે:
જય! કેસરચીર રણધીર રમે:

*

અહીં સજનસજની કઇ વીજળી સમાં,
ઉર ગગનભવનની ઝલક ઝીલતા,
વડી બાણકૃપાણની વાણ વદી,
નિજ વીરઉરની સુરભિ સ્ફુરતાં;
અહીં પીંડ પીંડ પડછન્દ ઊઠે
જય! ખડગ-ખડ્ગ જમઝુંડ ઘૂમે,
નવ ખંડ અખંડ પ્રચંડ ધ્વનિ:
જય! કેસરચીર રણધીર રમે:
જય! કેસરચીર રણધીર રમે.

[શાહાનશાહ અકબરશાહ]

[૫]

## જય ચિતોડ!

જય, ક્ષત્રિય તીર્થ ચિતોડ!
જય એકલિંગ! અમર અજોડ!
    જય, ક્ષત્રિય તીર્થ ચિતોડ!

જય! જય! જય! શ્રી રઘુવીર!
બાપ્પા રાવળ રણધીર!
સૂરજગઢ પ્રગટ્યું પ્હરોડ!
    જય, ક્ષત્રિય તીર્થ ચિતોડ!

શૂરનાં હૈયાંની ઢાલ,
જ્યહાં બાહુકૃપાણુની આળ;
બહુ બખ્તરિયાના છોડ:
    જય, ક્ષત્રિય તીર્થ ચિતોડ!

કેસરિયાં વીરનાં વાન!
જૌહરનાં અગ્નિસ્નાન!
માથે મૃત્યુના મ્હોડ:
    જય, ક્ષત્રિય તીર્થ ચિતોડ!

જય કુળદીપકનાં કર્મ!
જય શિશોદિયાના ધર્મ!
જય ઝુઝારમલ્લાના કોડ:
    જય, ક્ષત્રિય તીર્થ ચિતોડ!

[illegible]

[૧]

## વીરની વિદાય

મ્હારા કેસરભીના કન્થ હો !
સિધાવોજી રણવાટ.....

આભ ધ્રૂજે, ધરણી ધમધમે, રાજ!
ઘેરા ઘોરે શંખનાદ:
દુંદુભિ બોલે મહારાજના, હો!
સામન્તના જયવાદ:
મ્હારા કેસરભીના કન્થ હો!

આગણ રણધ્વજ રોપિયા હો!
કુંજર ડોલે દ્વાર:
બન્દીજનોની બિરદાવલી હો!
ગાજે ગઢ મોઝાર:
મ્હારા કેસરભીના કન્થ હો!

પુર પડે, દેશ ડૂલતા હો!
ડગમગતી મ્હોલાત:
કીર્તિ કેરી કારમી, રાજ!
એક અખંડિત ભાત:
મ્હારા કેસરભીના કન્થ હો!

નાથ ! ન્હડો રણઘોડલે રે,
હું ઘેર રહી ગૂંથીશ
બખ્તર વજ્રની માંકળી, હો !
ભરરણમાં પાઠવીશ:
મ્હારા કેસરભીના કન્થ હો !

સંગ લેશો તો આજ સજું, હો !
માથે ધરૂં રણમ્હોડ:
ખડ્ગને માંડવ ખેલવાં,
મ્હારે રણલીલાના કોડ:
મ્હારા કેસરભીના કન્થ હો !

આવન્તાં ઝાલીશ બાણને, હો !
ઢાલે વાળીશ ઘાવ:
ઢાલ ફૂટ્યે, મ્હારા ઉરમાં, રાજ!
ઝીલીશ દુશ્મનદાવ:
મ્હારા કેસરભીના કન્થ હો !

એક વાટ રણવાસની રે,
બીજી સિંહાસનવાટ:
ત્રીજી વાટ શોણિતની સરિતે,
હો ! શૂરના સ્નાનનો ઘાટ:
મ્હારા કેસરભીના કન્થ હો !

જયકલગીએ વળજો, પ્રીતમ !
ભીંજશું ફાગે ચીરઃ
નહીં તો વીરને આશ્રમ મળશું
હો ! સુરગંગાને તીર :
મ્હારા કેસરભીના કન્થ હો !

રાજમુગટ ! રણરાજવી ! હો !
રણઘેલા ! રણધીર !
અધીરો ઘોડીલો થનગને, નાથ!
વાધો, રણે, મહાવીર !
મ્હારા કેસરભીના કન્થ હો !
સિધાવોજી રણવાટ....

[કેટલાંક કાવ્યો -૨]

[૭]

## કાઠિયાણીનું ગીત

મ્હારા સાવજશૂરા નાથ હો! ત્હારે દેશ-કશા પરદેશ?
કેસરઘોળી કંકાવટી ને કુંકુમ ઘોળ્યો થાળ:
સૂરજ! તુજને પૂજશું મ્હારે સૂરજ દેવળપાળ:
મ્હારા સાવજશૂરા નાથ હો!

આભ ઢળ્યાં ધરતી ઉરે, ત્ય્હાં ગોરંભે કાંઇ ગીર,
કુંજે બોલે મોરલો, મ્હારે હૈયે નણદલ વીર:
મ્હારા સાવજશૂરા નાથ હો!

રાતે ઊઘડે પોયણાં, ને દિવસે કમળની વેલ:
ભાદર ભરજોબન ભરી, એવી મુજ હૈયાની હેલ:
મ્હારા સાવજશૂરા નાથ હો!

ઊંચો ગઢ અલબેલડો, પડખે ચારણના નેહ,
ઝીણી ઝબૂકે વીજળી, મ્હારે ઝીણા વરસે મેહ:
મ્હારા સાવજશૂરા નાથ હો!

સાતમે માળ અટારીએ કાંઈ આછા વાય સમીર;
ઝીમી મ્હારી હેલે ચ્હડી, મ્હારાં ઝૂલે આછાં ચીર;
મ્હારા સાવજશૂરા નાથ હો!

આડાં ન આવે આડવાં, એવા લાંબા લાંબા પન્થ,
માણકીએ ચ્હડી આવશે મ્હારો સૂરજમુખો કન્થ:
મ્હારા સાવજશૂરા નાથ હો!

નેણુથી ભાલા છોડતો, કાંઇ આંકડિયાળા કેશ;
ઘણુ વાળીને વળશે મ્હારો કન્થડ જોબનવેશ :
મ્હારા સાવજશૂરા નાથ હો !

આભ ઝીલીને રેવત ઊભો, ફરતો ગિરિનો સાથ,
વનમાં ગાજે કેસરી, કાંઇ ધીંગાણે મુજ નાથ :
મ્હારા સાવજશૂરા નાથ હો !

કસુંબલ રાતી આંખડી, રોમેરોમ ઢીંગલનાં રૂપ;
બળબાહુમાં બરછી ઊછળે, ઢાલે ઢળકે યુદ્ધ :
મ્હારા સાવજશૂરા નાથ હો !

સાગર સમ સોરઠ તણી રે હિલોળા લેતી ભોમ,
ભરતીને પૂર પધારશે મ્હારો છેલડ જળને જોમ :
મ્હારા સાવજશૂરા નાથ હો !

ભાલે ટમકે ટીલડી, મ્હારે હાથે હેમત્રિશૂળ;
સિન્ધુરે છાંટી ચૂંદડી, મ્હારા સોહે સૂરજકુળ :
મ્હારા સાવજશૂરા નાથ હો !

આશભરી અલબેલડી રે હીંચે હિન્ડોળાખાટ;
પિયુના પન્થ નિહાળતી કાંઇ વ્હાલમની જૂવે વાટ :
મ્હારા સાવજશૂરા નાથ હો !

આઘા ગીરના ડુંગરા, એથી આઘેરો ગુજરાત;
રંગભીના હવે આવજો ! મ્હારી સૂની સાજમ રાત :
મ્હારા સાવજશૂરા નાથ હો !

[ચિત્રદર્શનો]

[૯]

## શુકુનની ઘડીઓ

ધર્મના વીર! હો આર્યપુત! ઊઠજો!
        સુભટના શુકુનની વાગી ઘડીઓ;
ઉત્તરાયણ થયા, ઉત્તરે રવિ વળ્યા,
        ભાનુના ભર્ગની વરસી ઝડીઓ.

મૃત્યુને ખાળતા, શાન્તિને બોધતા,
        ભીષ્મ પોઢ્યા હતા યુદ્ધઘાટે,
મૃત્યુને પરહરી, શાન્તિબાથાં ભરી,
        શૂર! ત્યમ સંચરો યુદ્ધવાટે.

સિંહના બાલથી ખેલતો-ગેલતો,
        એ ભરતગોત્રનાં ગોત્રજો છો;
સિંહને શસ્ત્ર શા? વીરને મૃત્યુ શાં?
        મૃત્યુમા અમૃતને ઓળખો છો.

શાન્ત છો, દાન્ત છો; ધીર છો, વીર છો,
        સુભટ છો સજ્જ નિઃશસ્ત્રતાથી;
ધર્મધ્વજ તમ ખડા, શસ્ત્ર સ્હામા વડા;
        શ્રી હરિ સત્યના અમરમાથી.

[રાજસુતોની શાન્તિપુરી અને [illegible]]

[૯]

## ઊઠ, ઓ ભરતગોત્ર!

ઊઠ, ઓ ભરતગોત્ર! તુજ વાટ
જૂવે જો! જગત કાળને ઘાટ.
અનિમિષ નયણે ત્હને ઉચ્ચરે
આત્મભોમ સમ્રાટ:
જૂવે જો! જગત કાળને ઘાટ.

*

અજબ તુજ ઉપનિષદ્ ને વેદ,
ગહન ષડ્દર્શનના કંઈ ભેદ;
ભીષ્મ તુજ વ્રત તપ આશ્રમવાસ,
પરમ તુજ સંયમ ને સંન્યાસ.
બ્રહ્મચારી ત્યાગી મહાયોગી ઋષિ મુનિના જ પ્રભાવ;
આત્મજ્યોત ઉજ્જળી વળી તુજ એ
જગજ્જ્યોત પ્રગટાવ;
અમર કવિતાના અનુપ વિલાસ:
શીખવ એ પુણ્યજીવનના રાસ
ઊઠ, ઓ ભરતગોત્ર!

*

ધર્મયુદ્ધના રસિક રણધીર,
સિંહ સમ, શિશોદિયા ભડવીર;

મહાસૂર્ય કેરી પાંખ શા
સ્ફુરી તેજ ને કલ્યાણ, હા!
શુભનો સુહાગ ધ્વજમન્ત્રહાક સિંહશબ્દ ગગન ઊંડો;
વીરધ્વજ સ્થાપો ભૂમિ ભરી, ભૂમિ જૂવે વાટ, ઊઠો!
હો! વીરોના વીરત્વનો ઝુંડો!

૩

હો! બ્રાહ્મણના બ્રહ્મત્વનો ઝુંડો!
જનતામાં પૂજી પૂજાવો, હો બ્રાહ્મણ! બ્રહ્મત્વનો ઝુંડો!
હરે હો! બ્રહ્મત્વનો ઝુંડો!

ઘનસમ જીવન વરસન્તો હો! ઉરભૂમિ ફલદ્રુપ કરન્તો!
વડી દેહની ને આત્માની જગની ભૂખ તરસ ફેડન્તો!
મ્હડી દિશાકાલ તણે શિખર
કંઈ શીતલતા વરસે વિરલ:
ધ્વજપટલચોક શું બ્રહ્મલોકના પરમ તેજકુંડો!
બ્રહ્મધ્વજ પૂજો, જનકુલ! જન જૂવે વાટ, ઊઠો!
હો! બ્રાહ્મણના બ્રહ્મત્વનો ઝુંડો!

૪

હો! દેવોના દેવત્વનો ઝુંડો!
નભનભ વન્દી વન્દાવો વિરાટે દેવત્વનો ઝુંડો!
હરે ઓ! દેવત્વનો ઝુંડો!

કંઈ ઋષિમુનિ યોગી તપસ્વીનાં પૂર્વજ પગલાં પાડન્તો!
ને વેદવેદના દેવગાન કાલાતીત કંઈ ગાજન્તો!
સાવિત્રી ને વિધાત્રીના
ભક્તિ, કવિતા, લક્ષ્મીના
પટ ભવ્ય જાણે પાથર્યાઃ
નભનભ સુહન્ત, ધ્વજફણુ ઊડન્ત, કંઈ દિગ્પાલ શુઢો!
દેવધ્વજ વન્દે વિરાટ, વિભુ જૂવે વાટ, ઊઠો!
હો! દેવોના દેવત્વનો ઝુંડો!

દિશદિશમાં ફરકાવો, હો આર્યો!
જગજગમા ફરકાવો, હો આર્યો! આર્યત્વનો ઝુંડો!
હરે હો! આર્યત્વનો ઝુંડો!

[રાજર્ષિ ભરત]

[૧૧]

## સાચના સિપાઈ

સા ચ ના  સિ પા ઈ,
        અમે સાચના સિપાઈ,
સાચ અમારી તરવારે,
        ને સાચની બાધી સવાઈ:
અમે સાચના સિપાઈ

સાચ અમારા લ્હડવૈયા,
        તે લ્હડશે સાચ લ્હડાઈ,
સુણો અમારા બ્યૂગલ વાગે,
        સાચની હાક છવાઈ:
અમે સાચના સિપાઈ.

જૂવો, અમારી ધજા ફરફરે,
        સાચની લહેરો વાઈ;
જામે સાચનુ લશ્કર સઘળે,
        આવો તમેય ભાઈ!
અમે સાચના સિપાઈ.

[ઈન્દુકુમાર-૨]

[૧૨]

## હિન્દની હાકલ

-હિંદરક્ષક સેનાના સૈનિક પુત્રોને-

સપૂત! મુજ આત્મની આશા!
સુણો એ હિન્દની હાકલ!
સનાતન શૂરની ભાષા,
સુણો એ હિન્દની હાકલ!

કુરુને ક્ષેત્ર જે ગાજે,
ચિતોડી ચોક પર છાજે;
નિમન્ત્રે મન્ત્ર એ આજે:
સુણો એ હિન્દની હાકલ!

પુકારે સિન્ધુનાં પાણી
વીરોની સિન્ધુડા વાણી;
ઊઠો, આ ચ્હોડશો, પ્રાણી!
સુણો એ હિન્દની હાકલ!

સુણો એ ઘોર ગાન્ડીવનો
પુરાણો પાંચજન્ય તણો;
'સજો શસ્ત્રો, સુધીર સજ્જનો!'
સુણો એ હિન્દની હાકલ!

શુભાશિષ માતની ઝીલો,
વીરાનાં વારણાં વીરી ! લ્યો ·
સુભટને શેરડે ચાલો !
સુણો એ હિન્દની હાકલ !

ગભીર રણુશીંગડું, ભૈયા !
વગાડે જંગનુ મૈયા,
ઘૂમો રણુગ્ગ તતથૈયા !
સુણો એ હિન્દની હાકલ !

છબીલા હિન્દના · છૈયા !
સુણો એ હિન્દની હાકલ !

[રાજસુત્રોની કાવ્યત્રિપુટી અને રણુગીતો]

[૧૩]

## કેસરિયાં

કૌરવ પાંડવ ને રણ માંડવ
    દિશદિશાથી જયંહી યોધ સિધાવ્યા,
સિંહ શી હાકલ પાડી પ્રચંડ
    મહારથીઓ રણતુર ગજાવ્યા;
શસ્ત્ર ઉતારી નિઃશસ્ત્ર ઊભા મધ્ય,
    સારથિ શ્રી યદુચન્દ્ર થયા હો!
એ જ ઊગ્યો રવિ ભારતમાં ફરી,
    કેસરિયાં, વીર! કેસરિયાં હો!

વલ્લભીપુરની સાગરપાળ પડ્યે,
    વનમાં કીધ ગાદી ગુહાએ,
વાઘની વાડી મંહીથી
    ચિતોડગઢે જઇ સૂરજવંશ સુહાયે;
સંગ્રામના રહ્હાં સુણી સિંધુડા
    યોધરાજે શિરે રણમ્હોડ ધર્યાં હો!
એ જ ઊગ્યો રવિ ભારતમાં ફરી,
    કેસરિયાં, ધન્ય! કેસરિયાં હો!

*

વેદનુ ગાંડીવ હાથ ધરીને
    ધૂમ્યા જયનાદ ગજાવણહારા,

સપ્તસિન્ધુજલમાં પડ્યો પૂરી
હિન્દનું હીર જગાવણહારા;
સંન્યાસકેસરી મહાબ્રહ્મચારી
દયાનન્દ એ વાટ' વિચરિયા હો!
એ જ ઊગ્યો રવિ ભારતમાં ફરી
કેસરિયાં, શૂર! કેસરિયાં હો!

૬

એ સુભટોનાં જે ગોત્રનાં ગોત્રજ
ગુર્જરીના રણગરવા સપૂતો!
ધર્મની ઢાલથી-નિઃશસ્ત્રથી સજ્જ
નવયુગના ભડવીર એ હતો!
વાગે, સુણો! એનાં રણશીંગડાં,
ગર્જી ભવ્ય, સનાતન મન્ત્ર ભર્યો હો!
એ જ ઊગ્યો રવિ ભારતમાં ફરી,
કેસરિયાં, દેવ! કેસરિયાં હો!

[રાજપૂતોની કાવ્યવિભૂતિ અને રણગીતો

[૧૪]

## આરોપો રણમાળ

કુંકુમ કેસરથાળ, ઉરઉરમાં ઉમંગઝાળ:
ઓ ભારતની માતાઓ!
અમને આરોપો રણમાળ.
જ્યંહી ભરે કેસરી ફાળ
રમશું તે કાળની પાળ

રઘુપતિનો રણહય વાળી, રઘુસેના મૂર્છિત ઢાળી,
લવકુશ તમ કુખ ઉજળી:
ઓ માતા! એ તમ વીરબાળ

સિંહણબચ્ચાં જ્હેડાં રમતા, મુખ ફાડી દાત ગણન્તા,
તે ભરતગોત્ર અમ, માતા!
ઓ માતા! એ તમ વીરબાળ

કુન્તામાએ જે દીધો, સન્દેશ શ્રી કૃષ્ણથી લીધો,
જીતી ભારત ડંકો દીધો
ઓ માતા! એ તમ વીરબાળ

કુંકુમ કેસરથાળ, ઉરઉરમાં ઉમંગઝાળ:
ઓ ભારતની માતાઓ!
અમને આરોપો રણમાળ!

[રાજસૂત્રોની કાવ્યત્રિપુટી અને રણગીતો]

[૧૫]

## ઉદ્‌બોધન

જગતની ભૂલભૂલામણીમાં
રખે, બાપુ! ભૂલો પડતો:
જજે શર શો જીવનપન્થે
સીધો ઇતિહાસને ઘડતો.

નદીનું આ વહે ઝરણું,
કિરણુ ઊતરે પ્રભાવરણું;
સજન! એ ભાગ્યનુ ભરણું:
અમૃતનો ઓઘ જો ર્‌હડતો.

જગત, સુણુ! જો! પુકારે છે,
શું આવે હો? ઉગારે છે?
કરજ એ આર્ય! ત્‍હારે છે
યુગેયુગને ઉરે ઊડતો.

વરસ એ મેહુલે ત્‍હારે,
બીજવ જગને સુધાધારે·
બૂવે તુજ વાટ ભવઆરે
ભૂખ્યાંતરસ્યાંનાઆત્મનતો.

[રાજર્ષિ ભરત]

## ખંડ પાચમો

# દામ્પત્યસ્તોત્રો

*

પૂર્ણિમા કેરી જ્યોત્સ્નામા
જ્યોત્સ્નાના પુંજ શી, સખે।
દમ્પતીપ્રેમની નિત્યે
પૂર્ણિમા તપજો જ એ।

—ન્હાનાલાલ

[૧]

## તાજમહેલ

આ એ જ શુ મંડપ નિત્યલગ્નનો ?
કે ભસ્મરાશિ પિયુ પ્રેમભગ્નનો ?
આ તાજ શુ એ મુમતાજનો, સખે ?
કે સ્નેહના પંખીની વાસયષ્ટિ એ ?

*

પ્રેમનાં સ્મરણો, બોલે માનવી માનવી ઉરે;
તે સૌનો પડઘો ઝીલી સુણો ! શાહે જહાં ઝૂરે.

*

શ્રી કૃષ્ણની બંસી શું નાચ નાચતી
વૃન્દાવનેથી યમુના પધારતી;
રસેન્દ્રના એ રસવારિને તટે
સૌન્દર્યનુ પુષ્પ ખીલ્યુ શું આ, સખે ?

*

રસીલાં રસયમુનામાં વહન્તાં કઈ આવતાં,
એમને દાખતો પન્થ ઊભો છે એ સુહાગમાં.

*

અન્ધારુ થાયે નભમાંહી પાતળું,
ઝીણું ઝીણું પૂર પ્રભાતણું ભળ્યુ;
જગત તણી જીવનછોળ શું છલી ?
જો પ્રેમની ઊગી પ્રભાતતારલી !

*

રાધિકાનાં ગીત ગાતી ઊભીને નદને તટ,
ભણે છે એહ પાષાણો પ્રેમમન્ત્રો સનાતન.

*

અહો! મહાકાળની વાસુકી ફ્ણા!
હા! સર્વભક્ષી યમકેરી યન્ત્રણા!
તથાપિ મૃત્યુ રસનાં નથી–નથી:
સૌન્દર્ય ને સ્નેહ અજીત મૃત્યુથી.

*

સુધા ને વિષ ઘોળેલા સખે! સંસાર-સાગરે
પ્રેમને મૃત્યુના મહેલ–તાજ સૌને વસે ઉરે.

*

મધ્યાહ્નની ઝાળ ભરી જગત્ ઊભી
દાઝી–દઝાડી દુનિયા સદા દૂભી;
શું પાદશાહી ય દિલે ચિતા? અરે!
જ્વાળામુખી જો! સળગે સુધાકરે.

*

ધૂળની આંધી જામી કે મેઘાડંબર રહોયલો?
એવા આ અસ્થિરે વિશ્વે ઊગ્યો શું પ્રેમતારલો?

*

અનેકવેળા ઊગી આથમે રવિ,
અનેક ઊર્મિ યમુનાની યે જવી;
શીળો,મીઠો,અમૃતજ્યોતતાજશો,
અખંડ સૌને ઉર પ્રેમદીવરો.

*

[૨]

## નવયૌવના

કોઈ કહેશો
તે શા વિચાર કરતી હતી?

મધ્યાહ્ન હતો,
સૃષ્ટિને મેંથે સૂર્ય વિરાજતો.
આસપાસનું ઊંડું આકાશ
નીલઘેરું ને નિર્મળું હતું.
ક્ષિતિજ ઉપર જલભર પયોદ,
વિશ્વનાટકના પડદા જેવાં,
અદ્ધર સરતાં, પડતા,
ને ધીમેથી ઉપડતાં.
મધ્યાહ્ન ખીલેલો ને નિર્જન હતો.

સન્મુખ સાગર લહરતો:
જાણે આકાશ જ ઉતારી પાથર્યું!
જલ ઉપર કિરણ રમતાં,
રૂપાની રેખાઓ દોરતાં,
હસી, હસી, મીટ મટમટાવતાં,
ને ઊડી, ઊડી, જતાં રહેતા.
સાગરનો વિશાલ પતવટ
મધ્યાહ્નમાં પલપલતો હતો.

ઋતુ વર્ષા હતી,
ને વર્ષાની તે શરદમંજરી હતી.
કિનારા લીલા ને પ્રસન્ન હતા.
ધરા આંખ ઠારતી
વિધિનું ચીતરેલ ચિત્ર હોય,
સૃષ્ટિ ત્હેવી કદી સ્થિર ભાસતી.
કાલે મેઘ વરસી ગયો હતો:
આજ પદાર્થો પર જલનો રંગ ચમકતો.
ભીની તેજસ્વિની લીલાશ
દિશદિશમાં પ્રસન્નતાથી પ્રકાશતી.
આછાં તેજ અને અન્ધકાર
પાંદડામાં સન્તાકૂકડી રમતાં.
આઘા સાગર ઉપરથી
શીતલ અનિલ આવતા.
સર્જનને સૂર્ય ઉષ્મા દેતો,
અગ્નિને અનિલ આવરી લેતા.
સકલ સૃજન અવકાશભરી
ઉષ્મા ને શીતળતાની ઊર્મિઓ ઉછળતી.
ગરૂડના માળા જેવી
અન્તરિક્ષે એક અટારી લટકતી
મહીં આરસના પાટ માંડેલા હતા.
ભ્રૂકુટિ કોતરેલ કમાન નીચે
નમેલી રસભર વેલી સમી

એક યૌવના ઝૂકેલી હતી
તુલસીના છોડ સરિખડા આસપાસ
સખિઓ શા પડછાયા રમતા.
ઉપર દ્રાક્ષનો ઝૂમખો ઝઝૂમતો.
સુન્દરીનાં સુન્દર નયનો
સાગરના ઓઘ ઓળંગતાં.
ગુલાબની પાંદડીઓ જેવા ચરણ
આરસમાં ગુલાબ પાડતા.
જમણા કરમાં મોગરાની માળા હતી
સુકુમાર પ્રભાતરંગી સાળુમાંથી
અમૃતના સરોવર સરખો દેહ
અને તેજસ્વી કરનો કમલદંડ
હથેળીનું પુષ્પ પ્રફુલ્લી આપવા આવતા.
અંગે અનંગની ભસ્મ ચોળી હતી.
મુખડે કવિઓની કવિતા પ્રકાશતી.
કીકીઓમાં સ્વપ્ન સ્ફુરતાં.
પાદડી જેવા પોપચા ફરકતાં,
હૈયું ભરેલું ને વિશાળ હતું.
વિધિદીપેલ રત્ન સમો
ભાલદેશે ચન્દ્રક રાજતો.
અંગ અંગ ફૂલ ફોરતા.
કોકિલ ડાળે બેસે ને દીપે,
તેમ રમણી નિજ કુંજે શોભતી
અલૌકિકરંગી ઇન્દ્રચાપ જેવી

જગત ઉપર તે નમેલી હતી.
તે યૌવના શા વિચાર કરતી?
ચાંદનીના ઢગલા જેવું
શ્વેત ન્હાનકડું હરણનું બચ્ચું
નીચે રૂપાની સાંકળે બાંધેલું હતું.
યૌવના શું વિચારતી?
પ્રાણની ભરતી લોચનમાં ડોલતી.
મધ્યાહ્નનાં તેજ વિલોકતી?
જલના રંગ આલોચતી?
સાગરના તલ નિહાળતી?
અસીમ જલરેખાઓ વીંધી વીંધી
સ્હામી પારનો સંગમ શોધતી?
ગુલાબની અંજલિ જેવું મુખડું
મહીં આકાશના અણુ જેવાં નયન:
આછી ઉષાના ઓજસનું અંગ હતું.
યૌવના શાં ઇન્દ્રજાળ જોતી?
એક વાદળી આવી:
મહાનૌકાના મહિમાવતી
દૂરથી એક વાદળી આવી.
સૃષ્ટિ ઉપર પાલવ પાથરતી-સંકેલતી
તેજછાયાની રમત રમતી રમતી
યૌવનાને વદન અડકી ગઈ.
કોઈ-કોઈ કહેશો
તે નવયૌવના શું વિચારતી હતી? [કેટલાંક કાવ્યો-૨]

[૩]

## સૌભાગ્યવતી

મોગરાનો મંડપ હતો,
ને મંડપ નીચે તે ઊભી હતી:
જાણે ફૂલની લટકતી સેર.

આસપાસ અજવાળાં ઊગતાં,
ને દિશદિશમાં વસન્ત ઢોળાતી
ક્યારે ક્યારે કળીઓ ઊઘડતી
પત્રે પત્રે પુષ્પ પ્રગટતાં હતાં
ફૂલના સરોવર સરિખડી વાડીમાં
તે વાડી જેવી વિરાજતી

વદને ત્હેને વસન્ત હસતી,
હૃદયે ત્હેને વસન્ત લહરતી,
બારણે ત્હેને વસન્ત બોલતી,
ઓરડે ત્હેને વસન્ત વિહરતી,
કુળમાં ત્હેના વસન્તના વાસ હતા
વસન્તનો વર પામેલી વસન્તપૂજારણ
આંગણું ભરી ઊભી હતી

સૌભાગ્યના આભૂષણે શણગારાયેલી
સંસારના મહાશણગારરૂપ,
એ એક સૌભાગ્યવતી હતી

પગલાંમાં ત્હેનાં પુણ્ય હતાં;
ચરણે ધરા ન્હોતી ચંપાતી.
કુળાશ્રમનો માથે ગોખ ધારી
પ્રારબ્ધપુત્રી તે સ્મિત કરતી સોહાતી.

સૌન્દર્યના ચન્દ્ર સમુ મુખડુ હતું,
ને મુખડે મૃદુના પગરતી
લજામણીના છોડ જેવા
ભ્રૂકુટિનાં ચાપ નમેલા હતા
નીચે કલ્યાણકારી કીકીઓમાં
આદર ને આતિથ્ય ઊઘડતા.
આંખડલી આનન્દભીની હતી.
કેશાવલિ સઘન વિરાજતી.
અંબોડલે ફૂલવેણી વિલસતી,
મંહીથી સૌભાગ્યની ફોરમ ફોરતી.
હૈયામાં નાથની વરમાળ ઝૂલતી.
ઉરખંડે અનેરી ઘટા ગોરભતી.
અન્તરમા મોજા ઉછળતા,
ઉરબન્ધ તૂટુ તૂટુ થતા.
રોમેરોમમા ભાવિ વિશ્વ રમતાં.
વિલાસની લોલવિલોલ લીલાશી,
સૌભાગ્યના સુધાકર સરિખડી,
સુન્દરતાની વસન્ત જેવી,

સ્વામીસ્નેહની પ્રતિમા સમી
ગૃહલક્ષ્મી ગૃહદ્વારે ડોલતી.
વાત્સલ્યની વેલી સમોવડી
કુલાગારે ઝૂકેલી હતી

કલાપીની સંકેલેલી કલા સમી
દેહદેશે નવરંગ સાડી સરતી.
મંદી લજ્જાની લહરીઓ લહરતી.
પવિત્રતાની પાંદડીઓ જેવા
ગાલ ઉપર, ભાલ પત્રે,
નાથના સ્નેહલેખ લખેલા હતા.
ઉરમાથી અમૃતના ફુવારા ફૂટતા.
સન્તાન તે જીવન પી અમર થતાં.
ભરથારની દૈવી સંપત્તિ સમી,
દેહાકાશે ઉષા ઊઘડતી;
કાન્તિમા કન્થના કોડ ઝળહળતા.
શીલનો પ્રભાવ, પ્રભુતા શો,
અખંડ પ્રભાએ પ્રકાશતો.
અંગોઅંગને વિશે
શ્રદ્ધા, સરળતા, શુશ્રૂષા હતાં.
જગતની જનની જેવી
સુન્દરી ભરી ભરી ભાસતી
દષ્ટિમા સન્તોષ ને શાન્તિ હતાં.

આંખડીમાં અનેક સંસાર મટમટતા.
ઉદારલોચન, પ્રસન્નવદન, શીલશીતળ,
ચન્દ્રિકા વિસ્તરતી પૂર્ણિમા જેવી,
ઉરદેહની વસન્ત વિસ્તરતી:
સ્વામીવ્રતશી અવિચલ
ઉમ્બરની સ્ફટિકશિલાને પાટે
જાણે જગતનુ ઐશ્વર્ય.

પાડોશમાં આંબાવાડિયાં હતાં.
ત્‍હાંથી કોયલોની કલ્લોલવાણી
માધુર્યના અભિષેક કરતી.
સન્મુખ માધવીના ફૂલ ખરેલાં હતાં:
જાણે ત્‍હેના સુખનાં વેરાયેલાં વેણ.

આશ્રમને આગણે વસન્ત પધારી હતી;
ચોકમાં નન્દનના ચંદન વર્ષતાં.
આનન્દ વદને ભગવતી
વન્દન વન્દી વસન્ત પૂજતી:
કુંકુમને અક્ષત ચ્‍હડાવી
અક્ષત કુંકુમના અધિકાર માગતી.
ભવોભવ, પ્રાણયાત્રાને તીર્થે તીર્થે,
એ વલ્લભનો સહચાર વાછતી.

નવવર્ષાની વાદળી જેવી
તે આશાભરી હતી;

કુટુંબના આધાર જેવી
તે ધીર ધરિત્રી હતી;
સ્નેહની પરમ ભાગીરથી જેવી
દેવી પતિતપાવની હતી

સૌભાગ્યદેવ સરિખડો
કોડામણો કન્થ પધાર્યો
સીતાની વાડીએ જાણે રામ.
જીવનના જળથી વધાવ્યો,
પ્રાણને પદ્માસને પધરાવ્યો
આશા ઇષ્ટની સ્હોડમાં ઊભી:
મુમુક્ષુ મુક્તિને ઉંબર ઊભો
શાન્તીની શિખાઓ સમોવડી
નયનોમા જ્યોતિર્મોળ પ્રગટી.
બારણે અદ્ભુત ઉજાસ ઊઘડ્યો.
અન્તરિક્ષથી અનિલ આવ્યા,
સ્નેહના સન્દેશાભર્યા તેજવાદળ
દિશદિશમા લઇ તે પરવર્યો

[૪]

## કુલયોગિની

ભરેલા સરમાં નીર ખાતાં'તાં મન્દ હેલિયાં;
ને હૈયું યે ચ્હડયું હેલે દર્શે ત્હાં દેવીનાં થયાં.

*

છે એક ઉજ્જ્વળ પુરાણ પ્રસિદ્ધ દેશ,
ઉષ્માપ્રતાપભર સૂર્ય તપે હમેશ;
આતિથ્યની નગરીઓ જ્યહીં ન્હાનીન્હાની,
ત્હાં છે અમારા કુળની લઘુ રાજધાની.

*

તોકાની બાલુડાંને ત્હાં જોતી નેન ઊંડાં ભરી,
બેઠી'તી દામણી દેવી દેહે સૌ દીનતા ધરી.

*

સખિ! ત્હાં સુકુમાર વાંકડી
નમતી એક હતી બદામડી,
ભુજના દ્રુમ ધીમું ડોલતા,
ધ્વજ જેવા ગગને વિરાજતા.

*

બારણામાં કરે રક્ષા, સદાયે હનુવો જતી;
લીમડાની શીળી છાયા આંગણે પાથરી હતી.

*

આંખો પ્રકાશ તરૂજાળી મંહીથી આવે,
ને ઓસરીની મંહી જાજમ તે બિછાવે;

ત્ય્હાં લીલી એકસર માલતી વેલ દીપે,
ને એક ડોલર હતો તુલસી સમીપે.

*

માંડેલો માંડવો આછો, ચોકમાં છાંયડી કરે;
એક-બે જૂઈની વેલો, સુકાતી હતી તે પરે.

*

તે તેજલીંપી શીળી ઓસરીમાં
પ્રારબ્ધની પોથી ઉઘાડી ધીમાં,
દેવી જૂવે તે મંહી ભાગ્યલેખ,
સુખે હતી દુઃખિણીકેરી રેખ.

*

અન્તરિક્ષે હતી દૃષ્ટિ, સૂની ને કાંઈ શોધતી;
હતું તે પેખતી ન્હોતી, ન્હોતું ત્હેને નિહાળતી.

*

ત્હેને ન શોધ, તુજને જડશે નહીં તે
ત્હારો નઠોર નથી નાથ અહીં કયંહી એ.
આઘે ભમે શરીર, ભૂલ્યુ મને ભમન્ત,
એકાકિની મૂકી ત્હને અતિ એ દમન્ત.

*

આંખડી શૂન્યતાની એ, પછી પાછી વળી નમે;
કાદવે કમળો જેવાં, બાળ જ્ય્હાં પૂળમાં રમે.

*

કદીક સ્નેહે તુજ કંઠ ગેલતાં,
કદીક હેતે મુજ નામ બોલતાં;

કદીક મિઠ્ઠી નિજ મસ્તીમાં મચે:
હમેશ ન્હાનાં કંઈ નાટકો રચે.

*

ઉતાર્યા દિલથી એવાં, દિલે સમૃદ્ધ બાળકો;
વિસાર્યાં વ્હાલસોયાં મ્હેં. આત્મશ્રીભર અર્ભકો.

*

લજ્જાળુ લોચન 'મનોહર' કેરું ચારુ,
તેજસ્વી આનન 'અનુપમ'નું સુપ્યારું;
સોહાગશોભિત વિલાસ 'વિનોદિની'ના,
'આનન્દ'નાં ગહન હાસ્ય-કશી કમીના !

*

અન્તરે કોઇયે બાપુ ! ઓછું મા આણશો રજે;
આપણાં બાળની, દેવી ! તું માતા-તું પિતા થજે.

*

તજીયાં બાળ, તજી મનોરમા;
કરુણાળુ ! કરજો બધું ક્ષમા;
પ્રિય ! ડાહ્યાં થઈ મારું માનજો,
કુળને છાજતી રીત ચાલજો.

*

આવશે અતિથિરૂપે, દેવ કે કોઈ દેવતા;
કે સ્નેહી કો, સગાં કો, કે હરિનાં જન ભાવતાં.

*

આતિથ્ય યોગ્ય સહુનું સખિ ! તું કરીશ,
ચિંતા નથી લગીર, અર્ઘ્ય પટે ધરીશ;

સૌ પૂછશે કુશળ, તું મુજ સાંઈ કહેજે,
મ્હારી વતીય સખિ! અંજલિ અર્ધ્ય દેજે.

*

દેવી! તું કુળની રાણી, હું યે મ્હેમાન તાહરો;
માંડ્યું ત્હેં કુળનું રાજ્ય, રાજયોગ ખરો કર્યો.

*

ક્ય્હારેક તું કુળ માટ રાંધતી,
ક્ય્હારેક તું મેલ ચ્હડ્યા ઉતારતી;
ક્ય્હારેક પૂજી પ્રભુ આશિષો લહે,
નિત્યેય ચિન્તા કુળક્ષેમની વહે

*

ઉપાડે કુળનો ભાર, ભાર્યા તે સતીને ભણી;
સંભાળે ગૃહની શોભા, તે દેવી ગૃહિણી ગણી.

*

દેવી! સતી! પરમ પાવનકારી ભાર્યા!
કલ્યાણિની! ગૃહિણી ઓ પ્રભુપ્રેમી આર્યા!
ઢોળે શિરે નફિકરો પતિ સૌ ગુમાને,
'સર્વસ્વ સોંપ્યું મુજનેજ' તું એમ માને.

*

ન બૂઝે ભાવ એ ત્હારો, કે લેશે સમજે નહિ;
ત્હોયે તું શાન્તિથી સેવા, સદા સૌની કરી રહી.

*

ભમે-ભમો દેહ ભલે વિદેશે,
ભલે ભમે આ મનડું વિશેષે;

નથી નથી એક ઘડીય ન્યારું,
કલ્યાણિ! આકર્ષણ હેવી ત્હારું.

*

માહરી જિંદગી કેરું, સુહાગી મધ્યબિંદુ તું;
અન્ધારી રાત્રિમા મ્હારી, અમીનો પૂર્ણ ઇન્દુ તું.

*

માડી જ વેદી ગૃહની, લીંપી પંચગવ્ય,
ત્હેં આદર્યો, ગુણવતી! કુળયજ્ઞ ભવ્ય;
પંચાગ્નિ પંચશિખ પંચદિશે જ્વલે છે,
હોમાઈને હવિરૂપે મંહી તું બળે છે.

*

સદાનીયે ત્હને લાધી, સમાધિ કુળયોગની;
આત્મામા જ્યોત એ ધારી, સોહે તું યોગિનીબની.

*

વિચરે તું નહિ કલ્પના વિશે,
વીસરે ના કંઈ ભ્રાન્તિને મિશે;
તુજને લાધી સમાધિ કર્મની,
કવિતા જીવ છ તું સ્વધર્મની.

*

કરીને સેવના મ્હારી, કીધો ત્હેં નિત્યનો ઋણી;
નમેરા—નગુણો છુ હું, તું તો સાધ્વી મહાગુણી.

*

એ ત્હારું ઋણ સખિ! કેમ કીટચું ફિટાશે?
એ ઋણના ઋણી તણું સજની! શું થાશે?

ઓ શાન્તમૂર્તિ! વગ્દાયિની કુલદેવી!
ત્હારી શુભાશિષથી મ્હારું અશુભ જાશે

*

કો નથી અધૂરું વિશ્વે? હું નથી? કે શું તું નથી?
કે ત્હારા ગુણનું ગાને, દેવી! આ અધૂરું નથી?

*

અહો! મહાભાગ તળાવતીર!
અહો! મહાભાગ હૃયે લગીર!
જેવી ત્હમારા જળમાં વનશ્રી,
તેવી જ મ્હારા ઉરમાં કુળશ્રી

*

માહરા કુળમાં, બીજે, જ્યહાં હોત્યહાં, ઓ તપસ્વિની!
નમો-નમો, મહાદેવી! ઓમ્ નમો, કુલયોગિની!

[ચિત્રદર્શનો]

[૫]
## સંસ્કૃતિનું પુષ્પ

વળી સૌભાગ્યમુદ્રાળી પૃથ્વી, હે શુભલક્ષણા!
આવી આ આંગણે ત્હારે કરી વિશ્વપ્રદક્ષિણા.

*

જો! કુંજકુંજ સુરનન્દનની નિહાળી,
વૈશાખ માસ સુખશુક્લ વળી પધાર્યો;
ને દેવચન્દનશી ચન્દની પંચમીની
સૌભાગ્યનો વળી કરે અભિષેક ત્હારો.

*

વર્ષે વર્ષે સુધા વર્ષી કરે આતિથ્ય આપણાં;
ને પ્રતિવર્ષ પૂજાના ગ્રહે છે અર્ધ્ય આપણા.

*

વીંઝી વાદળ પાંખ વાયુલહરો આવે અનન્તે રમી,
આવે એમ વસન્ત ગ્રીષ્મ ઋતુઓ પ્રારબ્ધલ્હેરો સમી;
ને સ્પર્શે ઋતુરાજ મ્હેકી વિલસે આયુષ્યના આંબલા,
બેસે મ્હોર, ખીલે, ખરે, પરિમળે, એ પર્વના ફૂલડાં.

*

અદ્વૈતાચાર્યને મન્ત્રે ગાજ્યો વેદાન્તકેસરી;
અને પછી જીતી એને માહિષ્મતીની સુન્દરી.

*

એ કલ્યાણક જન્મયોગતિથિનો ચાળીસમો ચન્દ્રમા
વિચર્યો’તો જ રસાત્મ કો રસભર્યો સૌભાગ્યની શોધમાં;

પ્રેમોદ્યાન નિહાળી પૂજ્ય, જગની દામ્પત્યકુંજો ફરી,
આવ્યો એવળી આજ જો ! અમૃતની જ્યોત્સ્નાકટોરી ભરી

*

એ ચન્દ્રે આણી દીધા તે પીધા સંસારના અમી,
ને છાંટયા કણ એ કાંક વિશ્વોદ્યાને રમી ઘૂમી.

*

પ્રારબ્ધ આવે ભરી પુણ્યથાળ,
સૌભાગ્ય આવે રસથી રસાળ,
ભાનુભર્યો દિન, શશિશોભી રાત્રિ,
ત્હને વધાવન્ત, જીવનવિધાત્રી !

*

બારે રાશિ, દશે દિશા, ષટ્ ઋતુ, બાર પૂર્ણિમા,
ચાળીસે સખિઓ તુજને વધાવે છે, મનોરમા !

*

તુજ સૌમ્ય જેવા હસી સૌમ્ય હાસે,
વ સ ન્ત વા ઘા ધ રી ને વિ લા સે,
આનન્દઆંખે અમરો પધારે,
ને સોહાગણી સૂર વિભૂતિઓ વર્ષતા શીર્ષ ત્હારે.

*

ઝઝાનિલે ઝૂલે ડોલે તરંગો કાલ અબ્ધિના
ગાય ગાનો ગભીરા જો ! ત્હારી અર્ધશતાબ્દીનાં.

*

આવી આવી ભાસ્કરો અર્ધસદીના
વાયુ ઢોળે તુજને ભર્ગથી ભીના,

સૂર્યે ચન્દ્રે દીધ એ પુણ્યતેજમાં
ન્હાતાં ઝીલતાં કુળકુસુમને ર્‌હેં જ પીયૂષ પાયાં.

*

છીછરા કે આછકલા નથી તુજ રસના ઝરા;
પ્રસન્નચિત્ત પ્રૌઢાના ઉરનાં પૂર તાહરાં.

*

વસન્તના મ્હોર ફળે ફળી, ફળી,
પ્રફુલ્લ ટ્‌હૌકે ગીતકોકિલા ઢળી;
વૈશાખની વેલડ, પુષ્પ ઢોળતાં,
કહે: જાય જો! એ દિવસો વસન્તના.

*

આંબેથી ઊતરી સાખો, માંડવે પાકી દ્રાખ, જો!
આપણીયે ઋતુ પાકચે, પાકી સંસાર સાખ જો!

*

રાત્રિ વિનાના દિન કો ન દીઠા,
વસન્ત કોયે નથી ગ્રીષ્મસૂની;
પ્રકાશ સર્વેય જ છાયવાળા:
શીળા ઉન્હા ત્યમ દિન આપણાયે.

*

ઊભી અનન્તને આરે સાન્તને જળ ઝીલતા,
પૂજ્યો અનન્તનો નાથ, રમી સાન્ત અનન્તમાં.

*

વેદોચ્ચારે કંઈ ઉષા ગીત ગાતી,
ગર્જે હરિએ જયાહરે આર્યજાતિ,

પ્રભુએ ત્યહારે દીધું વરદાન પ્રીતે:
'સાગરબાધી પૃથિવી દઉં છું, માણજો ધર્મરીતે.'

*

ધર્મ ને કાવ્ય સોહાગે સોહન્તી આર્યજાતિ એ
શોભાવે-શણગારે છે અર્ધી પૃથ્વીની કુંજને.

*

કિનખાબોથી દેહનાં અંગ છાયાં,
તરસ્યાઓને લક્ષ્મીનાં દૂધ પાયાં;
કાવ્યે, ગીતે, ધાન્ય ને ધર્મમન્ત્રે
આજેય જો! મનુજકુળને આર્યતા એ નિમન્ત્રે.

*

પૃથ્વી પ્રસર્યાં આર્યકુળની એ પૃથ્વીજૂની સંસ્કૃતિ
પૃથ્વીજૂના રૂપરંગે આર્યાવર્તે જ છે છતી.

*

અહીં આજેયે એહ ઋક્‌ગાન થાય,
અહીં આજેયે એ ઉષાસ્તોત્ર ગાય;
અહીં આજેયે ગૃહ્યસૂત્રોની વાણે
સંસ્કારોને ઝીલતી જનતા આર્યતા એહ માણે.

*

સર્વ સંસાર સંસારે યુગે યુગે, યદા તદા
સંસ્કારો ને સંસ્કૃતિને સંરક્ષે સુન્દરી સદા.

*

મીઠા મીઠા મેઘ શા છત્ર છાતી,
ઘેરાં ઘેરાં સામના સૂક્ત ગાતી;

ઇતિહાસોને અનુપ સુહવે જેની દામ્પત્યગાથ,
આર્યોની એ સનાતન અમર અવતરી સંસ્કૃતિનું તું પુષ્પ.

*

જો! મહાકાળની ખોલે ઘેરી સાગરખંજરી;
નર્તન્તી એહની તોલે મ્હોરે આયુષ્યમંજરી.

*

દ્હાડે દ્હાડે સૂર્ય જો! તેજ ઢાળે,
રાત્રે રાત્રે ચન્દ્રિકા ચન્દ્ર ચોળે;
અનન્તા યુગનાં આવે અનન્તાં તેજ-છાંય જે,
એ જ સંસ્કાર સર્વસ્વ પ્રજાની સંસ્કૃતિ, હલે!

*

વણવાવ્યાં ખીલે પુષ્પો કાળજૂની નદીતીરે;
સંસ્કારો સરલે! ત્હારા સંસ્કૃતિરોપિયા, ખરે!

*

નથી રોપ્યા તે પુસ્તકે કે પ્રથાએ,
નથી વાવ્યા તે શિક્ષણે-શિક્ષિકાએ;
જોયા-ઝીલ્યા કાળના ત્હેં પરાગ;
તુજ સંસ્કારો સકળ સરલે! સંસ્કૃતિના સુહાગ.

*

પરખે એ રૂપની લીલા કોક દુષ્યન્ત, કૃષ્ણ કો,
મ્હનેયે ક્ષણ ન્હોતી એ પરાપૂજાની આંખ, હો!

*

કળા અમે કૃત્રિમને જ માનિયે,
હા! રૂપ તો રંગ મહીં પ્રમાણિયે;

ત્વચા તરંગો રસરેલ જાણિયે:
ને દેહ પર ને અધૂરું પિછાણિયે.

*

ડોલે જો અંગહિન્ડોલે હૈયાહિન્ડોલ રૂપ તે
દેહે આત્મલીલા હ્હેકે રસો વૈ સઃ શુચિસ્મિતે!

*

ચન્દ્રમાંહી જ્યમ ચન્દ્રિકા લસે,
ફૂલ માંહી જ્યમ ફોરમો હસે;
વાડી માહી જ્યમ વાયુ મ્હસ મ્હસે,
દેહકુંજે ત્યમ રૂપ વિલસે.

*

રંગ્યાં જેણે મોરપીંછાં, રંગી જેણે જ વેલડી,
રંગ્યાં જેણે પુષ્પવૃન્દો, રંગી તેણે ત્હને, સખિ!

*

મેઘલપીરી, ઝીણુ ઝીણું હસન્તી,
લજ્જાવર્ણી, ચીર ઢળતે લસન્તી;
મીઠાબોલી, ડોલતી અંગઅંગે,
સુન્દરી જાણે સંચરે શુ વસન્તે.

*

શીખવ્યુ મયૂરીને જેણે ગંભીરું-ઘેરું ટ્હૌકતાં,
ત્હનેયે શીખવ્યુ તેણે હરિનાં ગીત ગુંજતાં.

*

મરલે! ત્હારી પ્રાંખ તો સાવ માદી,
સુભગે! ત્હારી મીઠડી સૌ પ્રમાદી,

સોહાગણની સૌમ્ય તું ગુણગીતા,
મીઠા જળની મ્હાલતી શું સરિતા!

*

વાગ્યા હશે સખિ! કોને કાંટા મ્હારા ગુલાબના;
તાહરી માલતી વેલ કોને ખૂંચી નથી કદા?

*

ભરી ભરી વાદળીકેરી છાંય કો
પૃથ્વી ભરીને પથરાય, એમ જો!
વાત્સલ્ય-શીળી તુજ ઉર છાયડી
સ્નેહી સગા કુળ હું પરે સદા પડી.

*

શિશિરે, શરદે, ગ્રીષ્મે, વર્ષામા કે વસન્તમાં,
ચન્દ્રિકા વર્ષંતો નિત્યે તાહરો આત્મચન્દ્રમા.

*

ચ્હડચાં; નથી હા! ચ્હડવાં જ એટલાં,
વીત્યા; નથી વીતવવાંય એટલાં;
સંસારના પન્થની કેડી, જો! બધી
અનન્તના પન્થ મહીં ભળે, સખિ!

*

વાસન્તી વેલીઓ જેમ સુગન્ધી છે ફૂલે ફૂલે,
એમ સૌભાગ્ય સોહાજો સુન્દરીને કુળે કુળે!

ટાકર જયન્તી, ૧૯૨૯

[૬]

## ગિરનારને ચરણે

ઊગ્યુ સ્હવાર સુખરૂપ સખિ! અમારું;
યાત્રા હતી શુભ હવે અમ ઊર્ધ્વગામી!
માંડી સિંહાસન રવિ ગિરનાર-શૃંગે
યાત્રાળુને કનક-અંગુલિશી નિમન્ત્રે
આકાશમાંથી ઉડુમંડલ સચર્યું'તું,
આતિથ્ય અર્ઘ્ય રવિ એક જ અર્પતો'તો:
તે લેઇ લેઇ નમણું ઉર નામતું'તું,
લીલાવિમુગ્ધ પડતું ઢળી દેવપાદે.
પ્રાચી વિશે વિચરતા અમ સૂર્યદેશે,
જ્ય્હા તેજનાં ઝરણ કોટિક ફૂટતાં'તા;
ત્ય્હા ઊડતા અમિતભર્ગ તણા ફુવારા:
આત્મનતૃષા છીપવવા લીધ પંથ ત્ય્હાંના.
ન્હોતી સીમા ગગનનીય રચન્તી બાધા,
ન્હોતી સીમા જગત કે જગબન્ધનોની:
ન્હોતા જ સંકલન કો સ્થલકાલનાં ત્ય્હાં;
નિર્બન્ધ એમ વહતા પ્રભુના પ્રવાહે.
લેતા વિરાટ પગલા સખિ! વિશ્વગોલે,
વર્ષો સહસ્ર કૂદતાં મૃગલાની ફાળે:
આત્મા પુરાણુતીર, લોચન વર્તમાન.
એવું હતું બલ પ્રિયે! નવપ્રેરણાનું.

હા! કાલરાશિ સરિખા ગિરિ રાજતા તે,
ને એક ભૂતકણુ ત્ય્હાં ચરણે પડ્યો'તો:
રાજેન્દ્ર કો થઈ ગયા સખિ! ધર્મગોપ્તા,
તે કુલચન્દ્રની કથા શુણુવન્તી ગાતો.

શું સ્થૂલ સૂક્ષ્મ લહરી નથી એક પૂરે?
શું સ્થૂલ નેત્ર નવચેતન મન્ત્ર વાંચે?
શુ સૂક્ષ્મની ન વસી સુન્દરતા સ્થૂલોમાં?
શુ સ્થૂલમા ન ઊભરાય અદૃશ્ય સૂક્ષ્મ?

જોયુ અમે ગિરિકણે, સ્થૂલની શિલામાં
જોયુ અમે જ ઊંડું, અદ્‌ભુત માંહી દીઠું:
એ એક શૈલકણનુ ઉર ભેદી જોતાં
ઇતિહાસવાહી લીધ દર્શન ત્ય્હાં પ્રભુનુ.

આદ્યન્તમાં જીવન આ જગનુ ભરીને
ઘોરે અઘોરનીર સાગર કાલ કેરો:
તે સિન્ધુના જલતણી દલપાંદડીમાં
મોઘો સખિ! પરમ બ્રહ્મપરાગ ઊડે.

મારી છલંગ સખિ! એક સમુદ્ર ક્હયા,
નિહાળ્યું ભારત સુસાત્ત્વિક વન્દનીય:
નિહાળી શ્વેત ગિરિમાલની હિમભૂમિ,
ને સાધુ સાધ્વીની દીઠી મહીં શિવરેખા:

ઓળગી એ હિમભૂમિ, જલધિની ઝાડી,
આહ્લાદિની વિચરતી દીઠી ધર્મધેનુ:
ત્હો નીરખી સુભગ રાઘવપા॰ લકા
ને વીર વીરી મળી તે મહીં સ્તોત્ર ગાતા

સિદ્ધાર્થદેવ દીધ ભારતી એક વત્સા
પોષી સહર્ષ સુરનન્દિની ચન્દ્રગુપ્તે,
દે ખડ ખડ દૂધ રાજર્ષિ અશોક
સૌ એક શૈલકણુમા ગૂઢ એવુ દીઠુ

ગાલે ઢળે નમણી પાપણ અધમીંચી,
ઢાકી વળી વળી જ પાલવ ઉરદેશ
સકોરી કોર સરતી કરવેલડીએ,
ત્હેના નથી રસિક શાસ્ત્રીય ભાષ્યકારો?

દીઠી શિલા મહીંય સાગરની સમૃદ્ધિ,
દીઠો સ્થૂલે મહત ચેતનઓઘ વ્હેતો
તો શૈલને જડ પછી વદવુ પ્રિયે! શે?
તો શૈલને જડ કહી સખિ? નિન્દવુ કા?

જ્યોતિ ઝીલી પરમભાવ દિનેશ કેરી,
સત્કારી સપ્રભ વિશાલ કૃપાની ધારા,
ચાટ્યા અમે પછી પીતા જ વરેણ્યભર્ગ
આતિથ્ય દેવકુલનુ પ્રિય! યાચવાને

[કેટલાક કાવ્યે ૨]

## ખંડ છઠ્ઠો

# ભક્તિગીતો

*

દૂર થકી પણ દૂર, હો અબધૂત!
પ્રાણ થકી પણ પાસ,
ઊગે, તપે કે આથમતા રે
એ ધન છે અવિનાશ
પરમ ધન પ્રભુના લેજો લોક

—ન્હાનાલાલ

[૧]
## પરમ પ્રેમ પરબ્રહ્મ

પરમ પ્રેમ પરબ્રહ્મ...
માતપ્રેમ, તાતપ્રેમ, પુત્રપ્રેમ, પુત્રીપ્રેમ,
દમ્પતીના દૈવપ્રેમ, પ્રેમ છે સંસારસાર:
પરમ પ્રેમ પરબ્રહ્મ...

દયાપ્રેમ, દાનપ્રેમ, ભક્તિપ્રેમ, જ્ઞાનપ્રેમ;
યોગપ્રેમ, મોક્ષપ્રેમ, પ્રેમ તે સંન્યસ્તાધાર:
પરમ પ્રેમ પરબ્રહ્મ...

સ્થૂલપ્રેમ, સૂક્ષ્મપ્રેમ વિશ્વકેરો મન્ત્રપ્રેમ,
સૃષ્ટિનો સુવાસપ્રેમ, પ્રેમ તેજ કેરો પાર:
પરમ પ્રેમ પરબ્રહ્મ...

આત્મનો વિકાસ પ્રેમ, જીવન પ્રકાશ પ્રેમ,
પ્રેમ-પ્રેમ સર્વપ્રેમ: પ્રેમનો આ પારાવાર:
પરમ પ્રેમ પરબ્રહ્મ...

[જયા જયન્ત]

[૨]

## પરમ ધન

પરમ ધન પ્રભુનાં લેજો, લોક!

*

રૂપું ધન, ધન સોનું,
    હો અબધૂત! હીરા મોતી ઝવેર,
    હો અબધૂત! હીરા મોતી ઝવેર;
સત્તા ધન, ધન જોબન, ચળ સહુ,
    અચળ બ્રહ્મની લહેરઃ
પરમ ધન પ્રભુનાં લેજો, લોક!

*

નહીં સૂરજ, નહીં ચન્દ્ર,
    હોઅબધૂત! નહીં વીજળી-ચમકાર,
    હોઅબધૂત! નહીં વીજળી-ચમકાર;
અગમનિગમનીયે, પાર અપાર એ
    બ્રહ્મ તણા ભંડાર;
પરમ ધન પ્રભુનાં લેજો, લોક!

*

દૂર થકી પણ દૂર,
    હો અબધૂત! પ્રાણ થકી પણ પાસ,
    હો અબધૂત! પ્રાણ થકી પણ પાસ;
ઊગે, તપે કે આથમતાં યે
    એ ધન છે અવિનાશઃ
પરમ ધન પ્રભુનાં લેજો, લોક!

[જયા-જયન્ત]

## [૩]
## આવો-આવો પૂજનકાજ!

આવો, આવો પૂજનકાજ, આવો, આવો!
ભક્ત! જ્ઞાની! યોગી! તપસ્વી!
પૂજનકાજ, આવો આવો!
ગાઓ, ગાઓ મહિમાગીત, ગાઓ, ગાઓ!
ઋષિ! કવિ! દ્રષ્ટા! પયગમ્બર!
મહિમાગીત ગાઓ, ગાઓ!
ગાઓ, ગાઓ!
સચ્ચિદાનન્દ! સચ્ચિદાનન્દ! ઓમ્ સચ્ચિદાનન્દ!
આવો, આવો પૂજનકાજ, આવો, આવો!

*

બુદ્ધિ, હૃદય, તિમિર, તાપ; સ્થૂલ, સૂક્ષ્મ, પુણ્ય, પાપ;
સ્વભાવ-સૌન્દર્યકેરી વિવેકદૃષ્ટિઓ:
જડચેતનની જીવન્ત અસ્તિત્વવાણ્ી
એ જ ભાખે, એ જ ઉચ્ચારે જીવનશબ્દે:
પ્રભો! તું છે; પરબ્રહ્મ તું છે.

પૃથ્વીપટની વનરાજિ; વ્યોમતટની તેજરાજિ;
પુષ્પ, પત્રો, સૂર્ય, ચન્દ્ર ને વ્યોમગંગા;
વિશ્વકુલની સકલ વિરાટવાણ્ી
એ જ ભાખે, એ જ ઉચ્ચારે તેજસ્શબ્દે:
બ્રહ્માંડ બ્રહ્મનું પરમ મંદિર છે

ભક્તિ, ધ્યાન, પૂજન, યોગ; સમાધિના ચેતનરંગ;
સન્તજનના અમીમધુર જીવનપરાગ:
ગહનતાની ગહન આનન્દવાણુ
એ જ ભાખે, એ જ ઉચ્ચારે ગહન શબ્દે:
સચ્ચિદાનન્દ! સચ્ચિદાનન્દ! ઓમ્ સચ્ચિદાનન્દ!
આવો, આવો પૂજનકાજ, આવો, આવો!

*

પંચેન્દ્રિયની પંચજ્યોત અખંડ આરતી;
ક્ષણુ, ક્ષણુ, દિવસ, દિવસ; ઋતુ, ઋતુ, જીવન, જીવન:
કર્મયોગનાં નૈવેદ્ય, જ્ઞાનયોગના ધૂપદીપ;
ધ્યાનયોગના પૂર્ણજ્યોત દર્શન ને સાક્ષાત્કાર;

એ જ ભક્તિ, એ જ પૂજા, એ જ મહિમાગાન;
એ જ પુણ્ય, એ જ સાધુત્વ, એ જ મહાસંન્યાસ;
એ જ ભવનો મન્ત્ર, એ જ ભવતું શાસ્ત્ર;
એ જ તપ, એ જ યોગ, એ જ આયુષ્યવેદ:
એ જ બ્રહ્મનું બ્રહ્મસમર્પણ,
મારો, મારો એહ જીવનયજ્ઞ,
સન્તન! એહ જીવનમોક્ષ,
સચ્ચિદાનન્દ! સચ્ચિદાનન્દ! ઓમ્ સચ્ચિદાનન્દ!
આવો, આવો પૂજનકાજ, આવો, આવો!

[પુણ્યકન્થા]

[૪]

## બ્રહ્મતેજ

પનવનનાં અન્ધારાં વામશે,
હો! આવશે એવાં કો આભનાં તેજ;
હો! સન્તજી! એવાં કો દેવનાં તેજ.

જેવો વિશ્વ પ્રકાશી વ્યોમ વિલસે પ્રાતઃસમેનો રવિ,
જેવો રાત્રિ સુહાવી ચન્દ્ર ચમકે પીયૂષનો રાજવી;
ને જેવાં કિરણો અનસ્ત ધ્રુવનાં આવન્ત મિષોન્મિષે,
એવાં વર્ચસ્ બ્રહ્મનાં ઊતરશે, અન્ધાર ઉજાળશે.

જગ જગનાં અન્ધારાં વામશે,
હો! આવશે એવાં કો દેવનાં તેજ;
ઉરઉરનાં અન્ધારાં વામશે,
હો! આવશે એવાં કો બ્રહ્મનાં તેજ;
હો! સન્તજી! એવાં કો બ્રહ્મનાં તેજ.

[જયા-જયન્ત]

[૫]
## બ્રહ્મબંસરી

પરમ શબ્દ એ સુણો,
હો ! પરમ શબ્દ એ સુણો,
બોલે બ્રહ્માંડે બ્રહ્મબંસરી તણો,
રટે આનન્દ-આનન્દ સ્થૂલ-સૂક્ષ્મના કણો :
પરમ શબ્દ એ સુણો.

એ શબ્દ કો ગહન આત્મિક વાણી બોલે,
એ શબ્દ વીંધી ત્રણ લોક અપાર ડોલે.
મન્દ મન્દ જેમ ફોરે મધુર ફૂલડાં, સખિ!
ચન્દ્ર-ચન્દ્ર જેમ વહે અમૃતચન્દ્રિકા, સખિ!
એવી ધીરી,
એવી ધીરી એ અધીરી ! બજે બ્રહ્મબંસરી :
પરમ શબ્દ એ સુણો.

માની મહાસમય માનવભાગ્યનો, હો !
કલ્યાણમંગલ ભણે સુરમંડલીઓ.
ગાજે દેવતાનાં દુદુભિ આનંદનાં
ગીત નન્દનનાં નન્દિની ને નન્દનાં;
ઊડે પડઘો અનન્તતાની ઝાડીમાં ઘણો,
ઝીણી તારલીનાં કિરણ સરિખડો ઝીલો ઝીણો;
પરમ શબ્દ એ સુણો.

[જયા-જયન્ત]

[૬]

## જોગી તણા જયકાર

અહો! જોગી તણા જયકાર
બધું બ્રહ્માંડ ભરે;
હરિના ધ્વજને ધરનાર
જગે જયયાત્રા કરે

યુદ્ધ જીત્યો રણસ્થંભ જીત્યો જેહ,
લોક જીત્યો જેણે ક્રોધને જીત્યો;
લક્ષ્મી જીત્યો જેણે લોભ જીત્યો,
કઈ દુઃખ જીત્યો જેણે શોકને જીત્યો;
ઇન્દ્ર જીત્યો જેણે યજ્ઞ જીત્યો,
અહીં મોક્ષ જીત્યો જેણે આનન્દ જીત્યો,
વિશ્વ જીત્યો, જેણે કામ જીત્યો,
અને બ્રહ્મ જીત્યો, જેણે આતમ જીત્યો

હરિના ધ્વજને ધરનાર
જગે જયયાત્રા કરે;
અહો! જોગીતણા જયકાર,
બધું બ્રહ્માંડ ભરે

[જયા-જયન્ત]

[૭]
## હો યોગીન્દ્ર!

અહો! દૂર-દૂર-દૂરના દરવેશ, હો યોગીન્દ્ર!
આપો દેવના યે દેવના સન્દેશ, હો યોગીન્દ્ર!

અહો! દુખિયાંને એક દેવબોલ, હો યોગીન્દ્ર!
આપો માનવીને એક બ્રહ્મકોલ, હો યોગીન્દ્ર!

અહો! અધૂરા પુરાય એવી આશ, હો યોગીન્દ્ર!
આપો અન્ધારા ઉજાળે એ ઉજાસ, હો યોગીન્દ્ર!

અહો! સદન સદન પુણ્યના સુવાસ, હો યોગીન્દ્ર!
આપો પ્રાણ પ્રાણ પ્રભુજીના વાસ હો, યોગીન્દ્ર!

[જયા-જયન્ત]

[૮]
## માફ કરજે, બાલા!

અમો જોગીના જોગ માફ કરજે, બાલા!
ત્હારા ભોગીના ભોગ અંગ ધરજે, બાલા!

અમે સ્નેહ કેરા સાધુ, માફ કરજે, બાલા!
મળ્યા મુખડાના માધુ ત્હારા, વરજે, બાલા!

અમે સુખના સંન્યાસી, માફ કરજે, બાલા!
હવે હસતા શું હાસી કોડ પૂરજે, બાલા!

અમે સ્મરણોના સંગી, માફ કરજે, બાલા!
મીઠી રમતોના રંગીને ન્હોતરજે, બાલા!

અમે રસના ઉપાસી, માફ કરજે, બાલા!
રૂડા વિશ્વના વિલાસી સાથ સરજે, બાલા!

અમે તનડાના ત્યાગી, માફ કરજે, બાલા!
એક સુન્દર સોહાગી સંગ ઠરજે, બાલા!

અમે રૂપના ઉદાસી, માફ કરજે, બાલા!
ત્હારા યૌવનની પ્યાસી આંખ ભરજે, બાલા!

અમે રંક, કશુ દઈએ? માફ કરજે, બાલા!
ભરી લક્ષ્મીને હૈયે સદા તરજે, બાલા!

અમે દાઝ્યાં ને દઝાડ્યાં, માફ કરજે, બાલા!
જગત્‌ઝાળમાં જગાડ્યાં, તે વીસરજે, બાલા!

અમે તપનાં વ્રત લીધાં, માફ કરજે, બાલા!
દુઃખ દિલડાંને દીધાં, તે વીસરજે, બાલા!

અમે આશા ઉચ્છેદી, માફ કરજે, બાલા!
પડ્યા અન્તરાય ભેદી દયા ગરજે, બાલા!

[ઇન્દુકુમાર ૩]

[૯]

## બાર ઉઘાડ

પ્રભો ! પાય લાગું, ત્હારાં બાર ઉઘાડ.
બાર ઉઘાડ, ત્હારાં બાર ઉઘાડ,
બાર ઉઘાડ:
પ્રભો ! પાય લાગું, ત્હારાં બાર ઉઘાડ,

પાલવ ઢાળું, પ્રાણ ઓવારું;
ગેબથી પધારી ત્હારાં બાર ઉઘાડ:
પ્રભો ! પાય લાગું, ત્હારાં બાર ઉઘાડ.

દિવસો દોહલ વીતિયા, સુખઝંઝવતા માસ;
વરસો વીત્યાં વીતકનાં: આશા થાય નિરાશ
બાર ઉઘાડ:
પ્રભો ! પાય લાગું, ત્હારાં બાર ઉઘાડ.

[પ્રેમકુંજ]

[૧૦]

## પ્રેમનો સંચાર

ક્યારે થશે હવે પ્રેમનો સંચાર?
થઈશું પૂર્ણકામ, બોલશું હરિનામ,
નયને વહેતા હર્ષ-અશ્રુધાર?
ક્યારે થશે હવે પ્રેમનો સંચાર?

ક્યારે થાશે અમ શુદ્ધ પ્રાણ મન?
ક્યારે જાશું અમે સ્નેહવૃન્દાવન?
સંસારબન્ધન બનશે વિમોચન?
જ્ઞાનાંજને ફીટશે લોચન-અન્ધાર?
ક્યારે થશે હવે પ્રેમનો સંચાર?

કરશે પારસમણિ ક્યારે સ્પર્શન?
લોહમયી દેહ થઇ રહેશે કાંચન?
હરિમય વિશ્વનું કરીશું દર્શન?
લોટીશું ભક્તિને પન્થે અનિવાર?
ક્યારે થશે હવે પ્રેમનો સંચાર?

હાય! ક્યારે જશે અમ ધરમ કરમ?
ક્યારે જશે જાતિકુલના ભરમ?
ક્યારે જશે ભયાભયના શરમ?

[૧૨]

## સ્તુતિ-અષ્ટક

પ્રભો ! અન્તર્યામી ! જીવન જીવના ! દીનશરણા !
પિતા ! માતા ! બન્ધુ ! અનુપમ સખા ! હિતકરણા !
પ્રભા, કીર્તિ, કાન્તિ, ધન, વિભવ, સર્વસ્વ જનના !
નમું છું, વન્દું છું, વિમલ મુખ સ્વામી જગતના !

સહુ અદ્ભુતોમાં તુજ સ્વરૂપ અદ્ભુત નીરખું,
મહાજ્યોતિ જેવું નયન શશિ ને સૂર્ય સરખું
દિશાની ગુફાઓ, પૃથિવી, ઊંડું આકાશ ભરતો,
પ્રભો ! તે સૌથી યે પર પરમ તું દૂર ઊડતો.

પ્રભો ! તું આદિ છે, શુચિ પુરુષ પુરાણ તું જ છે,
તું સૃષ્ટિ ધારે છે, સૃજન પ્રલયે નાથ તું જ છે,
અમારા ધર્મોનો અહરનિશ ગોપાલ તું જ છે,
અપાપી પાપીનું શિવમદન કલ્યાણ તું જ છે

પિતા છે એકાકી જડ સકલ ને ચેતન તણો,
ગુરુ છે, મ્હોટો છે, જનકુલતણો પૂજ્ય તું ઘણો,
ત્રણે લોકે, દેવા ! નથી તુજ સમો અન્ય, ન થશે
વિભુરાયા ! તુંથી અધિક પછી તો કોણ જ હશે ?

વસે બ્રહ્માંડોમાં, અમ ઉર વિશે વાસ કરતો,
તું આઘેમાં આઘે, પણ સમીપમાં નિત્ય હસતો;
નમું આત્મા ઢાળી, નમન લળતી દેહ નમજો,
નમું કોટિ વારે, વળી પ્રભુ! નમસ્કાર જ હજો.

અસત્યો માંહીથી પ્રભુ! પરમ સત્યે તું લઈ જા,
ઊંડા અન્ધારેથી પ્રભુ! પરમ તેજે તું લઈ જા;
મહામૃત્યુમાંથી અમૃત સમીપે નાથ! લઇ જા,
તું હીણો હું છું, તો તુજ દરસનાં દાન દઇ જા.

પિતા! પેલો આઘે જગત-વીંટતો સાગર રહે,
અને વેગે પાણી સકલ નદનાં તે ગમ વહે;
વહો એવી નિત્યે મુજ જીવનની સર્વ ઝરણી,
દયાના, પુણ્યોના, તુજ પ્રભુ! મહાસાગર ભણી.

થતું જે કાયાથી, ઘડીક ઘડી વાણીથી ઉચરું,
કૃતિ ઇન્દ્રિયોની, મુજ મન વિશે ભાવજ સ્મરું;
સ્વભાવે, બુદ્ધિથી શુભ અશુભ જે કાંઇક કરું,
ક્ષમાદષ્ટે જોજો. તુજ ચરણુમાં નાથજી! ધરું.

[કેટલાંક કાવ્યો-૨]

## [૧૩]
## અહાલેક!

પ્રભો! તુજ દ્વારમાં ઊભી જગાવ્યો મ્હેં અહાલેક!
જગતના ચોકની વચ્ચે જગાવ્યો મ્હેં અહાલેક!
નથી લીધી પ્રભો! દીક્ષા, નથી ઓઢી કફની,
નમી તુજ પાય છું તેવો, જગાવ્યો મ્હેં અહાલેક!
કમંડલ માહરું ખાલી, ભર્યું તુજ અક્ષયપાત્ર;
દીઠી ભંડારમાં ભિક્ષા, જગાવ્યો મ્હેં અહાલેક!
ઘટા ઘેરી પડી નભની ન ગુંજ નયનો ભેદે,
શ્રવણ તે ભેદશે ત્હારા? જગાવ્યો મ્હેં અહાલેક!
વિરાજે છે તું દિલદરિયાવ અયિ અદ્ભુત યજમાન!
અણું શું તો અમીકણ દે જગાવ્યો મ્હેં અહાલેક!
ઘડાવી પાવડી જગનાથ! પ્રવૃત્તિ કેરી,
ચ્હડી તે પર જીવન ધપતા, જગાવ્યો મ્હેં અહાલેક!
નહિ કાંઈ મળે ત્હોયે, મળ્યું દર્શનનું દાન,
મળી સળગી મીટે મીટ ને જગાવ્યો મ્હેં અહાલેક!
ઊંડી ઝોળી રહી અધૂરી, જરી તલ ભીંજાયું,
જડ્યું જીવનું જીવન માહરું, જગાવ્યો મ્હેં અહાલેક!
જગતના ચોકની વચ્ચે જગાવ્યો મ્હેં અહાલેક!
પ્રભો! તુજ દ્વારમાં ઊભી, જગાવ્યો મ્હેં અહાલેક!

[પ્રેમકુંજ]

[૧૪]

## જગની જાહ્નવી

ઘૂમે ઘૂમે ને ઘેલી વહે,
  ને કાંઈ વ્હેતી અખંડ ને અનન્ત રે!
    જાહ્નવી જગની ઘૂમે રે!

પાણી ભર્યાં છે પુણ્યનાં,
  ને મહીં ઝીલે સુહાગિયા સન્ત રે!
    જાહ્નવી જગની ઘૂમે રે!

સગરકુમારોને તારિયા,
  ને એમ તારશે માનવજાત રે!
    જાહ્નવી જગની ઘૂમે રે!

બ્રહ્માંડે ભર્યાં બ્રહ્માનાં અમી,
  સાધો! માણજો મહીં દિનરાત રે!
    જાહ્નવી જગની ઘૂમે રે!

[જયા-જયન્ત]

[૧૫]

## આનન્દરંગ

એક છે અનસ્ત રંગ આત્મનો, આનન્દરંગ;
એક છે સોહાગ એ પરમાત્મનો, આનન્દરંગ.

એક છે પ્રકાશપ્રભા ચન્દ્રની, આનન્દરંગ;
એક છે ત્રિલોકધારા સૂર્યની, આનન્દરંગ.

એક છે અખંડ બોલ વાયુનો, આનન્દરંગ;
એક છે બ્રહ્માંડવર્ણ આભનો, આનન્દરંગ.

એક છે વસન્તબોલ વિશ્વનો, આનન્દરંગ;
એક છે જગન્મન્ત્રશ્રીજગદીશનો, આનન્દરંગ.

એક છે સમસ્ત સૃષ્ટિની સુધા, આનન્દરંગ;
એક છે આયુષ્યકેરી ચન્દ્રિકા, આનન્દરંગ

એક છે સોહાગ એ પરમાત્મનો, આનન્દરંગ;
એક છે અનસ્ત રંગ આત્મનો, આનન્દરંગ.

[સારથિ]

[૬૬]

## પ્રેમજ્યોતિ

અહો ! પ્રેમજ્યોતિ ! પરમ જ્યોતિ !
મહાવિશ્વ તુજ આરતી વધાવે;
ચારુ રવિચન્દ્રની કાન્તિને ઝંખવે
તુજ શિખા એવી જગ આવે.

આત્મનાં કિરણુ જગદાત્મનાં કિરણુ શું
આયુભરની ગૂંથે ગ્રન્થિ;
જ્યોત શું જ્યોત ભળી હોય ઉદ્યોત,
તે ઓળખે પ્રેમનાં પન્થી;
અહો ! પ્રેમજ્યોતિ ! પરમ જ્યોતિ !

હૃદયને ધામ, ને નયનને ગોખ,
ને ગગનની અગાસીને ખોળે,
સકળ રસસાર સંસાર-સિંહાસને
ડોલતા દીપ અમી ઢોળે :
અહો ! પ્રેમજ્યોતિ ! પરમ જ્યોતિ !

[પ્રેમકુંજ]

[૧૭]

## પ્રેમાનન્દ જ્યોત

પ્રેમાનન્દ જ્યોત જાગી આજ પ્રેમમન્દિરે,
પુણ્યના પ્રારબ્ધ નેને દેવના દીવા કરે·
પ્રેમાનન્દ જ્યોત જાગી આજ પ્રેમમન્દિરે

શુભના સન્દેશ વાયા, આવ્યા પ્રેમજોગીરાયા,
અમૃતની ભરતી દિલની ઊર્મિ ઊર્મિએ તરે·
પ્રેમાનન્દ જ્યોત જાગી આજ પ્રેમમન્દિરે

ગેબ ગેબમાથી ગુંજે પડઘા આ પ્રેમકુંજે,
પ્રેમદેવની ઘૂમે છે આરતી ઉરે ઉરે
પ્રેમાનન્દ જ્યોત જાગી આજ પ્રેમમન્દિરે

[પ્રેમભક્તિ ભજનાવલિ]

[૧૮]

## જયતિ જય! પ્રેમજ્યોતિ!

ગાય શા ગુણાનુવાદ ત્હારા ! કહો જયતિ જય !
જયતિ જય પ્રેમજ્યોતિ ત્હારા ! અહો ! જયતિ જય !
દેશદેશે, ખંડખંડે, લોમલોમે જયતિ જય !
જયતિ જય ! જીવનજ્યોત !
જયતિ જય ! ઉરઉદ્યોત !
જયતિ જય ! ઓતપ્રોત
આયુની રસધારાઃ અહો ! જયતિ જય !
ગાય શા ગુણાનુવાદ ત્હારા ! કહો જયતિ જય !
લોકલોકનો ઉજાસ,
દેવદેવનો સુવાસ,
યુગયુગનો એ ઉચ્છ્વાસ,
પરમ પ્રેમનો પ્રકાશઃ
દેશદેશે, ખંડખંડે, લોમલોમે
ગાઓ સહુ મહિમા એ ગાઓ—ગાઓ:
નરઉરની નારીપૂજા,
નારીઉરની નરપૂજા
ગાઓ-ગાઓ:
દેશદેશે, ખંડખંડે, લોમલોમે, વિશ્વવિશ્વે,
ગાઓ સહુ મહિમા એ ગાઓ—ગાઓ:
ગાય શા ગુણાનુવાદ ત્હારા ! કહો જયતિ જય !

[પ્રેમકુંજ]

[૧૯]

## હરિ! ત્હારે કીકીને હિન્ડોળ

હરિ! ત્હારે કીકી-કીકીને હિન્ડોળ,
હરિ! ત્હારે કીકી-કીકીને હિન્ડોળ...
મન્દાકિનીનાં મહાજળ ઊછળે
—વિશ્વછલકતી છોળ:
હરિ! ત્હારે કીકી-કીકીને હિન્ડોળ....

કાળનાં જળથી બ્રહ્માંડસાગર
ભરિયો લોલવિલોલ;
નર ને નારાયણ નીર ઉછાળે,
ઝીલે ભૂગોળ ખગોળ:
હરિ! ત્હારે કીકી-કીકીને હિન્ડોળ...

સૂર્ય ને શશિયર આરતી કરતા
બોલે ગહનતાના બોલ;
અસ્તોદયની આ વિશ્વલીલામાં
હરિવર એક અડોલ:
હરિ! ત્હારે કીકી-કીકીને હિન્ડોળ...

[દ્વારિકાપ્રલય]

[૨૦]

## ધન્ય સુદર્શનજ્યોત!

હરિવર! ધન્ય સુદર્શનજ્યોત.
ધન્ય સુદર્શનજ્યોત :
હરિવર! ધન્ય સુદર્શનજ્યોત....

એ જ પૂર્ણિમા, એ જ અમાસ છે;
એ જ ખદ્યોત-ઉદ્યોત :
હરિવર! ધન્ય સુદર્શનજ્યોત....

જીવનુ જીવન, કાળનો કાળ એ;
ઊશરે અનન્તના આદેશ :
હરિવર! ધન્ય સુદર્શનજ્યોત....

સૃજન-પ્રલયની લેખિની શા એના
અમૃત-મૃત્યુના સન્દેશ :
હરિવર! ધન્ય સુદર્શનજ્યોત....

પૃથ્વી ઘૂમે પાને, ગગન ઘૂમે આરે;
બ્રહ્માંડ ઘૂમે ઓતપ્રોત :
હરિવર! ધન્ય સુદર્શનજ્યોત....

ચન્દ્ર ઝંખવાણો, સૂર્ય ઝંખવાણો,
ઓની ઝલકને જ્યોત:
હરિવર! ધન્ય સુદર્શનજ્યોત....
ધન્ય સુદર્શનજ્યોત:
હરિવર! ધન્ય સુદર્શનજ્યોત....

[કુરુક્ષેત્ર: પ્રતિશ્રાદ્ધ]

## ખંડ સાતમો

# અર્ઘ્યકુસુમો

*

અહો ! ઓ જગના જોગી ! તપસ્વી ! સાધુસાધ્વીઓ !
બ્રહ્મપરાગ મ્હેકન્તા મહાઆત્મન્ મહાશયો !
અમારા બ્રહ્મપુષ્પોમાં બ્રહ્મગન્ધ હરી લિયો
ગૌરવી ગુર્જરોના આ સત્કારો હોય સદ્ગુણો
એ પરાગ નથી અન્ય, ન અન્ય એ સુવાસના,
બ્રહ્માંડે ખહલાતી એ બ્રહ્માની બ્રહ્મભાવના

—ન્હાનાલાલ

[૫]

## પિતૃતર્પણ

[૧]

બાર બાર ગયા વર્ષો રાત્રિઓ પડતા સૂની,
બાર બાર વહ્યા વર્ષો વાદળી વરસી ભીની

બાર વર્ષો થયા તાત! મૃત્યુના પદડા નમ્યે,
હજીયે ચક્ષુમા ત્હોયે પ્રવેશો પૂર્વના રમે

કાલની વીંઝતી પાખ અનેરા વેગથી ભગી,
નેત્ર મીંચી ઉઘાડુ ત્યહા આવે બ્રહ્માડને ફરી

નથી તે મેઘના નીરે, નથી અન્ધારના જલે
ધોયા કો સ્મૃતિના ચિત્રો રગેલા પ્રાણુપાટલે

આપ્યા એકાન્ત રાત્રિએ, ને મેઘે રમ સીંચિયા,
એમ જીવનના સર્વે આથમ્યા દિન ઊગિયા

વસન્તે ને વસન્તે જ બોલે છે બોલ કોકિલા,
આત્મામા એમ બોલે છે વસન્તે આપની લીલા

[૨]

પિતાજી! પત્ર ને પુષ્પે એ જ આવી વસન્ત આ:
ટહોકે છે કોકિલા એવા ટ્હોકે છે સ્મરણો,અહા!

આંબાની ડાળ મ્હોરી ને,આત્માયે મુજ મ્હોરિયો,
ગાય છે સાધુ ને સન્તો હરિની રસહોરીઓ.

હુંય તે લઈ આ વીણા સ્મરું છું ગુણ આપના,
પુણ્યશ્લોક પિતા ! મન્ત્રો જપું છું પિતૃજાપના.

[3]

વીતતી દીર્ઘ રાત્રિ ને થતો પ્હરોડ દેશમાં,
એ પ્હરોડે ઊગ્યા આપ આશાવાદી અરુણશા.

છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સગ;
દેવોના ધામ જેવું હૈડું જાણે હિમાલય.

બુદ્ધિ, વૈભવ ને આસ્થા, આશા, રસ, ઉદારતા:
એ દૈવી દીપમાલાના અતરે તેજ રાજતા.

આપ અમૃતના જાયા, ધાવણે અમૃત દીધા,
ને તેથી અમૃતમિઠ્ઠા આપના કવિતો હતા

ડાહ્યા પુત્ર જ ડાહ્યાના, અંગોઅંગ ઉરે પણ,
મન વાણી કર્મમાયે, ઝરે નિત્યે ડહાપણ

વીરા જયકુમારીના, જમાવ્યો જય લોકમાં
ને દિનકરના ભાઈ, પ્રતાપી ભાસ્કરે સમા.

દેવાનન્દે રમન્તા તે દેવાનન્દ ગુરુથી આ
પામીને કાવ્યની દીક્ષા, દીપ્યા દેવકુમાર શા.

ભર્યો ઉત્સાહી એ કંઠ મેઘના સમ ગાજતો,
યશસ્વી વાણીનો એહ પ્રોત્સાહી બોલ આથમ્યો.

શ્વેત વસ્ત્રો સદા ધાર્યાં, પ્રાણની શ્વેત પાખ શાં:
તેજવાધા સહુ જાણે ફિરસ્તો કો મનુષ્યમા.

નમ્ર ને નમ્રતા ત્હોયે શૈલશી દૃઢતા હતી;
ચાલ ધીમી ધીમી, ત્હોયે ખતથી વેગીલી હતી.

હાથે પિત્તળપટ્ટાળી શ્યામ સીસમલાકડી;
બાંધી રાખી શુ સંકેલી સેના સેતાનની ટહડી!

પૂર્યા છે દુઃખ ને પાપ મનુષ્યે જગમા રૂડા,
પાડ્યા અન્ધારના પાટા તેજસ્વી વિશ્વમાં વડા

દીઠું એ સૌ દીર્ઘકાલ, સુધાર્યું સુધર્યું ય તે;
પછી સંસારવાડીથી સંકેલી લીધ દૃષ્ટિને

બહુ વર્ષો સુધી આપે મૂલવ્યાં મોતી બ્હારના,
પછી પારખવા પેઠા આત્માના દરિયાવમા

ઘૂમતાં સૌ દિશે ત્હેને ધાર્યા એક સમાધિમા,
વાળી બ્રહ્માડથી ચક્ષુ પરોવ્યા પરમેશમાં

વિધિએ ભાગ્યરેખા શુ દોરી કુકુમ-કેસરે!
ઉજ્જવળા ભાલમા એવી રેખા તિલકની તરે

સ્મિતની સુન્દરતાના કપોલે અંકુરો ઊભા:
મધુરાં હાસ્યની દીપે મુખડે મધુરી પ્રભા.

આત્માનું તેજ, વીંધીને રોમરોમ, વિકાસતું,
બ્રહ્મર્ષિ! આપને દેહે બ્રહ્મવર્ચસ્ વિલાસતું.

વેદ જેવા મહાભાવ, દેવ શા દિવ્ય કાન્તિના,
પ્રકાશે પરમાનન્દે એવી અખંડ શાન્તિના

આદ્ય દ્રષ્ટા આ યુગના, કવિ છો, સૂત્રકાર છો;
ને નવજીવન કેરા ઋષિ છો, સ્મૃતિકાર છો.

ભવિષ્યવેત્તા, આચાર્ય, પેગમ્બર પ્રભુ તણા;
નવીન ગુર્જરરાષ્ટ્ર ઓ ગજાવી ગેબી ઘોષણા.

ભભૂકી અગ્નિ શા આપે વનો ભસ્મ નથી કીધાં,
ત્હમે વર્ષા સમા વર્ષ્યા, ચન્દ્ર જેમ સીંચી સુધા.

સ્હવારે સાંજરે જેવો તપે ભાનુ દિને દિને,
શીળા શીળે તપ્યા તેમ, દઝાડ્યા નહિ કોઇને.

મહામૂલાં દીધાં રત્નો પૂર્વે જે પૂર્વકાલમાં,
પારખી પારખી તેહ સંરક્ષ્યાં પ્રાણની સમાં.

ને નવયુગની ખીલે પુષ્પે પુષ્પે વસન્ત આ,
સંઘરી પીમળો સૌની તેહનાં મધ સારવ્યાં.

ધીર ગમ્ભીર નેતા, ને દીર્ઘદર્શી ત્હમે ઘણા,
બાધી તેથી દક્ષતાથી ધીરે ધીરે સુધારણા.

વિદ્યા ને સંપનાં સૂત્રો કલા કૌશલ્ય ઓપતાં,
ને સંસ્થાન સુધારો, ને દેશનાં હિત દીપતાં.

પુણ્યભાવ, સદાચાર, ભક્તિ, ને પરમાર્થ, ને
સાત્વિક સ્નેહના મન્ત્રો, ધર્મ, ઔદાર્યઃ સર્વ તે.

વધે સંસારની શોભા, પ્રભા ને પ્રભુતા વધે,
ગાયાં છે દેહ આત્માનાં સૂક્તો ઉન્નતિનાં બધે.

રાજા અને પ્રજા કેરુ એક છે હિત, તે લહી,
ઉછેર્યું એ સદા આપે, શીખ બન્નેયને દઈ

સ્વીકાર્યા સ્નેહી રાજાએ, પ્રજાએ પ્રમી પારખ્યા,
બે બાહુ અગના એક, ત્હમારે તેમ તે સખા

પ્રતિભા,રાજ્યની આસ્થા,ઉજ્જ્વળી દેશભક્તિની
મૂર્તિ આપ હતા મોઘી, શ્રદ્ધાની અર્ચનાભીની

પોતાનુ માનતા શ્રેષ્ઠ, મુમુક્ષુ પરના હતા,
સારગ્રાહી સદા તેથી સૌમાથી સાર શોધતા

પુરાણા સપ્રદાયોમા શુદ્ધ, પવિત્ર જે વિભુ,
પરમ ધર્મ ત્હમારો તે સ્વામી નારાયણ પ્રભુ

દેશીઓમા વસ્યો દેશી થઇ, તેમા લીધો રસ,
પરમમિત્ર ત્હમારો જ તે મહાભાવ ફાર્બસ

જે ન્હાના ભાઇ હિન્દુના,ઇસ્લામી,ખ્રિસ્તી,પાર્સી,
સૌ શુ સ્નેહ લીધો દીધો, હૈડેહૈડા હસી હસી

સહસ ધારથી જેમ વર્ષે છે મેઘની ઝડી
લોકમા વર્ષતા તેમ આપના આત્મના અમી

સિન્ધુ પ્રત્યે વહે જેવી, ઊર્મિઓ નદીઓ તણી,
લોકના હેતના પૂર, વ્હેતા તેવા ત્હમો ભણી

સારપ આશિષો વ્હોરી જનોમા શુભ નામના,
સચર્યા લઈ ગદ્દભાવો આપ અક્ષરધામમા

હતાં જીવન ને વાસ સદા મન્દિર-છાંયમાં,
આરતી પ્રેરણા દેતી કાવ્યસ્તોત્રોની આપનાં.

આપે આયુષ્યમધ્યાહ્ન ગાળિયો પ્રભુકાર્યમાં,
અને આયુષ્યની સન્ધ્યા ગાળી ગાતાં પ્રભુલીલા.

દેહના સુરથે સ્થાપી દેહી કેરો મહારથી,
ઇન્દ્રિયોના અશ્વ જોડી, લગામો વૃત્તિની ગૂંથી;

વિવેકસારથી માંડી, અખંડ પ્રભુની દિશે,
ત્હમે કીધી મહાયાત્રા વિશ્વના વિષયો વિશે.

નિત્યે જીવનમાં યોગી, તત્ત્વચિંતક ચિન્તને,
શાણા સંસારી સંસારે, તપસ્વી જ તપોવને.

ભક્તિદેશે મહાભક્ત, કૂંપળો ભાવની કૂંળી,
આપને આંબલે એમ ડાળીઓ સૌ ફળી-ફૂલી.

શું શું સંભારું ? ને શી શી પૂજું પુણ્ય વિભૂતિયે ?
પુણ્યાત્માનાં ઊંડાણો તો આભ જેવાં અગાધ છે.

[૪]

ને એવું યે હતું જ્યારે પડ્યો'તો પિતૃભાવથી,
વિસારી પિતૃપૂજા હું ખડ્યો'તો પુણ્યલ્હાવથી.

બહુ અવગણ્યા, તાત ! અસત્કાર્યા, અનાદર્યા;
ને અપમાનને ગારે આ હાથે દેવ અર્ચિયા.

ખીજવ્યા, પજવ્યા પૂરા, કૂમળું દિલ કાપિયું;
ને ત્હમારા દિનો છેલ્લા ઝેર કીધા : મહુ ગયું

ગયો તે યુગ મસ્તીનો, ઝંઝાવાતો ગયા બધા;
આપના મૃત્યુએ તાત! આછાં નીર ઊંડાં કીધાં.

પાપની મોહિની પેખે, ન ત્હોયે મોહ પામતા,
પુરાણી ને પુણ્યવન્તી, આર્યોની એ જ આર્યતા.

જન્મની વેળ જે આપે સંચી'તી મુજ અન્તરે,
નિભાવ્યો આર્યતાએ એ, ને બચાવ્યો પ્રભુવરે.

ભમે છે આ ગ્રહો આભે, કોઈ ત્હોયે નહીં પડે;
ન છૂટે દાડીથી, જોકે વીંઝણો રમણે ચ્હડે.

રમીને ને ભમીને હુ આવ્યો છુ આપ છાયમાં:
દેજો એ છાયડી શીળી, દીધી છે જેમ કાય આ.

સૌ અળવીતરાંની એ ક્ષમાઓ તાત! આપજો:
ન જોશો માટીને, દેવા! માનજો પંક પંકજો.

[૫]

અન્ધારી રાત્રીએ ઊંડા શબ્દ હો અન્ધકારના,
બોલે છે ઉરમાં એવા શબ્દ કો ભૂતકાલના.

ડોલાવે આત્મની જ્યોત ઝંઝાનિલો સ્મૃતિ તણા,
પ્રચંડ મોજે ઊછળે એ અવિરામ ઘોષણા.

અદીઠા સિન્ધુની આવે ગર્જના ક્ષિતિજે તરી,
ગર્જે છે પડછન્દા કો એવા અન્તર્ગુહા ભરી.

ઘોરે જેવો મહાઘોરે ઘેરો તોફાનનો ધ્વનિ,
સમસ્ત જીવન કેરો ઘોરે એવો મહાધ્વનિ.

અને એ સ્મૃતિના ઊર્મિ, પડઘા ભૂતકાલના,
ને બધા મૂંઝવે એવા બોલ જે મુજ બાલ્યના.

તે સૌમાં તરતો, જાણે ચન્દ્રમા વ્યોમને જલે,
સુણ્યો આકાશવાણીશો શાન્તિનો શબ્દ એક મ્હેં.

શમાવે પ્રભુના શબ્દો આ કોલાહલ વિશ્વનો,
એ શબ્દે એમ મ્હારોયે શમ્યો પોકાર ઉરનો.

વર્ષી માધુર્ય દેવોનું, અન્ધકાર ઉજાળતો,
પુરાણાયે યુગોને એ ઓળંગી શબ્દ આવતો.

જ્યોત્સ્નાની ધારમાં જેવો ભર્યો મન્ત્ર સુધામય,
એવો ગેબી સુણ્યો મન્ત્ર : पितृदेवो भव, प्रिय!

[૬]

અધૂરી હા! અધૂરી છે એટલી એકલી ઋચા :
અંકે લે ધરતીમાતા, ભલે માર્તંડ હો ઊંચા.

નથી આશા વિના આયુ, નથી ડાળી વિના ફૂલ;
નથી પૃથ્વી વિના પાયો, નથી માતા વિના કુલ.

હજી તો આભમાં મ્હારા બાળુડો સૂર્ય ઊગતો,
બાળુડા બોલનો ખોળે કાલો કલ્લોલ જામતો.

દીઠો કે ન દીઠો મ્હેં તે, સુણ્યો કે ન સુણ્યો કંઈ,
સંકેલી દેહની માયા વન્દીને વિશ્વને ગઈ.

વીતિયાં સ્હાંજ ને વ્હાણાં તે પછી બહુ વર્ષનાં;
ભૂલ્યો નથી હજી, માતા! હાસ્ય તે તુજ હર્ષનાં.

આભના વર્ણથી આંજી વિશાળી તુજ આંખડી,
આભના ભેદમાં જોની દૃષ્ટિ તે તાહરી વડી.

ભરેલાં ભાવથી અંગે ડોલતી કુલહાથિણી;
ગૃહિણી ગુણવન્તી તું, મ્હોરે ચાંલ્લે સુહાગિની.
સાદી શોભાથી શોભાતી, ધર્મીલી કુલધામની;
શામળે રંગ રંગેલી સેવિકા ઘનશ્યામની.
પ્રારબ્ધી, પુણ્યશાળી, ને પાપપાવનકારિણી;
ધૈર્યગામ્ભીર્યથી ધીંગી, દેવી! તું દુઃખહારિણી.
હેત વાત્સલ્યનાં વ્હેણે હૈયાનું પૂર ગાજતું;
ધર્મમૂર્તિ પિતા મ્હારા, ભક્તિની મૂર્તિ માત! તું
સદા સૌભાગ્યવન્તી, ને સ્વામીસેવાપરાયણ;
વ્રતાળી, શાન્તિથી શીળી: એ જ ત્હારાં રસાયન.
નથી એ વીસર્યો ત્હારી ટૂંકી જીવનની કલા;
વિસારી વીસરે કેમ માતૃવાત્સલ્યની લીલા?
દૂધથી તાહરા ત્હેં જે સીંચી'તી પ્રાણમાં સુધા,
નથી તે ઓસરી માતા! વાધી ઊર્મિ અનેકધા.
ગુર્જરી વાડીમાં એક નદી રેવા અનુત્તમ;
ગુર્જરી વાડીમાં તેમ માત રેવા અનુત્તમ
ઓ અભિજાત આર્યાઓ! ઓ આર્યો સહુ ભોમના!
સુણો આ વેદની ગાથા, મન્ત્ર આ પૂર પ્રેમના:
पितृदेवो भव, प्राज्ञ! मातृदेवो भव, प्रिय!
સર્વ કુલાશ્રમો નિત્યે હજો એ ભાવનામય.

[૭]

વિશાળી દુનિયા વીંટી, ઘૂમે છે સિન્ધુ ગર્જતો,
તે સિન્ધુનાં ઊંડાં નીરે મુક્તાપુંજ વિરાજતો:

ઘેરીને પૃથ્વીની પાળો પડી છે આભની ઘટા,
અહોરાત્ર તપે ત્હેમાં તેજના ગોલની છટાઃ
બાંધી બ્રહ્માંડની ઝાડી તે રીતે બ્રહ્મ રે રેલિયો,
ને બ્રહ્મજ્યોતિમાં નિત્યે પ્રકાશે પુણ્યશાળીઓ.
પામીને તે બ્રહ્મજ્યોતિ, બ્રહ્મનાં તેજ ઝીલતાં,
ખીલે છે પુણ્ય ને પુણ્યે માહરાં માત ને પિતા.

[૮]

ગુણાળી, ગવરી માતા! પૂજ્ય બ્રહ્મર્ષિ ઓ પિતા!
ધરું છુ ચરણે તે આ સ્વીકારો ગુર્જરી ગીતા.
સૌ ઉપનિષદો કેરા ભાવ શી આપ જીંદગી,
ને ઉપનિષદોના સૌ સાર શી આ ગીતા ઝગી.
એ જ સંવત્સરી આજે થયા દેવ મનુ મટીઃ
પાળું છું પર્વ, પૂજું છું ગુણો તાત! રટી રટી
ભરી અંજલિ અશ્રુની કરું છું આ હું અર્પણ;
સત્કારો સ્નેહની સેવા, પુત્રનુ પિતૃતર્પણ.
અમોલાં બહુ યે રત્નો શાસ્ત્રરત્નાકરે તરે;
વીણીને એક મોંઘેરું પુત્ર આ પાવલે ધરે.
સદાયે રીઝવી આપે, સેવી દેવી સરસ્વતી;
આપના પુણ્યથી એહ આ ને આવી થતી કૃતિ.
તો ભૂલી ભૂતની ભૂલો, ભાળીને લક્ષ્ય ભાવિનો;
અમીની આશિષો આપો, ફળે સદ્ભાવ સુતનો.
પૂર્વે જે ભાવથી આપે વધાવ્યો જન્મ માહરો,
આ પરેયે, પિતા માતા! દૃષ્ટિ તે ભાવની કરો.

[શ્રીમદ્ ભગવદ્‌ગીતાઃ અર્પણકાવ્ય]

[૨]
## એ કોણ?

પાર્થિવથી પર, ને પરમ અભેદ,
અન્ધકારનાં વન વટાવી,
પ્રભાતના પુનિત જ્યોતિર્જલમાં
વિહરતું એ કોણ છે?
અનક્ષરી લેખ વાંચતું,
ને અનાહત નાદ સુણતું,
બ્રહ્મજ્ઞાનની વીણામાં
મધુરતાના સૂરો પૂરી,
માનવીના મન્દિરે મન્દિરે
દેવગીત પૂરતું,
વાણીથી પર ને વાક્યવિહીન,
મીઠી નદની અખૂટ કો નહેર
અરિખડુ એ શું છે?
વદને તેના વિકાસ છે,
ને નયને પ્રકાશ મહમહે છે,
દર્શનીય દિવ્યાનંદ સ્ફુરે છે,
ને એ કોણ છે?

*

મદ્રાસના સાગરતટે,
ને અધારની કુજેકુંજે,
બ્રહ્મજ્ઞાનનાં બ્રહ્મગીતો,

વિકાસના વણમૂલા સૂરો,
ને મધુરતા–મીઠાશનાં
અમર આન્દોલનોની પ્રેરક,
અવનીને આંગણે
સારા જગભરમાં
થીઑસૉફીનાં ચેતનગીતડાં
ગજાવનાર એ દેવી છે.
નામ સુણતાંય અમૃત ઝરે છે,
તેનુ એક નામ ડૉ. એ. બી.
ને બીજું તો બુલબુલોની વાણીનું છે
–"વસન્ત".
વસન્ત-આગમને અંતરદ્વાર ખૂલે
ને મધુર મલય પવન વાય,
દ્વારે દ્વારે દીવા પ્રગટે,
નયને નયને નૂર જાગે.

*

અંતરે અંતરે આનંદ ઉછાળો,
મન્દિરે મન્દિરે તેજમાળા ઉપજાવો,
આજે વસન્તમાનો જન્મદિન છે.
ઉષા–આનંદભરી ઉષા ઊગે છે,
પવન–મન્દ પવન–વાય છે,
આનંદ–અનેરો આનંદ–ઊછળે છે,
આજે તો વસન્તમાનો જન્મ-ઉત્સવ.

[ઍની બેસન્ટ સ્મારકગ્રંથ]

[૩]
## ગુજરાતનો તપસ્વી

મન્દિરોમાં પચ્ચાસ દીપમાળા પ્રગટાવો,
પચ્ચાસ પચ્ચાસ આરતીઓ ઉતરાવો,
પચ્ચાસ પચ્ચાસ દેવઘંટા વગડાવો,
આજે પચ્ચાસ વર્ષોનો ઉત્સવ છે

અને એ કોણ છે એવો ?
જાણે કોઈક જગતૃભૂખ્યો,
જાણે કોઈક વિશ્વતરસ્યો,
જાણે સદાનો અપવાસી :
એ કોણ છે એવોક ?
લોકવન્દ્ય ને સર્વપૂજ્ય ?
સુદામાનો જાણે કો સહોદર ?

એવાને કાજે આયુષ્ય નથી.
આનન્દો ! આનન્દઘંટા વગાડો.
આજે પચ્ચાસ વર્ષોનો ઉત્સવ છે.

એ માનવ-સળેકડું છે શું ?
સળેકડાથીયે રેખાપાતળું
એ કિરણ છે મહાસૂર્યનું–
અડગ અને અવ્યય,
અખંડ અને અપ્રમેય.
એ તપસ્વી છે

સાબ્રમતીના ઊંચા કિનારાનો :
રિદ્ધિવન્તા રાજનગરની હવેલીઓનો
એ યોગીન્દ્ર છે અવધૂત.
એ તો સંસારી સાધુ છે;
ગૃહસ્થ થઇ સંન્યાસ પાળે છે
નિરન્તર દુઃખને ન્હોતરતો,
એશિયાના એક મહાયોગીન્દ્ર ઈસુનો
એ અનુજ છે ન્હાનકડો.
પરપીડા પ્રીછી પ્રજળનાર
મહાવૈષ્ણવોનો એ વંશજ છે.
શ્રીનગરનો જાણે નરસિંહ મહેતો.
હૈયામા એના હોળી સળગે છે,
જ્વલત અંગારા જેવી છે એની આંખડીઓ,
વદને વિરાજેલી છે વિષાદછાયા
દેશની દાઝથી દાઝે છે
છણછણતી એની દેહલતા
વિરોધીઓ પ્રતિયે પ્રેમીલો
शठं प्रत्यपि सत्यम् બોધનાર,
'અન્યાય સ્હામે યે ઉગામ મા'નો અનુયાયી,
'દેહથી દેહી જયવન્તો છે'નો આચરનાર,
દુઃખતપતી આ દુનિયાનો દરવેશ છે તે.
—એકદા એનો આન્નાડકો વાગ્યો,
ને નિઃશસ્ત્ર નરનાર ને બાલકોની,
ચાર હજાર દુખસજ્જોની સેના

ટ્રાન્સવાલને હુમલે ચાલી.
આશ્ચર્યચકિત જગત નીરખી રહ્યું
જગતના ઇતિહાસમાં અદ્વિતીય
દુભાયેલાં ચાર હજારની તે કૂચ.
મોખરે હતો તે સેનાધિપતિઃ
સિંહને શસ્ત્ર ન હોય,
ને ન હતાં તે નરકેસરીને.
પછી તો વર્ષો વીતી ગયાં:
રાત્રિ-દિવસના ઓછાયા ઊગ્યા ને આથમ્યા.
ઇતિહાસમાં અપૂર્વ છેલ્લા જગસંગ્રામમાં
મદમલપતી જર્મન મહાપ્રજાની
છેલ્લી ભરતીનો જુવાળ ચ્હડ્યો,
જાણે પ્રલયની મેઘાવલિ.
દિશામંડલ ડોલવા લાગ્યું,
ધરતી ધણધણવા માંડી,
ગીધ સરિખડાં વિમાનો
વાતાવરણ ભેદી ઊડી રહ્યાં.
ભયંકર તોપોની ભીષણ ગર્જનાથી
નભોમંડલ ગડગડી ઊઠ્યું.
ચિન્તાચકિત નયને સૌ નીરખતું
કે શું થાય છે ને શું થશે!
જગતે ન જોયેલું,
પૃથ્વીએ ન પ્રીછેલું,
માનવકથાએ ન નોંધેલું,

મનુકુલનાં કાવ્યોમાં ન કલ્પેલું
પ્રચંડ મહાભારત મંડાણું
ભૂગોળની સર્વ મહાપ્રજાઓનું.
જ્વાલામુખીની મહાજ્વાલાનો છેલ્લો ભભૂકો
ભભૂકતો હતો યુરોપના જગરણમાં,
ત્હારે રાજરાજેન્દ્રનો સન્દેશ આવ્યો,
ને રાજપ્રતિનિધિ મહાસૂબાએ
રાજરાણા ને મહાજનોની
આમન્ત્રી પ્રજામહાસભા યુદ્ધમન્ત્રણાને કાજ.
મહારાજ્યોની પ્રાચીનમાં પ્રાચીન પાટનગરીમાં
જામી વળી એકદા
એ યુદ્ધમન્ત્રણાની મહાસભા.
ત્હારે તેણે તોડ્યાં ત્હેનાં મહાવ્રત.
સામ્રાજ્યની કટોકટીને વિષમ પ્રસંગે
નિઃશસ્ત્રવાદી તે તપસ્વીએ
ઉચ્ચારી છે શસ્ત્ર સજવાની રણહાકલ,
વગાડ્યો છે મહાઘોષ સંગ્રામશંખ.
જગદ્ગુરુ કૃષ્ણચન્દ્રે યે, મહાત્મન્!
શસ્ત્ર સજ્યાં હતાં એકદા કુરુક્ષેત્રમાં,
એકદા તોડ્યાં હતાં નિઃશસ્ત્રતાના વ્રત.
હસ્તિનાપુરની યુદ્ધમન્ત્રણાની એ મહાસભામાં
કેવો શોભતો હતો તે તપસ્વી?
જાણે વિષ્ણુસભાની વચ્ચે ધ્રુવકુમાર,
જાણે યદુપુરીનાં સિંહાસનોમાં સુદામો.

જીવનાદેશ શોધવામાં બ્રહ્મર્ષિ,
રણખેલનામાં સુભટ ક્ષત્રિય વીર,
નીતિમન્ત્રણામાં સુજ્ઞ વૈશ્યવર,
લોકસેવાભાવમાં પરમ શૂદ્રઃ
ત્‍હેનામાં સૌ વર્ણ સમાયેલા છે.
વેણુકણીના તે મણિ રચે છે,
પથ્થરના તે દેવ પ્રગટે છે,
શલ્યાની તે અહલ્યાઓ કરે છે,
અસાધુના તે સાધુ ઘડે છે,
અહંકારીના તે સમર્પણી બનાવે છે.
દુઃખિયાંનો બેલી ને વિસામો,
દાઝયાંના અન્તરનો આરામ.
ઘાયલના આત્માનો અમૃતૌષધિઃ
અનારોગ્યોનો ધન્વન્તરી છે તે.
વાદળાંની અધ્રુવ છાયાકૂદડીમાં
એક એ ધ્રુવતત્ત્વ.
ઈતિહાસમાં ઉચ્ચારાતો
સનાતન સત્યનો એ શબ્દ;
પ્રાચીનતાનો પરમ મન્ત્રઃ
નવામાં નવો તે,
ને જૂનામાં જૂનો છે.
સત્ય ત્‍હેનો મુદ્રામન્ત્ર છે,
તપ ત્‍હેનું કવચ છે,
બ્રહ્મચર્ય ત્‍હેનો ધ્વજ છે,

અપૂટ ક્ષમાજલ ત્હેને કમંડલે છે,
સહનશીલતાની ત્હેની ત્વચા છે.
સનાતન યોગીકુલનો યોગવારસ,
રાગદ્વેષના ઝંઝાનિલથી પર,
ભારતનો વર્તમાન મહાગુરુ,
એ તો ગુજરાતનો તપસ્વી
મહાત્મા મોહનદાસ ગાંધી

ઓવાને કાજે આયુષ્ય નથી.
વિદ્યાના ઓપરવા કાજે વિદ્યા નથી,
લક્ષ્મીના ઓપરવા કાજે લક્ષ્મી નથી,
આયુષ્યના ઓપરવા કાજે આયુષ્ય નથી.
આનન્દો, રે આનન્દો, નરનાર!
આજે પચ્ચાસ વર્ષોનો ઉત્સવ છે.

ને યોગીન્દ્ર! સબૂર.
ત્હારા સમૃદ્ધ આત્મભંડાર
ભર્યાભર્યા ઉઘાડ, ને પારખ.
અનન્ત આકાશના અન્તર્પટ
વીંધીને વિચર, ને ભીતર નિહાળ.
દુઃખમા, પાપમા, અન્ધકારમાં યે
બ્રહ્મકિરણ જ વિરાજમાન છે
ત્હારે હૈયે છે યજ્ઞકુંડના હુતાશ:
એ અગ્નિ નહિ, ઓ ગુરો!

પણ ત્હેના પ્રકાશ પ્રગગાવ
આત્મન્ આત્મનૂના અમૃતદીપમા
આધો! સત્યના યે આગ્રહ ન હોય
એ તો છે હઠયોગના પ્રકારાન્તર,
નહીં કે રાજયોગના રાજમાર્ગ
મનુષ્યની નહીં, પણ પ્રભુની જ ઇચ્છા
પ્રવર્તે છે સત્યનાયે પ્રચારમા
મનુષ્યે પુરુષાર્થ આદરવાના છે,
પ્રભુએ મનુષ્યના પુરુષાર્થ પૂરવાના છે
પુરુષાર્થમા યે પુરુષે પ્રભુઇચ્છાને નમવાનુ છે
–ને ઇતિહાસ ભૂલેલા વિસારે કે વિચારે,
છતા આદર્યો'તા તે યોગ બ્રહ્મનિષ્ઠ મનસૂરે,
મહાયોગીન્દ્ર ઇસુ ખ્રિસ્તે,
મે ફલાવર જહાજના સફરી યાત્રાળુઓએ,
હિન્દસત્કાર્યા હુતાશ રવિપૂજક જરથોસ્તીઓએ,
ને અસખ્ય સદ્ધર્મોપાસકોએ
સન્તજન! નયને ભડકા
ને વદને વિષાદસન્ધ્યાને બદલે
કીકીકુભમા ચન્દ્રિકા
ને મુખમડલે સુધાકર માડ
બ્રહ્માડમા બ્રહ્મતેજ વર્ષાવ
તપ તપતા યે, ઓ તપસ્વી!
કૃપાગ છે શા માટે?

સર્વસમર્પણી ઓ પરમ વૈષ્ણવ!
સમર્પણના આનન્દમાં ઉલ્લાસ
તપના હારા વડા દાવાનળ
જોજે આત્મવેલને ન કરમાવે.
સપ્તરંગી જલવિવિધતામાં યે
એક જ શ્વેત કિરણ નિહાળ.
સળગતી શગડી જેવા
તુજ પ્રાણમાં દેવપ્રસાદ પ્રગટાવ.
ઉરમાં આનન્દ ઉછળાવ,
વદનચન્દ્રે સ્મિતરેખા રમવા દે.
જગતનો ક્રૂસ ઉપાડી વિચરતાં યે
જગત્યાત્રા હસતે મુખડે આચર.
ભીષણ કર્મયોગમાં ખેલતાં યે
પ્રેરણા પા ચિત્ત-પ્રસન્નતાની,
ઉમંગોર્મિઓ ઉછળાવ ઉત્સવના.
નિરન્તર બ્રહ્મ છે બ્રહ્માંડમાં,
ને એ બ્રહ્માંગુલિ જ આલેખે છે
જગતના સર્વ સારાનરસા ઇતિહાસ.
માણ ને મણાવ સદા
આ શુભાશુભ બ્રહ્માંડમાં યે બ્રહ્માનન્દ.

સાધુજન! ધીરો થા.
કર્યાં ભોગવવાનાં છે સૌએ,
પુરુષોએ તેમજ પ્રજાઓએ.

પ્રાયશ્ચિત્ત-કાળ પૂરો થયો છે
ભારતનો કે ભારતવાસીઓનો?
પ્રાયશ્ચિત્તયુગ સમાપ્યા પહેલાં
શે ઊગશે સ્વર્ગનાં સ્હવાર
કોઇનાં, કે ત્હારાં, કે અમારાં યે?
લાંબા ઇતિહાસના પ્રૌઢા કર્મકોષ
બળી ભસ્મ થઇ ગયા છે?
–પ્રજાઓ! પ્રીછજો આ પ્રાયશ્ચિત્તયુગ
ભરતખંડની મહાપ્રજાનો,
ને સાચવજો સદ્‌બોધ એ યુગના.
કેટકેટલાંએ આદર્યા છે એ તપ
તુજ સરીખડાં અઘોર?
થોડાકની એવી તપશ્ચર્યાથી
કેટલાં ને ક્યારેક પ્રજ્વળી રહેશે
પ્રજાના ઐતિહાસિક કર્મભંડાર?
પ્રજાને પ્રાયશ્ચિત્ત આપે છે,
અપવાસ કરાવે છે તું;
એ જ છે સાચો વિધિ:
પ્રજાપ્રાણના આત્મસંયમન.
સંયમન આત્મશક્તિને ઔર બહલાવે છે
સિનાઇના શિખરે દોરી જા,
કર્યાના પશ્ચાત્તાપ કરાવ,
પ્રજાના તપનો સમારંભ આરંભ.

પયગમ્બરી સન્દેશ મળશે,
ખુદાઈ નૂર ઊતરશે,
પરમેશ્વરી પરમાનન્દ વરસશે.
બ્રહ્માંડભરમાં ભરતી ડોલશે
એ પરમ બ્રહ્માનન્દની.

ને એને પડખે છે કોણ?
કસ્તૂરી શી મ્હેકતી તે તપસ્વિની!
સાધુવરની સાધ્વી નાર,
પત્નીઓમાં પરમ પત્ની,
જગતની એ તો આદર્શ ગુજરાતણ:
પ્રાણનાથની પ્રતિકૃતિ,
પ્રિયતમની પરમ શોભા,
જીવનના જીવિતેશ્વરનો
ઓળો આભા તેજમંડળ.
તપોવનની એ તો તાપસી,
નિર્ભય, નીડર, નિઃસંશય.
સુખદુઃખની તડકી-છાંયડીમા
જીવનવિવિધતાના વનઉપવનમાં,
દેશપરદેશના રણપગથારમાં,
પ્રાણની કાયા સરીખડી,
દેહની છાયા સમોવડી,
સદા સંગાથે પરવરે છે એ કુલકલ્યાણિની.
સ્પાર્ટા કે ચિતોડની કો

ક્ષત્રિયાણીનો જાણે અવતાર.
એ તો પરણેલી બ્રહ્મચારિણી,
એ તો સંસારિણી મહાયોગિની.
ગુજરાતની એ તો ગુણિયલ:
ગુજરાતણની એ તો ગુણમૂર્તિ.
આશ્રમની એ માતુશ્રી,
નગરની એ જોગણ,
પ્રજાસંઘની એ પ્રેરણા,
જગત્‌ની સત્પત્નીઓનું ભૂષણ,
અમારી એ તો અનુપમ ગુજરાતણ
ભગવતી કસ્તૂરબાઈ ગાંધી.

ઓ નિષ્કામ કર્મયોગી!
ઓ ગીતાઘેલા સાધુ!
ઓ મનુકુલના મહાત્મન્!
નિઃશસ્ત્ર ત્હારે તો
મહાભારત ખેડવાં છે સંસારનાં,
આત્મવાદીએ ત્હારે તો
દેહવાદીઓને જીતવા છે ને?
શ્રી કૃષ્ણના ઓ સખા!
ઓ સદામાપુરીના વાસી!
એ પ્રભુજૂનાં સત્યો
ત્રણના પક્ષાં છે ને ત્હારે?
પ્રજાના તપનેએ સર્વસિદ્ધવાત

કે દેહથી આત્મન્
અળગો ને ઉપર છે.
સૌ આત્મવાદીઓ ઉચ્ચારે છે આશીર્વાદ :
જય હો! જય હો!
ચૈતન્યપૂજકનો ત્હારો
સ્થૂલપૂજકોના સંઘમાં:
જય હો! જય હો!
આત્મબલવન્તાનો તુજ
દેહબલિષ્ઠ લોકપરિવારમાં.
નાસ્તિકો વિના સૌ જાણે છે
કે દેહ નશ્વર છે,
ને આત્મા અમ્મર છે
ને તુજ બોધ્યાં આત્મબળે, મહાત્મન્!
એટલાં જ છે અમ્મર આત્મદેશમાં.

પચ્ચાસ વર્ષોનો ઉત્સવ!
અર્ધી સદી વીતી ગઈ
લોકોદ્ધારક પ્રજાકલ્યાણક
એ ત્હારા જન્મયોગ પછી.
આવાને કાજે ન હોય
આટઆટલાં આયુષ્ય.
ઈસુએ એ નથી ભોગવ્યાં,
શંકરે એ નથી માણ્યાં.
નખશિખ ઉભરે પ્રજળતી

મહાસત્યોની એવી જ્વાલામૂર્તિઓની
નથી નિર્માઈ લાંબી જીવનઅવધો.
આનન્દો, માટે આનન્દો, પ્રજાજન!
પચ્ચાસ વર્ષોનો આજે ઉત્સવ છે.

મન્દિરોમાં પચ્ચાસ સ્વસ્તિકો પુરાવો,
પચ્ચાસ દીપમાળા પ્રગટાવો,
પચ્ચાસ ફૂલમંડલિ ભરાવો,
પચ્ચાસ આરતીઓ ઉતરાવો,
પચ્ચાસ દેવઘંટા વગડાવો.
તપમન્દિરે આજે, ઓ પૃથ્વીના લોક!
તપસ્વીનો ઉત્સવ છે, ઉત્સવ છે.

[ચિત્રદર્શનો]

ખંડ આઠમો

# ચિત્રસર્જનો

*

ગિરિગિરિ શિખરશિખર સોહન્ત ..
ધન્ય હો ! ધન્ય જ પુણ્ય પ્રદેશ !
—ન્હાનાલાલ

[૧]

## ગુજરાત

(એક ઐતિહાસિક કાવ્ય)

ધન્ય હો! ધન્ય જ પુણ્ય પ્રદેશ!
અમારો ગુણિયલ ગુર્જર દેશ!
કૃષ્ણચન્દ્રની કૌમુદી ઊજળો,
કીધ પ્રભુએ ય સ્વદેશ:
અમારો ગુણિયલ ગુર્જર દેશ!
ધન્ય હો! ધન્ય જ પુણ્ય પ્રદેશ...... ૧

*

આર્યનું સાગરતીર્થ પુરાણ,
તપોવન ભૃગુવસિષ્ઠના ભાણ;
ગીતાના ગાનારા મહારાજ,
પાર્થના સારથિનાં જ્યહાં રાજ્ય:
ઓસરોમથી ય જૂના,
કુરુ પાંડવથી યે પ્રાચીન,
સોમનાથ, ગિરિનગર, દ્વારિકા:
યુગયુગ ધ્યાનવિલીન,
ઊભીને કાળસિન્ધુને તીર
બજાવે બંસરી ભવ્ય સુધીર.
ધન્ય હો! ધન્ય જ પુણ્ય પ્રદેશ!...... ૨

*

સ્થળેસ્થળ નવપલ્લવના પુંજ,
નદી ને તળાવ કેરી કુંજ:

કોમળી કવિતા સમ સુરસાળ
સિન્ધુ જ્યહાં દે મોતીના થાળ:
જગજૂનાં નિજ ગીત ગર્જતો
ફરતો સાગર આજ;
કેસર ઊછળી ઘૂઘવે ગરવો
વનમાં જ્યહાં વનરાજ:
ગિરિગિરિ શિખરશિખર સોહન્ત
મન્દિરે ધ્વજ ને સન્ત મહન્ત.
ધન્ય હો! ધન્ય જ પુણ્ય પ્રદેશ!........ ૩

પૂર્વથી પશ્ચિમ વહે પ્રકાશ,
વહાણભરી વ્હેતી તેમ નિકાસ;
મોહી આંગણ ઊતર્યો જ યુરોપ,
વીણવા વાડીના ફૂલરોપ;
વીણી ન વણસે પુણ્યપાંગરી,
અમ રસભૂમિની છાણ;
જગમોહન મુંબઈ નગરી જૂવો!
શું પાથર્યો કિનખાબ:
નિત્ય નવફૂલે ખીલે અભિરામ
લક્ષ્મીમ્હોર્યાં લક્ષ્મીનાં ધામ.
ધન્ય હો ધન્ય જ પુણ્ય પ્રદેશ!...... ૪

*

ચોળી, ચણિયો, પાટલીનો ઘેર,
સેંથલે સાળુની સોનલ સેર;

છેડલે આચ્છાદી ઉરભાવ,
લલિત લજ્જાનો વદન જમાવ;
અંગ આખે યે નિજ અલબેલ
સાળુમાં ઢાંકતી રૂપની વેલ;
રાણકતનયા, ભાવશોભના,
સુન્દરતાનો શું છોડ!
આર્ય સુન્દરી! નથી અવનીમાં
તુજ રૂપગુણની જોડ;
ભાલકુમ્‌કુમ, કરકંકણ સાર,
કન્થનાં સજ્યાં તેજશણગાર.
ધન્ય હો! ધન્ય જ પુણ્ય પ્રદેશ!... ૫

*

એતરો ન્હાનાં, ન્હાની શી પોળ,
નાતજાતે ન્હાનડિયા ઘોળ,
ક્ષત્રીજાયાનાં ન્હાનલ રાજ્ય,
ધર્મના ન્હાનકડા જ સમાજ;
વૃદ્ધ ચાણાક્યે વર્ણ્યાં પૂર્વે
ન્હાનાં પ્રજાનાં તન્ત્ર,
એહ પુરાતનના પડછાયા
આ અમ જીવનમન્ત્રઃ
એક ફૂલવેલે ફૂલતાં ફૂલ,
અમારા એક સુગન્ધ અમૂલ.
ધન્ય હો! ધન્ય જ પુણ્ય પ્રદેશ!... ૬

*

દેશ નિજ તજી ધર્મને કાજ,
સાગરે ઝુકાવ્યું સફરી જહાજ;
ધર્મવીર પારસીનો સત્કાર
જગત-ઇતિહાસે અનુપ ઉદાર;
ઇસ્લામી યાત્રાળુનું આ
મક્કાનું સુખબાર,
હિન્દુ, મુસલમિન, પારસીઓને
અહિયાં તીરથદ્વાર:
પ્રભુ છે એક, ભૂમિ છે એક,
પિતા છે એક, માત છે એક,
આપણે એકની પ્રજા અનેક.
ધન્ય હો! ધન્ય જ પુણ્ય પ્રદેશ! .. ૭

*

નથી રમી સમશેરોના દાવ,
નથી ત્યમ ઘણા ઝીલ્યા ઘે ઘાવ;
શ્રી કૃષ્ણે કુરુક્ષેત્રની મ્હાંય
લીધા વ્રત જાણે હજીય પળાય:
એક ઇડરના વનકેસરીએ,
ભડવીર બાપ્પારાવ,
વિશ્વવન્દ્ય સૂરજકુળ સ્થાપી
ચિતોડ કીધ યશછાવ:
જન્મભૂમિ દયાનન્દના ધામ,
ગાંધીના ગીતાજીવન નિષ્કામ
ધન્ય હો! ધન્ય જ પુણ્ય પ્રદેશ!... ૮

*

સુરતના રસિક રગીલા રાજ,
બુદ્ધિધનભર્યો શ્રીનગરસમાજ,
શૂરવીર સૌરાષ્ટ્રી યશવાન,
કચ્છના સાહસિક સન્તાન,
ખડખડ વિસ્તરતો હિન્દી
મહાસાગર મહારેલ,
તીરતીર જઈ સ્થાપી ગુર્જરી
સંસ્થાનોની વેલ,
મહાસાગરના પૃથ્વીવિશાળ
સરોવર કીધા ગુર્જરી બાળ
ધન્ય હો! ધન્ય જ પુણ્ય પ્રદેશ! ૯

*

વનેવન લીલો ઘટાસોહાગ,
જગતનો દીપે શુ અમુલખ બાગ!
સજાવ્યા જૈને રસશણગાર,
લતામડપ સમ ધર્માગાર,
ભારતીએ કંઇ ફૂલફુવારો
અજલિમા શુ લીધ!
દિશદિશમા ફૂલધાર ઉડાવી
ફિલના પરિમળ દીધ!
હિન્દમાતની લાડીલી બાળ'
ગુર્જરી! જય! જય! તવ ચિરકાળ!
ધન્ય હો! ધન્ય જ પુણ્ય પ્રદેશ!
અમારો ગુણિયલ ગુર્જર દેશ! ૧૦
[ચિત્રદર્શનો]

[૨]
## ચારુ વાટિકા

રત્નાકર રત્નઝૂલે
    ઝીલી જલદલમાં, હિન્દદેવી ઝુલાવે,
વાળી મુઠ્ઠી ત્રિરત્ને
    જડી, કટિ ધરી શું, સ્હોય સૌરાષ્ટ્ર એવો;
લીલી નાઘેર છે ત્ય્હાં
    સુભગ ઢળકતી સાડીની કોર શી, ને
એ કોરે બુટ્ટીના કો
    લીલમ સરીખડું લીલું છે ચોરવાડ. ૧

ત્ય્હાં દૃષ્ટિપ્રાન્ત ઘેરે
    વનવન ગીરનાં કેસરીથી ભરેલાં,
આઘે ગિરનાર બેઠો
    કંઈ યુગયુગના યોગી શો પૃથ્વીવૃદ્ધ;
ત્ય્હાં તો અમ્ભોધિ ઊછળે
    ભીષણ ગરજતો કાળનાં ઘોર ગીતો,
ને માથે મેઘ ડોલે
    અતલ ગગનમાં ઊડતો પાંખ ખોલી. ૨

*

દીવાદાંડી સરીખા
    જગઉદધિતટે દક્ષિણે સોમનાથ,
સહજાનન્દે પધારી
    પમરતું કીધું તે ઉત્તરે લોજ લીલું;

ગોરબો ઘાલી ફેલ્યાં
    વનવન ગરવાં પૂર્વમાં પાણીભરિયાં,
ઘેરું ઘેરું જ ગાતો
    રતન ઊછળતો, પશ્ચિમે લક્ષ્મીતાત    ૩

*

દેવોને અસ્થિ આપી,
    દધીચિ ઋષિ ત્યહાં વિરમ્યા વિષ્ણુવેલે,
પોપેલી સોમદેવે
    વનની વિભૂતિ ત્યહાં ધામ ધન્વન્તરીનાં;
ચૉરી ત્ય્હાં રુક્મિણીની
    હજી પ્રવદિશના પાઠવે લગ્નધૂપ,
દક્ષિણ વાયુ વહે છે
    હજીય ગરજતા ઘોર ત્ય્હાં યાદવીના.    ૪

*

ઊંચા જાણે ચ્હડીને
    ગઢની ઉપરથી યાત્રી આમન્ત્રતા, ને
ઊજળા જાણે જનોનાં
    હૃદયધન તણી પુણ્યજ્યોતે રચેલાં,
માથે ધરી અંજલિથી
    અમૃત ગગનનાં ઝીલતી જ્ય્હાં અગાશી,
એવા નભને અટારી
    કેદધિ નીરખતાં ધામ આતિથ્ય-શોભ્યાં.    ૫

રૂપેરી ઝૂલ ધારી
    ઝુલત કરિણીશી આમ્રની માળ મ્હોરે,
ડોલન્તી વસ્ત્ર ઊંચે
    કનકપગ ખૂલી નર્તકી જેવી કેળો,
ચોપૈયાં ચોળી ઢળતા
    સ્તન સમ, દગની કીકી શાં શ્યામ જાંબુ:
ટોળે જાણે મળી શું
    સહિયર રમવા, વાડીની એવી કુંજો. ૬

*

બ્રહ્માએ સ્થંભ રોપ્યા
    અજબ લીલમના, ચૉરીથંભો સમા, ત્ય્હાં
લીલા કિનખાબ કેરી
    હરિત-લલિત કંઇ સાડીઓ પ્હેરી-ઓઢી,
ડોલે છેડા સુનેરી,
    કૂંપળ ફરકતી અંગઅંગે રસીલી,
ઉત્કંઠી, ઉન્મુખી ત્ય્હાં
    મનહર મધુરી તન્વી શી પાનવેલો. ૭

*

ઘાઘરના ઘેર જેવી
    ઊજળી ઊછળતી ફીણની ઝાલરો, ને
હૈયે પાલવ પડેલી
    કરચલી સરીખી ડોલતી ઊર્મિમાલા,
છુટ્ટી મ્હેલી શું લાંબી
    મણિમય અલકો કાલિકા ઘેર નાચે,

માયાની મૂર્તિશી, ત્હાં
જલનટડી રમે વ્યોમની છાંયડીમાં. ૮

*

મદઘેલી મેગળે ત્હાં,
અધીરી ધીરી પડી, પ્હોડી સ્વામીની સ્હોડે,
વ્હાલાની વાટ જોતી
વિરહિણી સખી શી દ્હેરીઓ દૂર ઊભી,
બહાદુરો જ્યહાંથી જાતા
જલવન ઘૂમવા, વ્યાઘ્ર શા તેહ ઝુડે
આજે કુટુમ્બમેળા
ભરી ભવવનના માર્ગ શોધે વિબુધો ૯

*

લજ્જા-નમતી છટાથી
ચપળ નજર ને વીજળી શી ઊડન્તી,
ઊંચી બ્હાયે છબીલા
મણિમય કરની દાખતી તેજવેલો,
ભીને વાને, ભરેલે
અવયવ, ઊજળી વાદળી શી રસાર્દ્ર,
સિન્ધુની લક્ષ્મી જેવી
દ્યુતિભર વિલસે ત્હાંની અલબેલડીઓ ૧૦

*

ચારે ધામે પધારી,
વિવિધ સુરભિઓ સંગ્રહી, પુણ્ય આણી,
વતને સત્કર્મ વાવી,

ઘરઘર ઊગતો ફાલ સત્કર્મ કેરો,
સંસારે સ્વર્ગ રચતો,
અજખ ઊછળતો પ્રાન્તની પ્રેરણા શો,
નામે ગુણે નિધિના
**અમૃત** સરીખડો દૈવી **પઢિયાર** છે ત્ય્હાં. ૧૧

*

સંકેલી ઇન્દ્રિયો સૌ
શરદનું સર શો, ગુણગભીરો ખુશાલ,
પન્થે ભૂલ્યા પ્રવાસી
સમ ભવ ભમતો, સિંહ શો, પૂર્વદેશી,
વેદાન્તી, કર્મયોગી,
કંઈક ભજનિકો, ભૂમિના પુત્રદેવો;
એવા અડબંગ ઊંડે
જગજલ ઘૂમતા ત્ય્હાં મહામચ્છ જેવા. ૧૨

*

વેર્યાં જ્ય્હાં ઠામઠામે
કનકનગરીનાં વૃદ્ધ ખંડેર ફરતાં,
વૃક્ષે, વેલે, ફૂલે જ્ય્હાં
પ્રકૃતિઉર પરે કોકિલા મોર ઝૂલે,
મ્હોરે જ્ય્હાં ધામધામે
જનની સુજનતા, સુન્દરીના સુહાગો:
ઇતિહાસે બીજ વાવ્યાં,
કુદરત ઊછર્યાં. ફાલ લોકે લણ્યા તે. ૧૩

*

પુણ્યો પુણ્યાળુનાં શી
    પૃથિવી ભરી ભરી ખીલતી જ્યહાં વનશ્રી,
રસિકોનાં ઉર જેવી,
    સલિલ ઊભરતી, રસભરી જ્યહાં રસાળી,
રસની ને પુણ્યની જ્યહાં
    ભૂમિ ગણી ઊતરી આવી તે, ચારુ વાડી!
ખોળે લેજે પ્રીતે આ
    રસ અમરની મ્હેં ધૂળ રોળી શી ગંગા. ૧૪

*

ઝીલીને ભાનુનાં ભર્ગ
    આપે છે ચન્દ્ર ચન્દ્રિકા;
ચન્દ્ર ક્ય્હાં? અલ્પ હું ક્ય્હાં? ને
    ભાનુ શા કાલિદાસ ક્ય્હાં? ૧૫

[મિષ્કૃતઃ અર્પણકાવ્ય]

[૪]

## ભરતભૂમિનું યશોગાન

[૧]

ગાઓ એ મહાકથા મનુષ્યમોહિની,
અહો, ભારતકુલ!
ગાઓ એ મહાકથા મનુષ્યમોહિની...
બોલો એહ કાલાતીત યશના યશબોલ હો!
કોટિકોટિ નરનાર! ગાઓ એહ ગુણગાન;
એક મુખે, એક શબ્દે, એક ભાવે ભારતકુલ!
ગાઓ એ મહાકથા.....

[૨]

કોણ નહીં ગાશે તુજ ગુણગાથા? ભરતભૂમિ!
ધન્ય જેહ ભણશે તુજ કીર્તિકથા, ભરતભૂમિ!
અવતારો કેરી પરમ જનની, અહો ભરતભૂમિ!
કોણ નહીં ગાશે તુજ ગુણગાથા? ભરતભૂમિ!
પ્રાચીનો મંહી તું પ્રાચીન,
નવીનો મંહી તું નવીન;
યુગયુગથી સદાનીયે સજીવન, હો ભરતભૂમિ!
ગાઓ-ગાઓ ગુણપૂજક ગરવાં નરનાર હો!
ગાઓ એહ અમ્મરનું અમર યશોગાન હો!
બ્રહ્મચારી! સંન્યાસી! ગૃહસ્થી! વાનપ્રસ્થી!
ફરી વળી એક વાર યશોગાન હો!

વિશ્વ નીરખે, મહાકાલ હારે, અમરસંઘ કુતૂહલ કરે.
સાગર! સનાતન શબ્દે,
માનવકુલ! મન્ત્રોચ્ચારે,
ગિરિગહ્‌વર! ઘોર ધ્વનિથી ગાઓ;
ગાઓ એ અનસ્તનું ધ્રુવતાન કીર્તિગાન હો!
ઋષિપુત્રો! ક્ષત્રિયકુલ! વૈશ્યવંશજ! શૂદ્રદેવો!
ગાઓ એ મહાકથા.....

[3]

મહાભારત ગાંડીવ-ટંકારે,
સૂર્યવંશ નિજ રામગૌરવે,
કપિલવસ્તુ સિદ્ધાર્થ તણા
ભીષણ ભવસંન્યાસે;
ભૂગોલ ભરી, ખગોલ જગાડી, સિંહનાદથી
ગાઓ એહ વિક્રમ, ઉજ્જયિની!
ગાઓ એહ વીરત્વ, ચિતોડ!
ગાઓ–ગાઓ એ અધૂરા
પુનરુદ્ધાર, શિવાજી!
ગાઓ ધર્મનાં ઐક્ય, નાનક!
ગાઓ એ ઉરભાવ, ચૈતન્ય!
રામરાજ્ય, ધર્મરાજ્ય; અશોકમાહાત્મ્ય, અકબર-ઔદાર્યઃ
ગાઓ સહુ એ ઓજસ-વર્ચસ્,
એ પ્રતાપ, એ જાહોજલાલી;

ભૂગોળ ભરી, ખગોલ જગાડી, મેઘનાદથી
ગાઓ એ વિધાત્રીનાં વિધાન, કુરુક્ષેત્ર હો!
તમસ્ ને રજસ્ મંહીની ચિરંજીવ સાત્ત્વિકતા;
મૃત્યુની ચિતાચિતા વસી નિત્યસંજીવનતા:
ગાઓ-ગાઓ આર્યકુલનું સનાતન આર્યત્વ હો!
ગાઓ એ મહાકથા.....

[૪]

મહાપ્રજાઓ તણી મનોહરિણી;
ઇતિહાસોના યુગની ગુરુત્વાકર્ષિણી;
પૃથ્વી મહેલની પરમ મોહિની;
પ્રકૃતિમાતની લાડકોડયૌવનભર દુલહન હો!
કોટિ કોટિ નરનાર! ગાઓ એનાં મહાગાન;
એક મુખે, એક શબ્દે, એક ભાવે, ભારતકુલ!
માનસરોવરની નિર્મલતા,
કાશ્મીરકુંજોની કમનીયતા,
વનલક્ષ્મીનાં હરિતલલિત સોહાગ સુન્દરતા;
કાંચનગંગની સુવર્ણલેખા,
મલયગિરિની પરિમલરેખા,
ગૌરીશંકર–ધવલગિરિની અદ્વિતીય ઉન્નતતા;
દ્વારિકાની અમૃતત્વગીતા,
મોક્ષપુરીઓની મોક્ષપ્રદતા,
ધર્મપાટનગરી કાશીની જ્ઞાનગૌરવતા,

પાટનગરીઓ તણી પિતામહી હસ્તિનપુરીના
ભવ્ય ભાગ્યગ્રન્થ હો!
ચક્રપ્રવર્તક સમ્રાટોના
લોકહિતવ્રતી, નિત્યયશસ્વી, મહાતપસ્વી,
દિવ્ય જીવનપન્થ હો!
કોટિકોટિ નરનાર! ગાઓ એહ ગુણગાન
ગાઓ એ મહાકથા....

[૫]

સપ્તસિન્ધુ! બ્રહ્માવર્ત! તક્ષશિલા! ને નલીન્દ!
ગંગાતટના પવિત્ર ઋષ્યાશ્રમ હો!
પંચવટી! બોધીસત્ત્વ! જમનાજીનાં ગોપીતત્ત્વ!
આચાર્યોકેરાં પુનિત જન્મતીર્થ હો!
ગાઓ-ગાઓ મળી સર્વ ભારતનાં બ્રહ્મગાન.
ગાઓ એહ ગુણવાર્તા,
ગુણપૂજક જગનાં નરનાર હો!
ઉપનિષદ! યોગમયતા, ભાગવત! ભક્તિપરાયણતા,
દર્શનો! લોકકુતુકકર બુદ્ધિપ્રાગલ્ભ્યે;
વેદસ્ફુરિતા! અગમ્ય અગોચર
વાણીમાંના સહુ વાણીપર ભાવે,
ગાઓ-ગાઓ મળી સર્વ ભારતનાં બ્રહ્મગાન.
ગગન કમ્પાવત ગીતે, પૃથ્વીકુંજ પડઘો પાડીને,
દિગ્ગાતાઓ!

કાલગુફા વીંધી શબ્દણાલુથી
વિપુલવૈભવી ભવ્ય કાવ્યથી ગાઓ:
ગભીર-ગભીર ઘેરે નાદે:
ધીરે ધીરે:
ગાઓ એ મહાકથા.....

[૬]

અને એ આયો ઉરઉજ્જ્વળી:
ભરતકુલ કેરી કીર્તિકૌમુદી;
રસીલી, રસવિલોલ, ગુણગર્વિલી;
સ્વામીમદસુહાગી, કુલધર્મિલી;
દિશદિશ સ્ફુરતી આર્યદેશની
શું યશસુગન્ધ વિરલી:
અહો! ઓ આયો ઉરઉજ્જ્વળી.
ચન્દ્રદેવની ચન્દ્રિકા સમાં,
ગાઓ એનાં જ્યોત્સ્નાધવલ
પરમ પુણ્યગાન હો!
શીલપ્રધાન, સતીત્વનિધાન;
અમર-મોહન, સૌન્દર્યસોહન;
અયિ! ગુણિયલ કુલરસિકા કેરાં અમ ભારતરત્નો!
સીતા-મુમતાઝ તણાં પત્નીત્વ;
કુન્તાનાં, કૌશલ્યાનાં, જીજીગાનાં માતૃત્વ;
વનશ્રી શકુન્તલા; મહેલશ્રી સંયુક્તા;
શાહાનશાહી સંસ્કૃતિની લક્ષ્મી નૂરજહાન;

એ રમકુવરીઓની અમૂલખ વિલાસવિભૂતિ,
અજભંગી સૌભાગ્યલીલા હો!
કર્મોદેવી, લક્ષ્મીબાઈ; ચાંદબીબી, અહલ્યાબાઈ,
ભરતભૂમિની વજ્રઅંગ વીરત્વમૂર્તિઓ,
ગાર્ગી, લીલાવતી, સરસ્વતીના
આત્મજ્યોત મનીષાપ્રભાવ,
યશોધરાના સ્વામીવ્રત સહચાર,
મહારાણીજી મીરાં કેરા પ્રેમભક્તિવર્ણા સંન્યાસ:
ગાઓ સૌનાં જ્યોત્સ્નાધવલ પરમ પુણ્યગાન હો!
પુરપુરમાની સતીચિતાઓ,
જૌહરની જગપૂજ્ય જ્વાલાઓ;
અનુપમ ને અદ્વિતીય, યશને યશદાયિની,
પ્રજાપાવની, પુણ્યપ્રાવિની,
ઈતિહાસને સમુજ્જવલકારિણી,
કુલકુલ ને વ્યોમવ્યોમ પ્રકાશિની સૌદામિની;
ભરતભૂમિની પુણ્યપુત્રીઓ;
જગતના સુન્દરીસંઘે ઇન્દ્રધ્વજ સરીખી,
નારીકુલની દેવમધુરી વસન્તિકા!
અમૃતત્વની ચેતનભરી ચિનગારીઓ:
પ્રજાપ્રારબ્ધની સોહાગણ વિધાત્રીઓ!
કવિકુલના ઉરવાસી કાવ્યમૂર્તિઓ!
અહો! એ આવી ઉરઉજ્જવળી!
ગાઓ એ જગજ્યોતિઓનાં પુણ્યશ્લોક પુણ્યગાન'
ગાઓ એ મહાકથા...

[૭]

આપો એ આશીર્વાદ, સજન, સજની હો!
ભાખો એ કલ્યાણમન્ત્ર, ભાગ્યજનની હો!
ચિરંજીવ, ચિરંજીવ હો!
અમ ભારતભૂમિ હો!
રસવન્તી પુષ્પવન્તી પુણ્યવન્તી હો!
સુફલવતી જીવનવતી આત્મવતી અલુપનોતી હો!·
અમ ભરતભૂમિ હો!
આપો એ આશીર્વાદ સજન સજની હો!
પ્રેયસ્‌ક્રોડથી અભિરામ, શ્રેયસ્ ઋચાની વિશ્રામ:
પ્રેમધામ, પૂર્ણકામ, ક્ષેમઠામ, ગુણગ્રામ હો!
પ્રજાપ્રજાની પાવનકારિણી;
પૃથ્વીભૂષણ ભવતારિણી;
ખંડખંડની ઉદ્ધારિણી;
મૃત્યુલોકની કલ્યાણિની હો!
જીવનસાફલ્યવન્તી, સૃજનહેતુસિદ્ધિવન્તી;
વિરાટને કિરીટ તિલકટીલડી સમ હો!
ઇતિહાસની અનસ્ત પરમ પૂર્ણિમા અમ હો!
મનુષ્યકુલની પ્રફુલ્લ નિત્યવસન્ત હો!
અમ ભરતભૂમિ હો!
ગાઓ એ કલ્યાણમન્ત્ર, ભાગ્યજનની હો!
ગાઓ એ મહાકથા મનુષ્યમોહિની,
અહો, ભારતકુલ!

[રાજર્ષિ ભરત]

[૫]

## જગતનો દેવમુગટ

જગતનો દેવમુગટ હિમવાન.....
કાંગરેકાંગરે દેવ વિરાજે એને,
ફરકે છે કાળનિશાન :
જગતનો દેવમુગટ હિમવાન.....
દેવમહેલની અટારી સરીખડાં
ગિરિગિરિનાં ગુફાશૃંગ;
જોગન્દર પયગમ્બર વસે ત્યહાં,
શ્રી હરિના અડણંગ:
જગતનો દેવમુગટ હિમવાન....
દેશદેશનાં, પ્રજાપ્રજાનાં
આયુષ ગણતો પ્રચંડ;
સંસ્કૃતિઓનાં મહાપૂર માપતો,
ગિરિવર એ બ્રહ્મદંડ:
જગતનો દેવમુગટ હિમવાન....
પૃથ્વીપાટલે વિરાટ પગલીનો
સૃજન સમેનો રેખાઅંક:
મહાકાળની ચ્ચડાવી ભ્રૂકુટિ કે
એ કાલાતીત નકલંક?
જગતનો દેવમુગટ હિમવાન....
પૃથ્વીનો ઇન્દ્રધ્વજ હિમવાન,
જગતનો દેવમુગટ હિમવાન.... [સ.૨વિ]

# રસદર્શનો

## આમન્ત્રણ

કવિવર ન્હાનાલાલ આ ગીત દ્વારા સમસ્ત માનવજગતને જાણે કે નિસર્ગની રસસૃષ્ટિમાં મ્હાલવા આહ્વાહન ન આપી રહ્યા હોય એવો આપણને ભાસ થાય છે. એ રસસૃષ્ટિને આવરી રહેલા રાસેશ્વરની દિવ્ય પ્રભા જગત પર સંગીતના લય દ્વારા પથરાતી જાય છે, અને કવિવર એ સંગીત દ્વારા પ્રગટતી તેજસૃષ્ટિમાં માનવબાળને ઓતપ્રોત થતાં નીરખી રહ્યા છે. આ રસસૃષ્ટિમા વિકસતી સ્નેહવાટિકામા પ્રિયજન સાથે એકાત્મ બનતાં મનુષ્યહૃદય, એ પ્રેમવાટિકાના અખંડ સ્રોતમાં આનન્દના, કિલ્લોલતાં, સર્વ જગતને ભૂલી જઈ દિવ્યાત્માની રસપ્રભુતામાં એકમય થઈ રહે છે—એ દર્શન કેટલું ઓજસ્વી અને પ્રાણવાન છે! પ્રાકૃતિક રસસૃષ્ટિના નિર્મળ આનંદને દિવ્યતાના તેજદર્શનમા સહજપણે પલટાવવાનું કાર્ય તો કોઈક સાચો રસદ્રષ્ટા કવિવર જ સિદ્ધ કરી શકે. એ દર્શનનો નિચોડ કવિશ્રી ન્હાનાલાલની નીચેની અમર પંક્તિઓ એક સૌમ્ય–પ્રશાન્ત ઉદ્‌બોધન દ્વારા રજૂ કરે છે એ ઓછું સૂચક નથી:

> ઓ રસતરસ્યાં બાળ!
>
> રસની રીત ન ભૂલશો;
>
> અણુએ બાંધી પાળ
>
> રસસાગરની પુણ્યથી...

અને અન્તે, જે ગીત દ્વારા આપણે વિશ્વની રસસૃષ્ટિમાં એકલીન થવાનું

કવિશ્રીનું આસ્વાદન ઝીલી રહ્યા છીએ, એ જ ગીત દ્વારા, કવિવરે પ્રગટાવેલી અને મ્હારી આ સંકલિત કૃતિમાં મૂર્તિમન્ત થતી શબ્દની રસસૃષ્ટિમાં નિમજ્જન સેવા હું ન્હાનાલાલના ઉપાસકો-પ્રશંસકો-વાચકોને અહીં આમન્ત્રણ પાઠવું છું.

## પ્રથમ ખંડ: ઊર્મિગીતો

રસગન્ધાના આ પ્રથમ ખંડમાં ન્હાનાલાલને વિશિષ્ટપણે એમના ઊર્મિકવિતા દ્વારા પ્રગટ કરવાનું મ્હેં ઉચિત માન્યું છે ન્હાનાલાલે કવિતાના વિધવિધ ક્ષેત્રો-ભાવપ્રધાન ઊર્મિકાવ્યથી માંડીને દર્શનાત્મક મહાકાવ્ય સુધીનાં-ખેડયાં છે; અને પ્રત્યેક ક્ષેત્રમાં નવો પ્રાણ પૂરી, પોતાના અનુપમ વ્યક્તિત્વની આભા તળે, એક સુસંગદ્ધ જીવનદર્શન દ્વારા તેને પ્રભાન્વિત બનાવ્યું છે. એ ક્ષેત્ર પછી કાવ્યનું હોય કે ગીતનું હોય, રાસનું હોય કે ભજનોનું હોય, મનોરમ ખંડકાવ્યનું હોય કે પ્રેરણાશીલ ચિત્રસર્જનનું હોય, આદર્શ ઊર્મિનાટયનું હોય કે ઓજસ્વી મહાકાવ્યનું હોય-દરેક સ્વરૂપમાં કવિની અલૌકિક પ્રતિભા હૃદયના કો અપૂર્વ થનગનાટ સાથે ઝળહળી ઊઠે છે, અને જેમ જેમ આત્માના દિવ્ય આનંદને તે કાવ્ય કે ગીત દ્વારા આવિષ્કાર અર્પતી જાય છે, તેમ તેમ ઉત્તરોત્તર એક સુરમ્ય, ઉન્નત જીવનદર્શનમાં તે પરિણત બને છે.

આમ છતાં, ઊર્મિગીતોરૂપી આ પ્રથમ ખંડમાં એવાં કાવ્યો-ગીતો સંકલિત કર્યાં છે, જેના પાયારૂપે તાત્ત્વિક જીવનદર્શન કરતાં કવિહૃદયની ઊર્મિલતા વધુ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. એ ઊર્મિલતામાંથી વહેતો પ્રફુલ્લ આનંદ ક્યારેક કોઈક સુન્દર શબ્દચિત્ર સરજે છે, તો ક્યારેક તે સંગીતનું કોઈક સુમધુર ગાન વહાવે છે; ક્યારેક

તે પ્રાગટ્ય પામતા ભાવમાં તદ્રૂપ બને છે, તો ક્યારેક દર્શનના તેજ-બિન્દુને અનુપમ મોતીરૂપે ગૂંથી લેવા ઉત્સુક બને છે; ક્યારેક દર્શના નિરવધિ પ્રકાશમાં એકલીન બનવા તે દોટ મૂકે છે, તો ક્યારેક સ્થિર પ્રકાશને ઝીલી લઈ, આત્મામાં તેને ઓતપ્રોત કરવા આતુર બની રહે છે. પરંતુ આ સંગીતકાવ્યો દ્વારા પ્રગટ થતી અનેક માનસિક વૃત્તિઓનું મૂળ તો કવિહૃદયમાં સ્ફુરતી ઊર્મિપ્રધાન ભાવનાના હાર્દમાં જ રહેલું છે, તેને એક પ્રાથમિક સત્યરૂપે અહીં આપણે અવલોકવું ઘટે. અલબત્ત, આમાંનાં કેટલાય કાવ્યોમાં વૈયક્તિક રીતે, તેમજ સમગ્ર ખંડસમૂહમાં પ્રાયઃ સંકલિતરૂપે, એક અનોખું રસમય જીવનદર્શન આપણને પ્રાપ્ત થાય છે એ હકીકત સત્ય છતાં, આ ખંડનાં કાવ્યોમાં કોઈ તાત્ત્વિક દર્શન કવિહૃદયની પ્રેરણામાં પ્રધાન સ્થાને નથી, એ વસ્તુસ્થિતિ આપણે સહજપણે સ્વીકારી શકીએ તો જ આ કાવ્યોનો સાચો રસાસ્વાદ આપણે માણી શકીએ, તેમનું યોગ્ય મૂલ્યાંકન આપણે કરી શકીએ. આ દૃષ્ટિબિંદુ, અંતે એક સર્વવ્યાપી દર્શન સાથે એકતા સાધતું છતાં, નીચેની વિરલ પંક્તિઓમાં, ઊર્મિશીલ–રસપ્રધાન સંગીતના ધ્વનિ દ્વારા, જે રીતે પોતાનું આગવું સ્વરૂપ સ્પષ્ટપણે વ્યક્ત કરે છે તે પ્રતિ આપણે દૃષ્ટિપાત કરીએ.

યુગયુગ ધ્યાનવિલીન,
ઊભીને કાળસિન્ધુને તીર,
બજાવે બસરી ભવ્ય સુધીર...

## ૧. પ્રેમને હિન્ડોળે

ન્હાનાલાલના સંગીતકાવ્યોના સર્વાંગસુંદર નમૂનારૂપ આ દર્શન-પ્રધાન ભાવગીત કવિશ્રીની રસસૃષ્ટિનું સંપૂર્ણપણે દ્યોતક બની રહે છે. અનંત રસતત્ત્વનો ધોધ આ પૃથ્વી પર વહે છે અને જગત આખું

મુક્તપણે એ રસઘોઘમાં ઝૂલી રહે છે જેમ જેમ એ નિમજ્જન પૂર્ણ બનતું જાય છે, તેમ તેમ રસાનન્દની કો અપૂર્વ ભરતી સકળ બ્રહ્માંડને છાઈ રહે છે અને સૃષ્ટિને પોતાના બાહુપાશમાં વીંટતી પરબ્રહ્મના ખોળામાં અનન્તની રમણા રમે છે એ નિરવધિ આનંદની તલ્લીનતામાં વિશ્વ દિવ્ય ચેતનાના અભિનવ સ્પન્દનો અનુભવે છે, જગત પ્રેમના હિન્ડોળે મસ્ત હૃદયે હીંચકા ખાય છે અને માનવઆત્મા એ સર્વતો વ્યાપી રસદર્શનમાંથી જીવનની ઊર્જસ્વલ પ્રેરણા પામી રહે છે—એ આખું દૃશ્ય કવિએ કેટલી થોડી પંક્તિઓમાં મૂર્તિમન્ત કર્યું છે—અને તે વિશ્વસંગીતના લયને એક પરિપૂર્ણ ભાવચિત્રમાં ઓતપ્રોત કરીને! કાવ્યમાં ઊર્મિનું ઉત્થાન, આનંદનો પ્રકાશ, દર્શનનો પમરાટ જે સુશ્લિષ્ટ એકતામાં એકમેકમાં સમાઈ જાય છે, તે આ કૃતિને પ્રશાન્ત સમત્વની ભૂમિકાએ સ્થાપી, કો અનેરી મોદકતા અર્પે છે અને વાચકના હૃદયને અગમ્ય રસધ્વનિથી સ્પન્દિત કરે છે

## ૨. રસજ્યોત

કવિવર ન્હાનાલાલના વિખ્યાત નાટક 'જયા જયન્ત'માં પ્રેમના સમુન્નત આદર્શોને જીવનની દર્શનાત્મક પરાકાષ્ઠાએ ઝીલતું આ ઉજ્જ્વલ પ્રેરણાગાન ગુર્જર રસકવિતાના સૌદામણી મુકુટમણિશું વિરાજી રહે છે એ ગાનમાં પ્રેમના સ્રોત વહે છે, અંતરના પ્રમોદ સ્ફુરે છે, પારિજાતની સૌરભ પથરાય છે, તાદાત્મ્યની સૌમ્યતા વિલસે છે સુરો પૂર્ણ પ્રકૃતિના હૃદયમાંથી સ્પન્દિત થયેલો એ સ્નેહનો ધબકાર એ માનવહૃદયોમાં સ્ફુરાયમાન થઈ, પૃથ્વી પર વ્યાપી રહે છે પરમાત્મ સાધના અનંગના એ સ્પન્દનો પ્રણયના આવિર્ભાવમાં જીવનનું ઉત્થાન નિહાળે છે, રસની તલ્લીનતામાં હૃદયની એકાગ્રતા અનુભવે છે અને પ્રેમના ઉલ્લાસમાં વિશ્વદર્શનનો પ્રકાશ ઝીલે છે પરંતુ કોઈક

દુર્ગમ્ય ક્ષણે, પ્રકાશના એ તેજપુંજને અન્ધકારનું આવરણ ગ્રહી રહે છે, પુણ્યના પમરાટને પાપની જ્વાળા ગ્રસે છે, સ્નેહની ઉપાસનાને વિયોગનું ગ્રહણ લાગે છે, અને સત્-અસત્‌ના દ્વંદ્વ સામે ઝૂઝતાં એ માનવહૈયાં જાણે સદાને માટે એકમેકથી વિયુક્ત થાય છે શાશ્વત જીવનયુદ્ધ એ જ એક વિશ્વનો પ્રાણ બની રહે છે, કઠોર તપમાં આત્મા વલોવાઈ જાય છે, પ્રેમલ જ્યોતિની તિતિક્ષામાં હૈયું ચિરાઇ જાય છે. કાળનો સ્રોત એમ વહે જાય છે...પરંતુ એ સ્રોત પર પ્રસરતો સૃષ્ટિનો નાદ માનવઆત્માને ક્યારેક અણધાર્યો સાદ દે છે ગહન આત્મ-મંથનમાં નિમગ્ન મનુષ્યહૃદય એવામાં દૂર-સુદૂર વ્યાપી રહેલા દર્શનની ચિનગારી નિહાળતા થનગની ઊઠે છે અને તેના અંતરમાં વહેતો પ્રાણ પુલકિત બની, અંતિમ તેજદર્શનનો સાક્ષાત્કાર કરવા તલપી રહે છે. એ પુનિત ક્ષણે, વિધાતા એ વિખૂટાં હૈયાનું પાવિત્ર્યના ઊઘડતા પ્રકાશમાં પુનઃ સાયુજ્ય સાધે છે, અને સનાતન સ્નેહતત્ત્વની પ્રેરણાથી ઝળકી રહેલું માનવહૃદય, શુચિતાની વિમલ આભામાં, નજીક સંચરી રહેલી દિવ્યતાની પ્રભાને પ્રેમના એક શાશ્વત રસદર્શનમાં પલટાવી નાખે છે. આ પરમ રસદર્શનમાંથી પ્રગટતું આત્માનું ઊર્જસ્વલ સ્વરૂપ વિશ્વાત્માના દિવ્ય સ્વરૂપ સાથે એકતાનતા સાધે છે અને પ્રકૃતિના હૃદયમાં ચિરકાળ ઝળહળતી પ્રેમજ્યોતિને મનુષ્ય અંતરના ઊંડાણમાં પુનઃ પ્રસ્થાપિત કરે છે એવી કોઈ ધન્ય ઘડીએ જયન્તસગો જીવનયોગી સાધનાને શિખરે, વર્ષોના વિયોગ પછી, તપથી વિશુદ્ધ થઈ, જ્યારે નિજ પ્રાણેશ્વરીનું દર્શન કરે છે, ત્યારે એ દર્શનમાં પ્રજ્વલિત થતી વિશ્વજ્યોતિનો સાક્ષાત્કાર તેના હૃદયમાં રસાત્મક એકતાનો જે પુલકિત ઓઘ વહાવે છે, તે એના સમગ્ર જીવનની ઉપાસનાના પરિપાકરૂપ આ રસાઞ્જલિમાં એક ઉત્કૃષ્ટ ઊર્મિગાનરૂપે મૂર્ત બને છે

પ્રેમના આ ઊર્મિગીતમાં પણ આપણને એક સ્નિગ્ધ ભાવદર્શન મળી રહે છે એ ન્હાનાલાલની કાવ્યપ્રતિભાનું એક વિલક્ષણ છતાં મોહક પાસું રજૂ કરે છે.

અમે આશાને આંગણે ઊભાં હતાં;
અમે ભાવિના આભમાં જોતા હતાં ..

એ પંક્તિઓમાં ભાવિની આશા–આકાંક્ષા પ્રતિ મીટ માંડી રહેલા પ્રણયી હૃદયના ચિરંતન સ્વપ્ન કેવાં મૂર્તિમન્ત થાય છે!

૭. વેણુ વાગી ૮. હૈયાની વેણુ

[૭] વેણુનો નાદ સુપ્ત હૃદયમાં પ્રણયનો મોહક ધ્વનિ જગાવી, નારીના અંતરને સ્નેહની સભરતાથી કેવું છલકાવી નાખે છે તેના ઉદાહરણરૂપ એક ઉત્કૃષ્ટ ભાવગીત.

[૮] વેણુનો એ ધ્વનિ જાગૃત અવસ્થામાં નારીના અંતરમ પ્રણયોલ્લાસની સૌરભ પ્રગટાવે છે, ત્યારે માનવહૃદય નિજ પ્રિયતમ સાથ, પ્રેમરસીના સૂર ઝીલતાં ઝીલતાં, પરસ્પર સ્નેહસમર્પણનું અદ્વૈત સાધે છે:

તું જગમોહન, તું નટનાગર,
હું રમણીજન.... હું રૂપગાગર...

નરનારીના પરસ્પરપૂરક આ મનોરમ શબ્દચિત્રો 'ભાવ'ના લય પર કેવા દીપી ઊઠે છે!

૯. રસકુંજ

પ્રણયના સહજ–સુમધુર આવેગને વશ થઈ, પરસ્પર સ્નેહ સમર્પણ કરતાં યૌવની–કામિનીના "જયા–જયન્ત"માંના આ ગીતને પ્રેમમંત્ર દ્વારા જે ઉલ્લસિત–રસમય સ્વરૂપ અર્પે છે, તે ગુજરાતી કવિતાના પ્રણયગીતોમાં એક અનેરી ભાત પાડે છે. તેના નમૂના રૂપે—

(શૈવતી) ચાલો, ચતુર સુજાણ! (કાશીરાજે) ઊગ્યા નયનોમાં ભાણ;
(શૈવતી) મ્હારા પરમ કલ્યાણ! (કાશીરાજ) રસકુંજમાં....
(શૈવતી–ઉપવન દાખવતી) ખીલ્યો સુન્દર શો બાગ!
(કાશીરાજ–શૈવતીનું દેહોદ્યાન દાખવતા) ખીલ્યો સુન્દર શો બાગ!
(શૈવતી–ઉપવન દાખવતી) મહીં મધુરા પરાગ!
(કાશીરાજ–શૈવતીનું દેહોદ્યાન દાખવતા) મહીં મધુરા પરાગ!

અને પ્રણયરસની પરિસીમાએ પહોંચી ચૂકેલી શૈવતી સ્નેહ-લજ્જાથી કાશીરાજના વિશાળ વક્ષસ્થળ પર માથું ઢાળી દે છે, ત્યારે તેના ઉરગાથી પ્રણયના એ ઉલ્લાસને ચિરતન બનાવવા ઝંખતો અંતિમ પ્રતિધ્વનિ ગાઈ રહે છે:

મ્હારા અખંડ સાભાગ્ય!

અને કાશીરાજ તેને, છેલ્લો વળાંક આપીને આન્તરજીવનની આરસીમા મૂર્ત કરે છે.

રસકુંજમાં.

૧૦. વ્રજરાજ

આગલા બે કાવ્યમા (૭. વેણુ વાગી–૮. હૈયાની વેણુ) સ્નેહ-પરિમલે મહેકતા બે વેણુગીતોના જુદાં જુદા સ્વરૂપો આપણે નિહાળ્યાં. આ ગીતમા, એથી આગળ વધી, ઈશ્વરપ્રેમની ઝંખનાના બંસીસૂરો ભક્તહૃદયમાંથી વહેતા સંબોધનરૂપે આપણી આગળ પ્રત્યક્ષ થાય છે. મધ્યકાલીન પ્રેમભક્તિના આદર્શને આધુનિક રસધ્વનિ દ્વારા બહલાવતું આ ઊર્મિલ સંગીતકાવ્ય અર્વાચીન ગુજરાતની ભક્તિકવિતાના એક શ્રેષ્ઠ નમૂનારૂપ છે. સાહિત્યદૃષ્ટિએ અવલોકતાં, જેમ આગલાં બે ગીતોમા (૭–૮), તેમજ આ ગીતમાં, કવિની પ્રતિભા પ્રણય–સ્નેહ–કે પ્રેમનું જે સ્વરૂપ ઝીલે છે, તેની સાથે સંપૂર્ણ તન્મયતા સાધી, પ્રત્યેક સ્વરૂપને

મ્હેકે મ્હેકે મ્હેકે નવવામના વિરાટની...

પ્રમુદિત ઊર્મિનો થનગનાટ દર્શાવતા 'નવવાસના' જેવા લાક્ષણિક શબ્દનો ઉપયોગ કરી, 'વિરાટ'ની વ્યાપક સ્નેહભાવના સાથે તેને સાંકળતા, કવિએ એક પાર્થિવ ભાવનુ અદ્ભુત આધ્યાત્મિક રૂપાંતર કર્યુ છે'

[૧૩-૧૪] વસન્તનુ આગમન અને વસન્તના ઉત્સવ રૂપી આ ગીતખેલડીમા ગુજરાતી કવિતામા અદ્વિતીય એવા વાસન્તિક વાતાવરણનુ સૌન્દર્ય ઝગમગી ઊઠે છે. પ્રકૃતિના પ્રત્યેક સ્વરૂપ પર તેની રંગબેરંગી આભા વિલસી રહે છે, સૃષ્ટિના અણુએ અણુમા તેનો પ્રાણ પથરાઈ રહે છે, સમગ્ર વિશ્વચેતના, તેની શોભાથી ઉચ્છ્વાસમાન થઈ, પ્રફુલ્લિત બને છે મનુષ્યઆત્મા, એ અપૂર્વ ઉલ્લાસની પ્રેરણા ઝીલતો, અનન્તના હાર્મ્યે વિરાજી રહે છે અને રસોન્મુખ સૃષ્ટિને ચરણે નિજ હૃદયની મધુર કુસુમિતા ધરે છે. માનવસૃષ્ટિને પોતાના બાહુપાશમા વીંટી રહેલા નિસર્ગના આ વસન્તોત્સવનું દશ્ય કેવુ પ્રભાન્વિત, પ્રેરણામય, આહ્લાદક છે!

## ૧૫. યૌવનની રસમૂર્તિઓ

"જયા-જયન્ત"માં ગંગાને તીરે બ્રહ્મચારિણીઓના આશ્રમની સ્થાપનાની મુહૂર્તઘડીએ સ્વર્ગલોકની અપ્સરાઓ નિજસ્વરૂપને જગતના—

અખંડ યૌવનની મૂર્તિઓ, દેવોની દાસીઓ
આશા-ઉલ્લાસ કેરી ઊર્મિઓ, આકાશચારીઓ,
પ્રકૃતિના અંગમાની શક્તિઓ... પ્રેમીની પ્યારીઓ...

રૂપે ઘટાવે છે, અને એ સર્વ સ્વરૂપોને જાણે મનુષ્યના ચરણે ધરે છે, ત્યારે નાટકમાં ગુંજતો, પ્રેમ અને યોગનો, યૌવન અને શાશ્વતતાના સમન્વયનો ધ્વનિ આ મધુર ઉલ્લાસગીતમાં સહજપણે ધબકી ઊઠે છે

૧૭. નયનન નાચે મોર

પરમ રસમૂર્તિ ગોપેશ્વર શ્રી કૃષ્ણચન્દ્રના પ્રથમ દર્શને પોતાની પામરતા વીસરી જઈ, રાજદાસી ચન્દ્રાનના એ જ્વલંત સૌન્દર્યનું મુગ્ધ હૃદયે રસપાન કરે છે, ત્યારે તેના અંતરની અભીપ્સા આ ગીતમાં, સ્મિતપ્રસન્ન બંસીધર કૃષ્ણની સહાનુભૂતિ ઝીલતાં, અજબ રીતે સુહાગી રહે છે. અને એ ધન્ય ક્ષણે પ્રેમગી

સજન' હારે નયનન નાચે મોર...

દ્વારા પ્રિયતમનાં નયનમા કિલ્લોલી ઊઠતા પ્રેમમયૂરનાં દર્શન કરે છે.

૧૮. જમનાને કાંઠડે ૧૯ કળાયેલ મોર

સૌન્દર્ય અને સ્નેહ, પ્રેમ અને દામ્પત્યની ચિરતન ભાવનાને મૂર્ત કરતા કવિશ્રી ન્હાનાલાલના રસોજ્જ્વલ ઊર્મિનાટક "જહાંગીર–નૂરજહાન"માનાં આ બે ગીતો, એકમા સૌન્દર્યરસિકો માટે યમુનાતીર સાથે સંકળાયેલા કૃષ્ણ અને રાધિકાના અનુપમ રસજીવનનાં સંસ્મરણો તાદૃશ્ય કરી, સૌન્દર્યના સુહાગને, સ્નેહના પરિમલને માનવહૃદયમાં પ્રતિબિંબિત કરે છે, તો બીજામા તે એક મયૂર જેવા નિસર્ગપંખીમાં, સૌન્દર્યપિપાસુ જહાંગીરના હૃદયમા પ્રસ્ફુરિત થતો અને નૂરજહાનના પ્રેમપૂજક હૃદયમાં પ્રતિધ્વનિત થતો, પ્રેમ–સૌન્દર્યના વિકાસનો આદર્શ મૂર્તિમન્ત કરે છે.

૨૨. કમળોની કુંજમાં ૨૩. પ્રીતમની શોધ

પ્રણયના મુગ્ધ ભાવોથી પમરતા નારીહૃદયનું વિકસ્વર ઊર્મિલાલિત્ય ન્હાનાલાલ–કવિતામા વારંવાર જે સહજ, ચિરનવીન મોહકતાથી પ્રતિબિંબિત થાય છે, તે આ બે સ્વપ્નનાં દિવાસ્વપ્નો જેવાં રમગીતોમા મૂર્તિમાન થાય છે. કમળોની કુંજમા ભૂલી પડેલી સૌન્દર્યલલના જગતને

ભરી દેતા, સર્વત્ર વ્યાપી રહેલા પુષ્પોના પરાગથી મસ્ત બની, નિજ અન્તરાત્માની સનાતન પ્રેમ-આનન્દની અનન્તમાં શોધ આદરે છે, અને એ પરિપૂર્ણ થાય એવી ધન્ય ક્ષણની તિતિક્ષામાં અભીષ્ટને ચરણે પ્રાણાર્પણ કરવા તૈયાર બને છે. આત્મરાગમાં મસ્ત બનેલા પ્રેમની કેવી અજબ ક્ષણ! જ્યારે બીજી તરફ, એ અંતરંગ ઊર્મિને મૂર્ત કરતી એક પ્રણયોત્સુક મુગ્ધા પ્રિયતમની અનન્ત પ્રતીક્ષામાં સારા વિશ્વને ઢૂંઢી વળે છે જગતના માર્ગો, પ્રકૃતિનાં દૃશ્યો, સૃષ્ટિનાં સૌન્દર્યો—સર્વ કાંઈ તે શોધી ચૂકી છે, પરંતુ નિજ હૃદયનો પ્રીતમ ક્યહીંએ નથી. ઘડીઓની કેટકેટલી તિતિક્ષા પછી યે હજુ આવ્યો નથી એ કોડામણો કન્થ! એવામાં, પ્રણયપ્રતીક્ષાની અંતિમ ક્ષણે, આ પ્રેમવિહ્વળ અંગનાનાં નેત્ર મોગરાના છોડ પર લહેરાતાં બે પુષ્પ પર ઠરે છે, અને હૃદયમાં આશા-નિરાશાના છેલ્લા સૂર પ્રસરતા જાય છે, ત્યારે એકાએક, એક ચમત્કારની જેમ, પ્રણયનાથનાં પ્રત્યક્ષ દર્શન થાય છે, અને નિજ હૃદયદેવીને આત્માની સ્નેહલ હાસ્યચાંદનીમાં નહવરાવતાં, તેઓ પણ એ મધુરમનું એટલી જ ઉત્કટતાથી પાન કરી રહે છે.

૨૪. રાજહંસ

પ્રેમયોગના પ્રકાશને આવરી લેતી વિયોગના અન્ધકારની ઘડી હજુ દૂર છે. જીવન હજી પ્રાતઃકાળની ઉષામાં વિહરે છે. દાદા જમાનાનો એક સ્ફુલિંગ માત્ર નેપથ્યમાં પ્રગટી ચૂક્યો છે, પરંતુ તેની આંધી તો ભાવિના દૂર-સુદૂર પટ પાછળ ધૂંધવાતી પડી છે. અત્યારે તો દિલ દિલમાં સમાન પ્રેમોર્મિઓ ઊઠી રહી છે અનુરાગનો મઢારનાર, પ્રાણઓનો ઉગારનાર જયન્ત પ્રિયતમાના અંતરમાં પ્રેમના વિજયનો કીર્તિસ્થંભ રોપી ઊભો છે અને પ્રશાન્ત સ્નેહે સુહાતાં આ બે પ્રેમીઓ, હિમાલયના સરોવરે, કૈલાસથી ઊતરી આવતા એક પુણ્યસ્રોત

હંસયુગલમા નિજ આત્માના અદ્વૈતનુ પ્રત્યક્ષ દર્શન કરે છે એ શુભ્ર-પાંખાળો રાજહંસ અને ધવલ ચાન્દની શી વિલસતી તેની રાજહંસીના સહજ-નિર્મળ હૃદયાવેગ જયા અને જયન્તના પ્રેમપિપાસુ હૃદયમા માનવ અને પ્રકૃતિની એકતાનો, તેમના અંતરંગ સાયુજ્યનો એક એવો અલૌકિક નાદ જગાવે છે, જે નાટકમા એવી જ સુરમ્ય, હૃદયસ્પર્શી કવિતાના અમૃતરસ દ્વારા આ ગીતમા નીતરી રહે છે જ્યાનુ પુણ્યોજ્જ્વલ કૌમારહૃદય એ રાજહંસોને, સ્નિગ્ધ-વિનમ્ર ભાવે, તેમની દિવ્યતાનું, તેમના ઐશ્વર્યનું, તેમના લોકોત્તર સ્વરૂપનું દર્શન કરાવી, તેની સાથે મનુષ્ય તરીકેની પોતાની ક્ષુદ્ર પરિસ્થિતિનુ, પોતાના રંક દારિદ્રનુ, પોતાની પાર્થિવ પામરતાનુ સ્મરણ કરાવી, માનવકુળને ઉદ્ધારવા નિજ સરોવરતીરે પધારવા ઉદ્બોધન કરે છે, ત્યારે માનવ અને દિવ્યના વિરોધાભાસ જેવા આ ભાવચિત્રની પાછળ મનુષ્યહૃદયની દિવ્ય પ્રેરણા માટેની સનાતન આરજૂ સ્વા હૃદયગમ ભાવે પ્રતીત થાય છે। અને આ પ્રતીતિનો પ્રકાશ, એ શાશ્વત આરજૂના આવેગમા તાદાત્મ્ય પામતી મનુષ્ય અને પ્રકૃતિની અંતરતમ એકતાને આ સુન્દર આહ્વાહન-ગીતમા કવો નૈસર્ગિક ઉઠાવ આપે છે।

## ૨૫ વિયોગ

વિયોગના આ પ્રણયગીતમા રસાર્દ્ર ભાવોની વિશદતા અમુક અંશે ઊર્મિમય આલેખનની સહજ અસ્ફુટતા તળે ઢકાઈ જાય છે, તેમ છતા કાવ્યના શબ્દપાટમાથી ધીરેધીરે પ્રતિબિમ્બિત થતો સ્નેહવિયોગનો અચૂક ધ્વનિ સહૃદય વાચકના ચિત્તમા, ઔત્સુક્ય અને નિરાશા, આવેગ અને ઉત્કટતા, ઝખના અને વિષાદ-એ વિવિધ તત્ત્વોને પોતામા સમાવી લેતી રમતલ્લીનતાના એક સુમધ્ય ચિત્રની છાયા ઉપજાવ્યા વિના રહેતો નથી આન્તરવેદનાથી મતપ્ર પ્રણયી, તિમિરના પ્રતીકરૂપ

અશ્રુઓના આહ્વાહનને અવગણી, પોતાના અપરિપૂર્ણ સ્નેહજીવનને ભ્રમતા મથતા ઝંઝાવાતના ઓળાઓ પ્રતિ પીઠ માંડી ઊભો રહે છે, ત્યારે એની સ્થિર દૃષ્ટિ, રસની જે અનુભૂતિ પોતે માણી છે તેની પાર્શ્વભૂમિ પરથી વિશ્વની સનાતન રસસૃષ્ટિ પર નિશ્ચલ મીટ માંડી રહે છે, એ પ્રસંગની પાછળ જીવનનું કેવું શાશ્વત સત્ય વિરાજે છે! અવની પર તિમિર ઊભરાતું હોય કે ગગન પર પ્રકાશ રેલાતો હોય, હૃદયમાં જે ચિરંતન રસતત્ત્વની ઝાંખી કરી છે તેનું દર્શન સંગે તે સંયોગોમાં માનવઆત્મામાં અવ્યાબાધ ઝળકી રહે ત્યારે જ એ ચૈતન્ય-પોષક રસદર્શન દ્વારા જીવનની ધન્યતા સર્જાય છે:

શુભ વ્યોમ પ્રભા તમને શુભ હો,
તિમિરે અમ આત્મવિહાર રહો......
ધન ! જા, અયિ ! જા, તુજ તાડન ઘોર
સમુ કદી હું નહિ નૃત્ય કરું;
જરી જો ! તમગાજની પાંખ નીચે
જગ ગાજી રહેલ, હું કેમ ડરું!

પરંતુ એ અવસ્થામાંય મનુષ્યહૃદય તેણે અનુભવેલી અનેકાનેક રસોર્મિઓને વીસરી શકતું નથી. વિયોગની ગાઢ વિષાદછાયા તળે, માનવીની સ્મૃતિમાં અંકાઈ રહેલા એ પ્રણયભાવો કોઈક સાહજિક પ્રસંગે પ્રતિધ્વનિત થઈ, સ્નેહીના હૃદયમાં થનગની ઊઠે છે અને કેટલીયે વાર એ સંયોગોમાં પ્રણયાકુળ પ્રેમીના સ્મરણમુકુરમાંથી ઉદ્ભવતું, પૂર્વે માણેલા રસાનુભવનું પ્રતિબિંબ અવાચ્ય મનોદશા ધરતું, મનુષ્યના ચિત્તમાં અંકાઈ રહે છે. તેના ઉદાહરણરૂપે—

પ્રિય, રમ્ય સખિ!
ઝીણું 'પ્રેમ' લખી,

રસતીલી મીટે મુજ મુગ્ધ કરે,
દૂખનું જ ગમ્યું!
દૂખ તો અશમ્યું,
રસપ્રાણ ભલે મધુરું શું સૂરે......

આ પંક્તિઓમાં વિયોગની ગ્લાનિને વિદારીને સુહાતુ રસજીવનની સ્મૃતિનું કેવું ભાવનામય, મુગ્ધ પ્રતિબિંબ ઝિલાય છે!

અને રસાનુભવનું આ દિલચસ્પ ચિત્ર ચિરંજીવ જીવનદર્શનની સ્થિરતા પ્રાપ્ત કરી, ભાવિના ગર્ભમાં સમાએલા પુનિત જીવનની એકતાને આત્મસાત્ કરે છે, ત્યારે પ્રેમાઉરનાં ઊંડાણેથી, તિમિરનાં આવરણથી મુક્ત બનેલી, એ જ શાશ્વત સ્નેહજ્યોતિ પુનઃ ઝળહળી ઊઠે છે અને તેની નિર્મળ દ્યુતિ પ્રેમરસે સુહાતા માનવહૃદયના ઊર્મિભાવોને પોતાની આભાથી પ્રકાશિત કરે છે:

ભરી નેત્ર વિશાલ વિયોગ સીંચે,
ત્યમ પ્રેમ વિકાસી–વિકાસી હીંચે;
તિમિરે રમ કે રમ ચન્દ્ર વિષે,
જગતે અમ આત્મવિહાર થશે.
મુખપાંખડીમાં રસતૃપ્તિ દીપો,
તુજ દીપ્તિજલે મુજ આત્મ છીપો![1]

કેવું સુરમ્ય છે, પ્રેયસીના વદનકમળમાં રસાનુભવની પૂર્ણ તૃપ્તિ દીપી ઊઠે, અને એ દીપ્તિના અમૃતનીરથી નિજ આત્માની તૃષા છિપાય, એ મંગલ અભિલાષાને વ્યક્ત કરતું પ્રેમીહૃદયનું આ ભાવદર્શન!

## ૨૬. રસસમાધિ

બાલજીવનની પ્રિય સખી કાન્તિકુમારીના ઉલ્લસિત દર્શને ઇન્દુકુમારના હૃદયમાંથી પ્રગટતું આ પ્રેરણાત્મક જીવનગીત, તેમાં સમાએલા

પ્રેમાઞ્જલિના વિકસતા ચિત્ર દ્વારા, દીર્ઘ વિયોગ પછી જયાના પુનિત દર્શને જયન્તના અન્તરાત્મામાંથી વિકસ્વર થતા રસાઞ્જલિના અનુપમ દર્શનગીત–"એક જ્વાલા જલે તુજ નેનનમાં"–નું સ્મરણ કરાવે છે. એ ગીતમાં જીવનની તપશ્ચર્યાથી પાવન થએલા પ્રેમયોગીનો આત્મા, નિજ હૃદયેશ્વરીના આત્મા સહ રસસમાધિની તલ્લીનતા અનુભવતાં, વિશ્વવ્યાપી રસસૃષ્ટિનો મંગલ સાક્ષાત્કાર કરી રહે છે; ત્યારે "ઇન્દુકુમાર"ના આ ભાવાત્મક સ્નેહગીતમાં વર્ષો પછી અંકુરિત થતા પ્રેયસીના અભિનવ દર્શને નાયકના હૃદયમાં બાલસખ્યનાં સ્મૃતિકુસુમો પ્રફુલ્લિત થઈ પમરી રહે છે. બાલજીવનનાં એ પ્રેમલ સંસ્મરણો સ્મૃતિપટ પર તાજાં થતા, તેની મધુગ્ય ઇન્દુકુમારના દિલને કો મનોહારી કુસુમિતતાના અદ્ભુત સોહાગે છાઇ રહે છે, અને તેના અંતરમા સંચિત થએલા મુગ્ધ ઊર્મિભાવોને મધુર લાલિત્યથી સ્નેહાર્પણના આ સુકુમાર પૂજનગીતમાં વહાવે છે. હૃદયમા વિકસ્વર બનેલો પ્રેમનિધિ, કોમલ ભાવે, ઇન્દુકુમાર પ્રેયસીના ચરણે ધરે છે અને તેના અંતરમાં એકલીન બનતાં, રસાનુભૂતિના તાદાત્મ્યનું ચિત્ર એની ચિત્તસૃષ્ટિમાં જેમજેમ આકાર પામતું જાય છે, તેમતેમ વ્યાપક બનતી રસસમાધિમાં વિકાસ પામતા પ્રેમના આદર્શ સ્વરૂપ દામ્પત્યનું જીવન્ત દર્શન મૂર્ત બનતું આ ઉજ્જ્વળ પ્રેરણાગીતમાં આપણે નિહાળી રહીએ છીએ.

## ૨૭. વિશ્વરસની ઝાંખી, ૨૮. રાસનિમન્ત્રણ

"શાહાનશાહ અકબરશાહ"માંનાં આ બન્ને ગીતો, મુગલ શહેનશાહતના વૈભવને મિનારેથી ધર્મની સર્વતોસ્પર્શી આંતરિક એકતા–પ્રજાજીવનને સૃષ્ટિપ્રેરણા સાથ સાંકળતી, જગતને પ્રકૃતિની પરિમલે મહેકાવતી, માનવઆત્માને દિવ્યાત્મામાં સમાવતી–એકતાનું દર્શન કરવા ઝંખતા અકબરના મૂક અન્તરાત્મામાં, સન્તોનાં પ્રેમભક્તિપૂર્ણ

પ્રેરણાગાન દ્વારા, નિસર્ગનાં અનંત દૃશ્યોમાં પ્રફુલ્લતા ચૈતન્યસ્વરૂપ પરમ રસતત્ત્વના તાદાત્મ્યનો ઘોષ વહાવે છે. વૃન્દાવનની સન્તમંડળીના આ અનુપમ દૃશ્યમાં, વિવિધ પ્રદેશના સંતો, વિશ્વરસને ઢૂંઢતા એકત્ર થાય છે, અને નિજનિજના જીવનની અનુભૂતિ દ્વારા, અદ્વૈતાનંદના વ્યાપક રસાનુભવમાં આત્માનું સંગીત વહાવે છે, ત્યારે સંસારતપ્ત મીરાંબાઈને એ રસની ઝાંખી કરાવવા સન્ત શ્રી હરિદાસજીના આદેશ તળે ઉદ્યત બનતા શ્રી નન્દદાસજીના, અણમોલ રસદર્શન સમા, આ પ્રકાશગીતમાં, કે તાનસેન જેવા સંગીતવરને આવકારતાં પિતૃવરની ધન્યતાથી ઉલ્લાસી ઊઠતા ખુદ શ્રી હરિદાસજીના હૃદયમાંથી પ્રફુલ્લી રહેતા રાસનિમન્ત્રણના ઉદ્બોધનમાં, તેમાં સૂર પુરાવતા નરશ્રાળાજન્દારૂપે, અકબરશાહ સમો ધર્મદ્રષ્ટા સૃષ્ટિનો અવ્યાહત નાદ સુણી રહે, એ અપૂર્વ પ્રસંગે વિધિની કેવી મંગલ ક્ષણ હશે—જેના ઉદરમાંથી મોગલાઈના પ્રાણવાન યુગને જીવનનું અમૃત પાવા સરજાએલો સર્વધર્મસમન્વયનો મહાન આદર્શ અકબરે પોતાના મૂર્તિમન્ત કર્તવ્યરૂપે પ્રગટ થતો નિહાળ્યો હશે!

[૨૭] "વિશ્વરસની ઝાંખી"—આ પ્રકાશપ્રેરક દર્શનગીતનો શબ્દેશબ્દ જાણે વિશ્વના અણુએ અણુમાં ટપકતો અનન્ત રસ ઝીલી લઈ, તેને એક સર્વતોવ્યાપી ચિત્રદર્શનમાં પલટાવવા ઉત્સુક બને છે. પ્રકૃતિનાં કેટલાંક સુરમ્ય દૃશ્યો—સૃષ્ટિનાં કેટલાંક ગહન સ્વરૂપો, જેવા થોડાક ભાવવાહી કલાસ્પર્શો દ્વારા કવિએ આ ગીતમાં વિશ્વના વ્યાપક રસસ્વરૂપનું આલેખન કર્યું છે.

[૨૮] "રાસનિમન્ત્રણ"—પ્રેમભક્તિની પરાકાષ્ઠાએ, એકત્રિત થએલી સન્તમંડળીના કેન્દ્રરૂપ શ્રી હરિદાસજી રસરાજ પરમાત્માને વૃન્દાવનની રસકુંજોમાં આવી રાસ રમવાનું નિમન્ત્રણ આપે છે, અને તેની સામે ગગનમાં વિલસતી પરબ્રહ્મની સનાતન રાસરમણાનું ચિત્ર

ધરે છે, ત્યારે પૃથ્વી અને વ્યોમમા, સૃષ્ટિ અને બ્રહ્માડમા ખેલાઈ રહેલા શાશ્વત રાસના ધ્વનિ–પ્રતિધ્વનિ મનુષ્યના હૃદયમા સામમામા ગુજી ઊઠે છે તેમાથી વહેતી રસસુધાનું પાન કરતી સન્તમડળી જેમ જેમ એક અલૌકિક આનન્દસમાધિમા લીન બને છે, તેમતેમ વિકમતા એ જીવનદર્શનમા માનવઆત્મામા વિસ્તરતી દિવ્યતાનુ આપણને મૂર્ત પ્રતિબિંબ સાપડે છે

૩૧. જીવનસંગમ

પ્રેમની રમપ્રભા પાથરતું, શુભ્ર જ્યોત્સ્ના રી નિર્ભરતા વદાવતુ, ગુર્જર સાહિત્યના પ્રેમનાટકોના મુકુટમણિ શુ "જહાગીર–નૂરજહાન'નુ વિશિષ્ટ વાતાવરણ આ લયપૂર્ણ ઊર્મિગીતમા વિશદ સ્વરૂપે સુહાગી રહે છે. ચિરતન રસસમાધિમા મસ્ત બનેલા નૂરજહાન અને ફકીરબાદશાહ પોતપોતાના હૃદયની અનુભૂતિ દ્વારા પ્રેમનુ સ્વરૂપ પ્રત્યક્ષ ભાવદર્શનમા પ્રગટ કરવા મથે છે પૃથ્વીને આરે ઊભી, સૃષ્ટિનો વિસ્તાર નિહાળતી નૂરજહાને જીવનમા સૌન્દર્યને મૂર્ત કર્યું હોય છે, જગતમા રમની ઝાખી કરી હોય છે, વિશ્વમા સુહાતા પ્રેમનું દર્શન પણ કર્યું હોય છે, પરતુ એ અનુભૂતિ હજુ સ્વયકેન્દ્રિત જ છે, જોકે તેના ઋજુતા અને લાલિત્યની મોહકતા અવર્ણનીય છે એટલે જ રસાનુભવના વિમલ દર્શને તેના મુખેથી–

જમને આરે પ્રેમપથીના જીવનસગમ થાય;
આયુષ્યભરમા એક વાર તો રસના રામ રમાય ..

–જેવી પક્તિઓ સહજપણે વહી રહે છે પરતુ તેની સામે ઊભેલા સ્થિતપ્રજ્ઞ શા ફકીરબાદશાહ તો અનન્તની શોધમા પ્રેમની એ સીમા ક્યારના ય વટાવી ચૂકયા છે વૈયક્તિક પ્રેમની પરિમળ એક સમય તેમણે ય મુક્ત મને માણી છે પરતુ કેવળ તેનાથી પરિતૃપ્તિ થઈ નથી એમનુ દિલ તો નિજ આત્મામા મહેકી રહેલી પ્રેમની સૌરભને વિશ્વની

પ્રેમચેતનામાં વહાવવા મથી રહ્યું છે. એ જ છે એમના જીવનની સનાતન આરજૂ, જે માનવજાતિને સંબોધતી, એક સુસ્થિત અને વ્યાપક જીવનદર્શનરૂપે એવી રીતે ઝળકી રહે છે કે ત્યારે વિશ્વાત્માની એકતાના રમ્યગીતનો સૂર નૂરજહાનની પ્રેમબસરીના સૂર કરતાં કેટલો ભવ્ય અને પ્રેરણાદાયી છે તેનો આપણને કાઇક આભાસ થાય છે. નૂરજહાનની ઉપરની પંક્તિઓ સામે ફકીરબાદશાહની નીચેની પંક્તિઓ મૂકતાં એ આભાસ વિશદ બને છે:

રસને આરે પ્રેમપખીના જીવનસંગમ થાય;
આયુષ્યભરના આત્મ આત્મના રસના રાસ રચાય...

નૂરજહાન તથા ફકીરબાદશાહની ભિન્નભિન્ન કક્ષાઓ દ્વારા પ્રત્યેકના જીવનદર્શનનું અનોખું, સુભગ સ્વરૂપ જે રીતે વ્યક્ત થાય છે અને પરસ્પર સંકળાઈ જઈ, એકમેકમા ઓતપ્રોત બને છે, તેમાં પાર્થિવમાથી અપાર્થિવમાં, માનુષીમાથી દિવ્યતા પ્રતિ, રસાનુભવની અંતરંગ પરિણુતિ સાધવાની કવિશ્રી ન્હાનાલાલની સબળ કાવ્યશક્તિનું આપણને દર્શન થયા વિના રહેતુ નથી.

## ૩૨ વિશ્વલીલા

સૃષ્ટિનાં વિવિધ દશ્યો વિશ્વની સનાતન સૌન્દર્યલીલામાં જુદાજુદા આકારો ધારણ કરી સોહાય છે, પરતુ એ સર્વને પોતાના બાહુમાં આવરી લેતી બ્રહ્મલીલા તો અનન્ત સમગ્ર સૃષ્ટિ પર પોતાના અજબ સૌન્દર્યરંગો વહાવી રહે છે—ઋજુ અને ગહન, ધીર ને ઊર્મિલ, સૌમ્ય તથા ઉત્સુક, પાર્થિવ અને દિવ્ય.... .આ બધા રંગોનાં નિરનિરાળા મત્ત્વોનું સૌન્દર્યદર્શન "જહાગીર—નૂરજહાન"નાં પ્રેમીઓની પ્રણુયગાથાને પ્રબળ ઉઠાવ આપતી એક અદ્ભુત પાર્શ્વભૂમિની આ ગીતમાં રચના કરે છે એમ શુ નથી લાગતું? બીજાં સ્વરૂપોની સાથ, ફકીરબાદશાહની ચિત્તસૃષ્ટિમાંથી ઉદ્ભવતા,

પ્રીતમના ને પ્રિયાના પ્રેમના રંગો સનાતન...

આખા નાટકના પ્રધાન ધ્વનિ પર લક્ષ કેન્દ્રિત કરી, રસાત્મક સૌન્દર્યે તેને વિશદ સ્વરૂપ અર્પે છે.

૩૩ દિલનાં સિંહાસન

રસસૌન્દર્યના સુકુમાર રંગ મનુષ્યહૃદયમાં પરિપૂર્ણ થાય છે, ત્યારે તેની સ્નેહાર્દ્ર એકતાનતામાંથી જીવનનું તાદાત્મ્ય પ્રગટે છે, પરંતુ કેટલીયે વાર એ સૂક્ષ્મ રંગો પૃથ્વી પર વિહર્યા જ કરે છે, સૃષ્ટિને ભરી દે છે, છતાં માનવહૃદય એની ઊંડી તિતિક્ષામાં તેમને સ્પર્શી શકતું નથી. એની ઝંખના તેના અંતરમાં જલ્યા કરે છે, એની અભીપ્સા સદાય અપૂર્ણ જ રહે છે અને છતાં ય, ક્યારેક એ રંગના મૃદુ સ્પર્શ એકવ માનવઆત્માને ક્યાંક અડકી જઈ, પુનઃ વિલીન થઈ જાય છે, ત્યારે એ એકલતાનું ભાન માનવીના અંતરમાં દિવાસ્વપ્નની પેઠે ઊંડી ગએલા રસાનુભવના એ સ્વપ્નને આત્મસાત્ કરવા મથી રહે છે. પરંતુ એ ચિરંતનતાની ઝંખના ભાગ્યે જ પૂર્ણ થવા સરજાઈ હોય છે અને મનુષ્યનું હૃદય એ જ આશાભંગમાં ગહન ગ્લાનિ અનુભવતું, જીવનનું વિષાદ સંગીત રેલાવે છે, ત્યારે અનારકળી શી રૂપકન્યાના મુખથી ઝરતી આ કાવ્યપંક્તિઓ એ દુર્દમ્ય એકલતાને પ્રબળ વેધકતાની કોઈક અનેરી છાયા અર્પે છે.

૩૪ અનામી નામ ત્હારું

પ્રેમસમાધિમાં મસ્ત ફકીરબાદશાહ નિજ પ્રેમની પ્રતિમાને આકાશ ને પૃથ્વી, સૃષ્ટિ અને બ્રહ્માંડના સ્વરૂપેસ્વરૂપમાં ઢૂંઢી રહ્યા છે, પરન્તુ એ ચિરંતન શોધ હજુ અપૂર્ણ જ રહી છે. કોઈ જાણે છે, શું સ્વરૂપ છે એ પ્રાણપ્રતિમાનું? ક્યાંથી સાંપડે જગતના નામસ્વરૂપ આકારોમાં જીવનના ઉષ:કાલની એ પ્રતિમા, જેના નામનું પ્રતિબિંબ

જ અનામી છે? અનન્તતાની શોધ ત્યારે ભલે રહે અપૂર્ણ, પરંતુ તેનું અનામી સ્વરૂપ આ મસ્ત પ્રેમી હૃદયને એટલી હદે વ્યાપી રહ્યું છે કે તેની નિરસ્ત ઝંખના જ તેની શોધનો શાશ્વત પ્રકાશ બની રહેશે. એ પ્રકાશનાં તેજપુંજમાં, કશાયની પરવા વિના, આ મસ્ત પ્રેમી નિજ પ્રિયતમાની મૂર્તિને ઢૂંઢી રહેશે–સદાય ઢૂંઢી રહેશે.

પાર્થિવ પ્રતિબિંબમાં અપાર્થિવ સ્વરૂપને ગ્રહવાની તીવ્ર માનવ-ઝંખના નિસીમ તિતિક્ષા દ્વારા કેવી અદ્દભુત જીવનપ્રેરણા સરજાવી શકે છે તેના ઉજ્જ્વળ દૃષ્ટાંત રૂપે "જહાંગીર–નૂરજહાંન"માંના આ પ્રેમ-ગીતને મૂકી શકાય.

૩૫ પેલે પાર

પરસ્પર સંકળાએલા સૌંદર્યદર્શન અને પ્રેમતત્ત્વનું "જહાંગીર–નૂરજહાન"માં રહસ્ય ઉકેલતા ફકીરબાદશાહ સરોવરસુન્દરી સમીપ પોતાના પ્રણયજીવનનાં સંસ્મરણો આલેખે છે, ત્યારે એ વિશિષ્ટ દૃશ્યને નિજ વ્યક્તિત્વ દ્વારા મૂર્ત કરતી સૌંદર્યમૂર્તિ સમી સરોવરસુન્દરીના અંતરમાથી પ્રેમની એ જ અનન્ત અભીપ્સાનો જીવનસાદ આ ગીતમાં વહી રહે છે. જે ભોમ પર પોતે ઊભી છે, તે સૌન્દર્યથી આવૃત્ત છે અને એ સૌન્દર્યસૃષ્ટિના હાર્દમાંથી પ્રગટેલા રસઝરણાનું પાન કરી તેણે જીવનમાં પ્રણયનું દર્શન કર્યું છે. પણ એ પૃથ્વી-વિહરતા પ્રણય પછી હવે શું? ક્યાં છે એ સ્વાનુભવને વ્યાપક જીવનની ઉષ્મા અર્પતી ચિરંજીવ પ્રેમસંજીવની? બીજે ક્યાંય નહિ, બીજે ક્યાંય નહિ, મનુષ્યહૃદયમાં છે એની જ્વલંત ચિનગારી, અને પૃથ્વીને આવરી લેતા અગાધ વિશ્વમાં સ્ફુરે છે એનાં નિગનિરાળાં સ્વરૂપ. એ બન્નેને સાંકળી લેતી એકમાત્ર છે આત્માની ઉત્કંઠા, જેનો અચળ નાદ આ મનોરમ ગીતના મુગ્ધ ઊર્મિભાવ દ્વારા, સરોવરસુન્દરીની પ્રેમઆરઝૂમાં સ્ફુટ થાય છે:

આ આરે મ્હારી દેહ ઊભી છે,
ત્ય્હાં છે આતમગામ
આ આરે મ્હારી આશાની કુંજો,
ત્ય્હાં છે પ્રેમમંદિર
મ્હારે જાવું છે પેલે પાર

૩૬ હૃદયની વાત

ગ્રીષ્મના આગમને, પ્રણયના ગૂઢ સ્મરણોને મનુષ્ય ॥ હૃ યમા પોતાના ઊર્મિગાન દાગ તાજા ક્ગતી કોરન ઼ દસ્ય આ સુંદર ગઝલરૂપ ગીતકાવ્યની વિકસતી ભૂમિકા સર્જે છે તેની પાર્શ્વભૂમિ પર એક તરફ સ્મિત વેરતી પ્રિ‌ન સખી રજનીના શિરે જ્યોત્સ્નાનો અભિષેક કરતા ચન્દ્રરાજનું ચિત્ર સોહાય છે, ત્યારે બીજી તરફ સ્નેહના આવેગથી ઉછાગા મારતું ઉત્કંઠિત માનવહૈયું વિલસે છે પરન્તુ ચન્દ્રને ગ્રસવા જેમ મેઘમંડળનું શ્યામ આવરણ તૈયાર ઊભું હોય છે, તેમ પ્રણયની ખીલતી જ્યોત્સ્નિકાને ડારતું વિરહની તમિસ્રાનું ગ્રહણ પણ સામે જ ખડું હોય છે પણ તો ય કેવી રીતે બુઝાવી શકવાની હતી પ્રેમી હૃદયને એની ભયાનકતા? જ્યા સુધી વ્યોમે પથે અમૃતદીપ લઇ તારકો ઊભા છે ત્યાં સુધી, પ્રણયની ચન્દ્રિકામાં કે વિયોગની તમિસ્રામાં, ચિર તન પ્રેમ પોતાના પ્રિય પાત્ર સાથે ભાવાત્મક એકતા તા દ્વારા, આંતરિક તલ્લીનતા સાધી શકવાનો છે જ એ નિ:સંદેહ છે

હજો અન્ધાર કે જ્યોત્સ્ના હજો ગીતશબ્દ કે શાન્તિ
હૃદ ન ઊછળે હૃદય મળતા, હૃદય ઊર્મિ ન મ્ છે ની

અને આશાની અચગ ધ્રુવતારિકા, વિશ્વના વ્યોમપ઼ પર ઝળ કતી, જીવનની રસતારિકાને એની પ્રેમકિસ્તી સૃષ્ટિના વિશાળ પ઼ પર વહાવવા આદેશ આપે છે, ત્યારે ઉત્તરે પ્રેમી હૃદયોના અંતિમ મિલનનું દર્શન બ઼ દૂર નથી

કદી સુકુમાર ગુલસૌન્દર્યના તુજ તેજમાં રસીલી!
કહીશ, મધુહાસ તુજ ઝીલતા, હૃદયની વાત અલબેલી!

૩૭ સાગર સખે!

ન્હાનાલાલની રસોન્મુખ ઊર્મિલતામાં જ્યારે વિરહમાંથી પ્રગટતી આરજૂનો ગહન સૂર ભળે છે, ત્યારે મિલનની તિતિક્ષાનું કોઈક અજબ સૌન્દર્ય એ ભાવોમાંથી પ્રસરતો હૃદયની અંતરતમ પ્રાર્થનાને છાઇ રહે છે. દિલની આવી કંઇક અનુભૂતિને વ્યક્ત કરતું, સૃષ્ટિસ્વરૂપો પ્રતિ દૃષ્ટિપાત કરતું અને તેમાંથી પોતાની પ્રેરણા મેળવતું, એક અનુપમ ઉદ્‌બોધન-ગીત અહીં આપણી સમક્ષ ઉપસ્થિત થાય છે. તેના કેન્દ્ર રૂપે જ્યોત્સ્ના અને સાગરના પરસ્પરના આકર્ષણમાંથી વિકાસ પામતું પ્રકૃતિનુ એક વિશિષ્ટ સ્વરૂપ છે, જ્યારે તેના આદર્શ રૂપે, ઝંખનાની તલ્લીનતામાંથી આગળ વધતું તાદાત્મ્યની એકતાનુ સંભવિત દર્શન છે. જ્યોત્સ્નાનુ પોતાનુ એક ખાસ રસસ્વરૂપ છે, જે માનવીના દિલને મંત્રમુગ્ધ કરે છે; પરન્તુ સાગરના ગહન નાદોની પાછળ સ્ફુર્યા કરતા અનેકવિધ ભાવો નિહાળતા ચન્દ્રિકાનું હૃદય, વિશાળ સૃષ્ટિમાં મહત્ત્વનું સ્થાન ધરાવતા પોતાના વિશિષ્ટ સૌન્દર્યસ્વરૂપથી કેવળ સંતુષ્ટ થઇ શકતું નથી. પૃથ્વીપટ પર વિહરતા મહાસાગરના હાર્દમા કોઇક એવું વ્યાપક તત્ત્વ વિલસે છે, જેનાં ઊંડાણમાંથી ગામ્ભીર્ય, ગૌરવ તથા જીવનના મંથનનુ વિરાટ સંગીત પ્રકૃતિના અનેકવિધ સ્વરૂપોને જગત સાથે તાદાત્મ્ય સાધવા સાદ દે છે. ચન્દ્રિકા, નિજ સ્વરૂપે ગમે તેટલી તેજવતી, ગમે તેટલી ગૌરવપૂર્ણ હોવા છતાં, સાગરના વિરાટ સ્વરૂપને, એક બાલિકાના સરખા મુગ્ધ સ્નેહના આકર્ષણે પોતામાં સમાવવા કેટલી હદ સુધી સમર્થ થઇ શકે? જ્યાં ય એક બાલક સરખા નિર્દોષ પ્રેમભાવે તે સામે વિરાજતા મહાસાગરને કર્તવ્યની જીવનસાધનામાંથી ફલિત

થતા ચિરંજીવ અમૃતનો પોતાને લાભ આપવા વિનવે છે. કલ્પના-સર્જનની આ કાવ્યાત્મક ભૂમિકાએ, એક રસઝંખતી મુગ્ધાના ઉરમાં વિલસતી મિલન અને તાદાત્મ્યની ઉત્કંઠા, સાગરમાં મૂર્ત થતા પ્રકૃતિના વિરાટ સ્વરૂપ પ્રતિ આર્જવભર્યા સ્વરે જીવનની પ્રેરણા યાચતી, જે મધુરતાપૂર્વક વહે છે, તેનું સુકુમાર આલેખન આ હૃદયસ્પર્શી ભાવ-ગીતમાં આપણે પામીએ છીએ. યાચનાના એ સહજ તલસાટને આરંભની એ પંક્તિઓ કેવી નિતાન્ત ઋજુતાથી મૂર્ત કરે છે અને તેનો પડઘો સમગ્ર ગીતના ઉરમાં એક અવિસ્મરણીય છાયા સાથે કેવો વહેતો મૂકે છે!

પરન્તુ પોતાની અલ્પતાનું ભાન છતાં, ચન્દ્રિકા અંતરની રસાત્મક એકતાનના દ્વારા, મહાસાગરના હૃદય સાથ મિલન ઝંખતા, અને એ મિલનમાંથી જીવનના અમૃતમંથનનું પાન કરવાની ઉત્સુકતા દાખવતાં સહેજ પણ અચકાતી નથી

મુજ ઉર તુજ પર ઢાળીને હું પોઢી છુ ભરરાત, હો!
મુજ ઉરમાં અધસ્ફુટ કંઇ ભરતો સખે! તું ગા...

સ્નેહના નિર્મળ આવેગમાંથી પ્રગટેલી આ નૈતિક હિંમત અંતે રસશૃંગારના કોમળ પ્રકાશમાં સુહાતા એક સુરમ્ય ઊર્મિચિત્રમાં ઓતપ્રોત થઈ જાય છે, એ વસ્તુસ્થિતિ ન્હાનાલાલની મુગ્ધ-લલિત શૃંગારભાવનાના પ્રતીક રૂપ આ ઉત્કંઠાપૂર્ણ ભાવનાગીતને ગુજરાતી કવિતામાં ચિરંજીવ સ્થાન આપવા માટે પૂરતું છે.

બીજી તરફ, સર્વવ્યાપી વિરાટમાં ન્હાનકડી અલ્પતાનું પણ સ્થાન છે અને એ સ્થાનને અનુરૂપ તેનું પોતાનું સૃષ્ટિકર્તવ્ય છે, એ ભાવ પણ આત્મશ્રદ્ધાથી ઓપતી ચન્દ્રિકાના વિનમ્ર સ્વરમાં કેવો દીપી ઊઠે છે!

તુજ પ્રાણમાં અમી રેડવુ, રેડી પછી મ્હારે જવુ;
હું આચમીશ, અણઆચમ્યા કંઈ ગીત ત્હારા ગા...

—જોકે સાગરના અગમ્ય જીવનસંદેશનો પોતાને માટે જે વિરલ અર્થ છે તે તો સદાકાળ અનાહત જ છે

સાગર ભણે! મુજ કાનમા એવુ અલૌકિક ગા,
જીવ્યુ જીત્યુ લાગે મ્હને એવુ હવે પ્રિય! ગા...

૩૮ નયણાંની ધાર, ૩૯ આસુના ભેદ, ૪૦ વળામણાં, ૪૧ વિતકની વધાઇઓ

આગળના કાવ્યો તથા ગીતોમા આપણે સ્નેહી હૃદયના અનેક ઊર્મિભાવો, મુગ્ધ કામનાઓ, પ્રણયની આશાઓ, જીવનના ઉમગો, ભાવિની આકાક્ષાઓ કવિના કલ્પનાફલક પર વિસ્તરતા, વિવિધ સ્વરૂપે વિહરતા, આત્માના સંગીત સાથે તાલ લેતા નિહાળ્યા છે ઝખના સાથે આશાની ધ્રુવતારિકા એ સર્વભાવોને જ્યારે પોતાના અવિચળ પ્રકાશથી ઉજાળે છે, ત્યારે અતરની ગમે તેવી તિતિક્ષા પણ એ અટલ જીવનસત્ત્વના ઓજ સથી પ્રભાન્વિત બને છે. પરતુ તેની સામે નિરાશાના વાદળ પણ ઘેરાતા જાય છે. હતાશા અને અન્ધકારના થર ને થર એ વાદળો ખડકે છે અને માનવીના વર્તમાનને ગાઢ તમિસ્રાના સામ્રાજ્ય તળે આવરી લે છે. આમ છતા ય, જીવનની એ કાલિમા નિરર્થક નથી હોતી. તેની પાછળ હૈયુ હલાવે એવો ગહન વિષાદ, ગ્લાનિનો આન્તરપટ ચીંધી, ડોકિયા કરી રહ્યો હોય છે. કોઈ સિદ્ધહસ્ત કલાકારને હાથે એ વિષાદનુ વાસ્તવિક રહસ્ય જ્યારે કઈક સ્ફુટ થાય છે, ત્યારે, ખાસ કરીને કાવ્યની રસસૃષ્ટિમા, તેના સૌન્દર્યનુ આકર્ષણ અનેરુ નીવડે છે અને તેનો માર્મિક ધ્વનિ વાચકના દિલને સદાને માટે એક સૂક્ષ્મ આન્તરસ્પર્શ દ્વારા હરી

સે છે "નયણાની ધાર થી 'વિતકની વધાઇઓ'" સુધીના કાવ્યો વિષાદના આવા ભાવોનુ વિવિધ દૃષ્ટિએ આલેખન કરે છે

[૩૮] સ્મૃતિના એમ સ્પર્શે પૂર્વકાળના કઇ કઇ અનુરાગોનુ ચિત્ર તાદૃશ્ય થાય છે, પણ એ અનુરાગો ની નિષ્ફળતામા ય તેની લીલા મનુષ્યહૃદયને અણસ્પર્શી રહેતી નથી નિષ્ફળતાની સજાગતા સાથે તેને પડકે રહેલી અનુરાગની શોભા એકમેકમા સમાઇ જઇ વિષાદનુ જે કરુણ ભાવચિત્ર નિપજાવે છે, તે નીચેની પક્તિઓમા નિર્વ્યાજ સરલતાથી પ્રગટ થાય છે

પૂર્વાનુરાગો સ્મરણે ખડા થતા,
દૈની નિરાશા થકી અશ્રુ ઊભરે,
હૈયે સ્હડીને નયનોથી નીતરે

એ જ રીતે,

મોના અહા! મૃત્યુ પછીથી સ્નેહીના
જેવા ન્સીના સ્મૃતિશેષ ચુમ્બનો

ના મધુર સ્મૃતિચિત્ર સામે જીવનની વાસ્તવિકતાનુ જે કરાલ ચિત્ર કવિ ધરે છે તે, પછીની પક્તિઓમા એટલા જ પ્રબળ ભાવે વ્યક્ત થાય છે

ને મત્ત ઉન્મત્ત મહાનુતાપથી
હા! જીવીના વિર! જે દિનો વીત્યા!
અહા! સ્મરણોના શેનની એ ખાપ
તો બનાવો કોઈ

[૪૦] વળામણા

સ્વપ્નાની પરિતૃપ્તિની ઘડીએ જ પ્રેયસીના હૃદયની સર્વ વાછના ઓથી ભરેલો જીવનનો થાળ મસારદાહક અગ્નિજ્વાલાના સ્પર્શે ઢોળાઇ જાય ત્યારે તેની શુ સ્થિતિ થતી હશે તેનું આમેહૂબ ચિત્ર કવિએ આ

ગીતમાં આપણને આપ્યું છે. પણ એ ભગ્નાશ પરિસ્થિતિ સદાની હતાશાનું ઉગમસ્થાન નથી બની એ એક સંતોષનો વિષય છે. જીવનનો થાળ ઢોળાયો છે, હૃદયની કંકાવટીના ભાગીને ભુક્કા થઈ ગયા છે, કંઠની પ્રેમમાળ વિખરાઈ ગઈ છે. કામણગારા પ્રીતમે લીધી છે વનની વાટ—શા માટે? અને આ તરફ જોગીને લાગ્યો છે મત્યાનાશનો દાવાનળ. પરંતુ એ નિષ્ઠુર દાહકતાની વચ્ચે ઊભી છે શ્રદ્ધાની એક ચિરંતન જ્યોત...

દેવ' સ્નેહીઓના સોણલાં ચિતાગાં યે આવશે...

જીવનનો આ દુઃસહ્ય વિયોગ નથી હતાશા માટે, નથી અન્ધકાર અર્થે તેની પાછળ સાધનાનો એક અદમ્ય આવેગ પ્રજ્જ્વળી રહ્યો છે અને પ્રેયસીના ભગ્નાશ હૃદયમાં એ સ્થિતિમાં ય, ઝંખનાની અવિચલ જ્યોત તે જલતી રાખે છે. એ અલિપ્ત ઝંખના સદાકાળ માટે ભાવિની વિશાળ આશા પ્રતિ મીટ માંડી રહે છે અને તેના પરિપાકને ગમે તે ઘડીએ વધાવવાની તૈયારી અત્યારથી જ કરવા માંડે છે. કેવા પાવનકારી દર્શનમાં ઝંખનાની આ વિરલ ધન્યતા કવિ મૂર્તિમન્ત કરે છે:

નયણે પ્રગટાવી જ્યોત,
  ભરી પૂરી ધૃત મુજ આસુનાં,
ઉરની આશાને ઉદ્યોત
  પ્રિય' ઉતારું તુજ પ્રેમઆરતી.

[૪૧] વિતકની વધાઈઓ

પ્રેમની ભગ્નાશા આન્તરવેદનાના અગ્નિકુંડમાં જ્વાલામાન થઈ, પાછળ જીવનનાં વિતકોની હારમાળા નિહાળે છે, ત્યારે એ પ્રેમસ્વપ્નની સ્મૃતિ કેવી દોહ્યલી લાગે છે! "જયા-જયન્ત"માં જયન્ત એ સ્મૃતિ શૂળનાં, જીવનની જે કરુણતા દર્શાવે છે—

એનાં ગજ્ય ને પાટ, મ્હેલ હતા મનમાનતા,
વનમા તીરથઘાટ જૂ પડ્યા ગે ના જડ્યા ..

—તેની સામે વિષમતાના એ કારમા સ્વરૂપને ઝીલતી જ્યાં દિલના અતિદારુણ આતપનો સાદ દે છે, ત્યારે મસારનો દાહક અગ્નિકુંડ કેવો પ્રજ્જ્વળી ઊઠે છ !

દિલમા મ્હારે લ્હાય, દુનિયા તેમા પ્રજળે
એ અગ્નિ હોનાય, એવુ જયન્ત ! વર્ષજે

કિંતુ એ વિયોગ, એ તપશ્ચર્યા, એ પ્રજ્વલન,—સર્વની પરિસમાપ્તિ દિવ્ય શ્રદ્ધાની અંતિમ જ્યોતમા સમાઇ જાય છે, એ વસ્તુસ્થિતિ, જીવનની આહુતિની સાર્થકતા જેમા પ્રમાન્વિત બને છે, એવા પરમ પ્રેમતત્ત્વનું—અંગત અભિનિવેશો આવરી લેતા વ્યાપક પ્રેમતત્ત્વનુ પ્રતિપાદન કરે છે

ઊગ્યા દુ:ખના ઝાડ, એ પાને પાને પ્રેમ છે ·
પડ્યા વિતકના પ્હાડ એ પથ્થર પથ્થરમાં પ્રભુ

અને આ જ ભાવનુ પ્રતિબિંબ હવે પછીના "જહાંગીર-નૂરજહાન"-માના પ્રસંગોચિત વેદનાગીત—"આશા અમરનામિની"મા ઝિલાય છે એ જ આશા, એક અનસ્ત આશા સુખની છાયડીમા કે દુ:ખના દાવાનળમા, ગાઢ અન્ધારમા કે અનહદ પ્રકાશ તળે, ઝળહળતી શ્રદ્ધાની દિવ્ય જ્યોત

૪૩ લહરિયાં, ૪૪ મ્હારો ઝરૂખો, ૪૫ સાગરિયો શિરમોર, ૪૬ જલધિની જયજયોત, ૪૭ સાગરદેવ

સ્નેહનો અભિનિવેશ જ્યારે સ્વપર્યાપ્ત બની, વિયોગની ઝંખના-માંથી કે કામનાની અતૃપ્તિમાંથી મથનનો વિષાદ જન્માવે છે, ત્યારે આત્મા કેટલી યે વાર વ્યક્તિના સંકુચિત સ્વરૂપમા બદ્ધ થઇ જાય છે —ટાણે પ્રકૃતિનું કોઇક વિશાળ સ્વરૂપ નિજ દૃષ્ટાંત દ્વારા આત્મબદ્ધતાને ઓગાળીને જીવનની વ્યાપકતાનો સદેશ પાઠવતું, તેનો મર્મ સમજાવતુ,

તેની સામે આવીને ખડું થાય છે, ત્યારે વિશ્વના વિસ્તૃત પટ પર વિલસતા સૃષ્ટિના ઔદાર્યને નિહાળતા મનુષ્યને વિશ્વફલકમા પોતાના સાચા સ્વરૂપનું વાસ્તવિક ભાન થાય છે. ચેતનાના વિરાટ પટ પર એ ક્ષણે તેને પોતાના સંકીર્ણ વ્યક્તિત્વની અલ્પતાનુ અને મુક્ત વિહારમા પોતાનુ સાચુ સ્વરૂપ શોધવા મથતા આત્માની ભવ્યતાનુ એકીસાથે વિશદ દર્શન સાંપડે છે.

લહરિયા સાગરમા ન સમાય,
આખનિયા અનન્તમા ઢોળાય...
હૃદયકુંજમા ધૂપસુરભિ સમા
ભાન અહ્લાદ વીંધી જાય...

"લહરિયા"ની આ પંક્તિઓમા ઉપરોક્ત પ્રકૃતિસંદેશનો મર્મ સમજી શકાય છે, અને પછીના ચારે ગીતોમા તેનો ધ્વનિ જુદાજુદા સ્વરૂપે વધુ સ્ફુટ થાય છે "મ્હારો સાગરિયો શિરમોર"મા સમુદ્રના વિશાળ સ્વરૂપની પાર્શ્વભૂમિ પર શોભતુ સાગરના સમુ વિરાટ અને ધીરગમ્ભીર શ્રી કૃષ્ણનુ અલૌકિક વ્યક્તિત્વ, તેની રસિકતાની સૌરભ તથા સૌમ્યતાના ગૌરવ સાથે એકાકાર થતુ જે પ્રેરણાત્મક ચિત્ર સરજે છે, તેને સાહજિક ઓપ આપવામા મહાસાગરના વિગત સ્વરૂપનો કેટલો હિસ્સો છે તે નીચેની પંક્તિઓમા સ્પષ્ટ થાય છે

સાગર લ્હેર સમ લ્હેરે લ્હેરણડો,
સાગર સમ ગભીર,
રત્નાકર સમો રત્ન ઉછાળતો,
રસિયો અને રણધીર..
વૈભવ માણે લ્હોયે જગનો જોગન્દર,
ઋષિજનો ભક્ત ને અધીશ,
રાજા નહિ એ, દ્વારિકાનો ધુરન્ધર
સાગરતીરનો પૃથ્વીશ..      (સાગરિયો શિરમોર)

અને "જલધિની જ્યજ્યોત"માં વિશાળ વિસ્તરતા અમ્મો નિમ્નિની સીમાથી અંકિત એવી જલધિની ગજકન્યાશી કાંઠિકાનું પ્રતિચિત્ર તેને આલિંગી રહેલા વિરાટના દ્વાર આપણી સમક્ષ ઉઘાડે છે–એ દૃશ્ય નૈસર્ગિક જીવનસ્વરૂપોની પોતપોતાની કક્ષાઓએ સર્વની મૂળભૂત એકતાનું સૂચક બની રહે છે ને અંતે, કવિની કલ્પના મહાસાગરના સર્વતોમુખી વિરાટ સ્વરૂપને આવિષ્કાર આપવા નિજ પાંખો પ્રસારે છે, ત્યારે એના વિશદ આલેખનમાં જગતને વ્યાપી રહેતો, બ્રહ્માંડમાં પ્રતિધ્વનિ જગાવતો, જીવનનો મહાનિર્ઘોષ ગાજી ઊઠે છે, જેની દ્વારા મનુષ્યને આત્માની ઉન્નત દશામાં તેને વીંટી રહેલી વિશ્વની પરમ ભવ્યતાનું દર્શન મળે છે·

> પૃથ્વી ન્હોતી, પર્વત ન્હોતા, ન્હોતા માનવઘાટ;
> એ પૂર્વે કાળ અન્ધકાર ભરતા, વહતા અનન્તવિરાટ...
> મહાસૃજનને અવસર રચિયો શ્રી હરિનો હિન્ડોળ,
> સર્જન પ્રનવનામાક્ષીરૂપ ઠોનિ રીમ છાકમ ડોળ. (સાગરદેવ)

૪૮ કાળની ખંજરી

મહાસાગરના વિશાળ વ્યક્ત સ્વરૂપને નિહાળતાં કેટલી યે વાર આપણને મહાકાળના અવ્યક્ત વિરાટ સ્વરૂપનું ભાન થાય છે બીજાં કાળ ઘોષમાં ગાજતા તેના દુર્દમ્ય સ્વરૂપની પશ્ચાદ્ભૂમિ પર કવિ જ્યારે મહાક્રાન્તિનો આઘાતનું, નવયુગના ઉત્થાનનું, મંગલ દુંદુભિનાદનું ચિત્ર ધરે છે, ત્યારે તેમાં સૃષ્ટિસ્વરૂપોના મૂર્ત–અમૂર્ત આવિર્ભાવની પાછળ ગુંજતા અનન્ત તત્ત્વની આપણને ઝાંખી આપે છે, અને એ ઝાંખી આના એક ગહન ભાવગીત દ્વારા મૂર્તસ્વરૂપ પામે છે કાળની સનાતન ખંજરી બજતી રહે છે, રજની આથમે છે, દિન ઊગે છે, દિશાના દ્વાર ખુલે છે, એક યુગ ઉતરે છે, બીજો યુગ બેસે છે, ક્રાન્તિનો સ્રોત

એમ વહી રહ્યો છે...તેના ધનુષ્યટંકાર ઝીલવા કવિ ભવરૂપી રણમાં જીવનની રમણા ખેલતા માનવીને ઉદ્‌બોધન કરે છે, અને એ જ રીતે વિશ્વ માનવીને મહાકાળનું નૃત્ય અવલોકી, સ્વજીવનની અલ્પતામાં ક્રાન્તદર્શી વ્યાપકતાનું ગૌરવ પૂરતાં જીવનનું મહાન અહોભાગ્ય સર્જવા આમન્ત્રણ પાઠવે છે.

૪૯ માનવનાવ, ૫૦ શઢ સંભાળ

એક જ ભાવનાં બે લાક્ષણિક દૃષ્ટિબિંદુઓ રજૂ કરતાં 'જયા-જયન્ત' તથા "પુણ્યકન્થા"માંનાં આ બે ગહન ભાવગીતો, પરસ્પરનાં પૂરક બની, એકબીજા સાથે ગાઢપણે સંકળાઈ જાય છે. પ્રથમ ગીતમાં, વ્યાપક જીવનદર્શનની પ્રાપ્તિ પહેલા આત્મકસોટીમાંથી પસાર થઈ રહેલા પ્રેમી યુગલના ભવસાગરે ડોલતા જીવનનાવનું પ્રતિબિંબ ઝિલાય છે. કાળનો મહાસાગર માનવીના જીવનને આવરી લેતો વિસ્તરી રહ્યો છે. અપરપાર ઘટનાઓનાં પૂર તેમાં ઘૂમી રહ્યાં છે, ચારે તરફ પ્રચંડ ઝંઝાવાતો પ્રસરી રહ્યા છે અને વિધિના તરંગો પર નાચતી માનવનૈયા ભવસાગરની મધ્યમાં ઝૂલી રહી છે. એ ક્ષણ મનુષ્યજીવન માટે ખરેખરી કટોકટીની ક્ષણ છે. આ પાર કે પેલે પાર–એક તરફ છે જીવનના દર્દ, વેદના, વિયોગ; બીજી તરફ છે મંથન, સાધના અને સાક્ષાત્કાર–એનો નિર્ણય આ વિરલ ઘડીએ થવાનો છે. અંતરગ કટોકટીનું આવું મર્મવેધી દૃશ્ય નિહાળતા, તેનું સુરેખ પ્રતિબિમ્બ, કવિના માનસફલક પર જે સહજ પ્રેરણાથી જીવનગામ્ભીર્યના ધ્વનિ જગાવતું, અંકિત થાય છે, તેમાં એ દૃશ્યની પાછળ તરવરી રહેલી ગહન અનુભૂતિનું છાયાચિત્ર પ્રગટ થવા મથી રહ્યું હોય એવો આપણને ભાસ થાય છે. થોડીક પ્રેરણાત્મક પંક્તિઓ દ્વારા, કાળના પૂર સામે ઝઝૂમતી માનવનૌકાનો, તેને ડારતી જીવનના અસ્તિત્વની કટોકટીનો કેવો આબેહૂબ ચિતાર

કવિએ અહીં આપણને આપ્યો છે! એ વિષમ કટોકટીની સામોસામ ઊભા રહીને, તેને ઓળંગી પાર કરી જવા ઝંખતા માનવબાળની સામે કવિ, તેની નાનકડી નૈયાને ડારતા કાળના ભીષણ ઝંઝાવાતનું સ્વરૂપ ધરે છે, ત્યારે તેમાંથી વિશ્વબળોના મહાન સંઘર્ષનો સચોટ ધ્વનિ આપણી આસપાસ પ્રસરી રહે છે. જેનો શબ્દે શબ્દ, પંક્તિએ પંક્તિ કટોકટીપૂર્ણ મનુષ્યજીવનના આ નિકટતમ સ્વરૂપને વિસ્તારી, વિશ્વની ગહનતા સાથે તેને સાંકળી લેવામાં પોતપોતાનો યથાર્થ ફાળો આપે છે, તેવા આ ગીતનો અનાહત નાદ, એક લાક્ષણિક વાતાવરણ પ્રગટાવતો, સદાને માટે આપણા અંતરમાં ગુંજ્યા કરે, એથી વધુ કોઈ પણ કાવ્યની સિદ્ધિ બીજી શું હોઈ શકે?

આ છે વિશ્વસંઘર્ષને પ્રતિબિમ્બિત કરતું પ્રકૃતિનું એક વિશિષ્ટ સ્વરૂપ. પ્રથમ ગીત પરથી આગળ વધી, બીજા ગીત "શઢ સંભાળ" પ્રતિ આપણે દૃષ્ટિ કરીએ છીએ, ત્યારે આ સ્વરૂપ હજુ વધુ ઉત્કટ વિશદતા ધારણ કરે છે. મનુષ્ય પ્રકૃતિના એ મહાન સંઘર્ષની વચ્ચે ફસી છે અને તેની જીવનનૌકા એ ઝંઝાવાતને વટાવી, પોતાના અંતિમ ધ્યેયને સિદ્ધ કરવા તત્પર બની છે. અનેક અંતરાય વહેણોમાંથી આગળ વધતી, કેટલાય વમળોને વટાવતી, આ ન્હાનકડી નૈયા પોતાના લક્ષ્ય પ્રતિ સંચરી રહી છે, પરંતુ પ્રલયનો ઝંઝાનિલ ચારે તરફ દુર્દમ્યપણે પ્રસરી રહ્યો છે. પ્રતિક્ષણ ડોલતી એ નૈયા પર ઊભેલો મનુષ્ય હવે શું કરશે? ચોતરફ પ્રવર્તી રહેલા ઝંઝાનિલની સામે ઝઝૂમતો આગળ વધશે કે તેનાથી પરાજિત થઈ, અંતિમ ધ્યેય પ્રતિ પીઠ ફેરવી, બાહ્યજીવનની સલામતી શોધનો પાછળ હઠશે? એમાંથી જે માર્ગની પોતે પસંદગી કરશે તેના પર તેના આત્માના ભાવિ વિકાસ કે પતનનો આધાર હશે. આ દશામાં જેણે સાધના દ્વારા જીવનનો સાક્ષાત્કાર કર્યો છે એવો સ્થિતપ્રજ્ઞ

માનવી જ નિરાધાર મનુષ્યને સાચો રાહ દાખવી શકે—જે અનુભૂતિમાંથી પોતે પસાર થયો છે તેનું સાક્ષાત્ દર્શન ધરીને. કાળના નાદથી ઉન્મત્ત બનેલી, જલધિરૂપ પૃથ્વીની કટિમેખલાની ઝાંઝર ઝમકી રહે છે, વિનાશનો પ્રચંડ ઝંઝાવાત માનવીને ડારતો વિસ્તરી રહ્યો છે; એ વસમા કાળમાં, રાહ સંભાળી, વિશ્વનિયન્તાએ ધરેલા અંતિમ ધ્યેયને અચળતાપૂર્વક વળગી રહી, જીવનમાં આગળ વધવાનું ઉદ્બોધન કરવા સિવાય કોઈ પણ સ્થિતપ્રજ્ઞ અજ્ઞાન મનુષ્યને બીજો શો રાહ દાખવી શકે? જીવનની અધિષ્ઠાત્રી ભવેશ્વરીનું એક જ અવિચળ નિશાન એવું છે, જે જગતનાં નયનને આકર્ષતું, કાળના મહાસાગરની ભીષણ કન્દરાઓમાં પણ અંતિમ અભયનો જ પ્રતિઘોષ પાડે છે. શાશ્વત નિર્ભયતાના એ વિરાટ પ્રતિઘોષને ઝીલી લઈ, કાળસાગર પર માનવી પોતાની જીવનનૈયા હંકારતો રહે તો ગમે તેવો પ્રચંડ ઝંઝાવાત પણ તેની પ્રગતિને રૂંધી શકે નહિ—આ એક જ જીવનશ્રદ્ધા સમગ્ર ગીતના અંતરંગ સ્વરૂપનું ખરેખર દ્યોતક બની રહે છે.

આમ કવિશ્રી ન્હાનાલાલની ઊર્મિકવિતામાં મૂર્ત થતી એમની વિલક્ષણ ભાવસૃષ્ટિનું આપણું વિહગાવલોકન પૂર્ણ થાય છે. જેના પરમ ઉલ્લાસમાં 'જગત ઝૂલે રસઝોલે', એવા સનાતન પ્રેમહિન્ડોળનું દર્શન ઝીલી, માનવચિત્તસૃષ્ટિના અનેકવિધ પાસાઓમાંથી પસાર થઈ, અંતે આપણે ક્યાં આવી ઊભા છીએ? જેના ઝંઝાવાતમાં મનુષ્યજીવનનું નાવ ડોલી રહ્યું છે એવા કાળના મહાસાગર સન્મુખ...સૃષ્ટિના એ કેવા લાક્ષણિક સ્વરૂપો! પ્રેમના અનહદ વિસ્તાર તળે જગતને પોતાના બાહુપાશમાં વીંટી લેતું, ચિરંતન રસપ્રેરણાનાં પાન પાતું, વિશ્વનું મુદિત સ્વરૂપ—આનંદ, વિસ્મય, પ્રકાશ અને સર્જનના ઘોષ વહાવતું ઉલ્લસિત જીવનસ્વરૂપ અને તેના જ રૂપાન્તર સમું, ગામ્ભીર્ય, મંથન અને ઉપાસનાની અનુભૂતિમાંથી પસાર થએલું, મહાકાળના ભીષણ

આર્તનાદને ચિરશ્રદ્ધાની જ્યોતથી પડકારતું, મનુષ્યનું પરિપક્વ દર્શન આ બે સ્વરૂપો એક જ છે કે ભિન્ન? એ ભિન્ન ભાસતા સ્વરૂપોને સાંકળતું તાત્ત્વિક સામ્ય કાંઇ છે ખરુ? જીવનના એ બે માત્ર વિવિધ પ્રધાન પાસાઓ જ છે કે રસ, સૌન્દર્ય અને પ્રેમના સુરેખ વિકાસ ક્રમને દર્શાવતું, તેની પૂર્ણાહુતિને સમાવી લેતું, મંથનના ગહનભાવમા આકાર લેતુ જીવનમ્મમગ્નની પરિણતિનું તે એક ગૌરવાન્વિત દર્શન છે? આ તાત્ત્વિક સ્વરૂપોનો સૂક્ષ્મ ચિતાર કવિએ વિવિધ ભાવચિત્રો દ્વારા આપણને અહીં આપ્યો છે, જેનો વિશાળ પટ એમના વિશિષ્ટ રગી ઊર્મિગીતો દ્વારા વિસ્તાર પામતો આપણે અવલોકી ચૂકયા છીએ અરુણના પ્રેરણાત્મક ઉદય અને પ્રભાતની સુરમ્ય સુરખીનું દર્શન આપણે ઝીલ્યુ છે સન્ધિકાના સોહાગ, તારલાના ચમકાર અને જ્યોત્સ્નાના અબાર આપણે વધાવ્યા છે પખીના કલરવો, વેણુના નાદ, સગીતના ડોલન આપણે સુણ્યા છે વસન્તના આગમને પ્રકૃતિનો ઉલ્લાસ પુષ્પોની સૌરભ, કોયલના ટહૂકાર, સૃષ્ટિની નવકુસુમિતતા મસ્ત બની આપણે માણી છે પ્રણયના આવિર્ભાવ, સ્નેહના ધબકાર, લાલિત્યનુ દર્શન પ્રેમની સતૃપ્તિમા ઓતપ્રોત બની, આપણે અનુભવ્યુ છે પ્રાણની ઝખનાઓ, આત્માની આકાક્ષાઓ, સત્યની શોધ અને જીવનના સાક્ષાત્કારના આહ્વાન દૂર દૂરથી આવતા આપણે આવકાર્યા છે રસનો તનમાટ, શ્રદ્ધાનો આનદ દર્શનની તમન્ના મનુષ્યહૃદયને અલૌકિક અભીપ્સાના ઉત્કપિત નાદથી ભરી દેતા કેટલાય દશ્યોમા આપણી સામેથી પસાર થયા છે અને સાથે જ, એ સવને સ્પર્શતી વિષાદની છાયાઓ ગહનતાના સૂર મથનના હુતાશન પોત પોતાના સ્વરૂપો સાહજિક ઉલ્લાસ, આશા અને પ્રેરણાના નૈસર્ગિક જીવનતત્ત્વોની સામે ધરતા, જીવનની એક લાક્ષણિક સમગ્રતામા સમાઇ

ગયાં છે. આ રીતે માનવહૃદયની નૈસર્ગિક ભાવનાઓના વિકાસક્રમ-માંથી અંતે પ્રગટે છે જીવનની અનુભૂતિનું અમૃતતત્ત્વ. વિવિધલક્ષી ભાસતા આ ભાવોમાં નથી કોઇ વિઘાતક દ્વંદ્વ કે નથી કોઇ નિર્જીવ એકસૂત્રતા. સ્થૂળમય અનેકમાંથી ઊપસતા સૂક્ષ્મરૂપ એકનું, બાહ્ય વૈવિધ્ય-માંથી વિસ્તરતા આંતરિક સુમેળનું એ છે એક સર્વતોસ્પર્શી જીવન-દર્શન. અને એ વિકાસદર્શન અનેકરંગી ઊર્મિકાવ્યોની હારમાળા દ્વારા, વિલક્ષણ પ્રતીકો સર્જતું, અવનવા ધ્વનિ જગાવતું, ભાવનાત્મક રસ-ચિત્રો પ્રગટાવતું, એક ઉલ્લસિત કાવ્યસૃષ્ટિમાં ગૂંથાએલું આપણે માટે અહીં તાદૃશ્ય થયું છે, જેમાંથી કવિવર ન્હાનાલાલનું ઊર્મિપ્રધાન સર્જક તરીકેનું સર્વતોમુખી વિશિષ્ટ સ્વરૂપ આપણને પ્રતીત થાય છે.

## ખંડ બીજો : પ્રણયપુષ્પો

### ન્હાનાલાલનું પ્રેમનિરૂપણ

કવિવર ન્હાનાલાલની કાવ્યપ્રતિભા જે સર્વતોવ્યાપી રસસૃષ્ટિ-માંથી સદા પ્રેરણાના પાન પીએ છે અને જેને મનોહારી, અમર કવિતામાં સાકાર કરવા મથે છે, એ રસસૃષ્ટિનું હાર્દ આપણે પામી શકીશું ખરા? ભિન્નભિન્ન ક્ષણે પ્રગટેલી ઊર્મિઓ, ઝંખનાઓ, ભાવનાઓ કે આદર્શોની ચિનગારીઓનો એ માત્ર સમુચ્ચય નથી; જગત અને પ્રકૃતિનાં, વ્યક્તિ અને વિશ્વના, મનુષ્ય અને દિવ્યતાનાં, જીવન અને સંસ્કૃતિનાં વૈવિધ્યમય પ્રેરકબળોનું એ માત્ર નિરૂપણ નથી; કલા અને કવિતા, લય અને માધુર્ય, સંગીત અને સોહાગની એ કેવળ ઉપાસના જ નથી; કિંતુ એ સર્વને પોતામાં સમાવતું, સૌન્દર્યતેજે ઝળહળતું, ઊર્મિધબકારે થનગનતું, પ્રેમરસે સુહાતું, દામ્પ-

ત્યમગલમા પરિપક્વ બનતું, પ્રભુતામા પાગરતું, સંસ્કૃતિવિસ્તારમા સાફલ્ય પામતું અને દિવ્યતામા પરિણત થતું એ એક સમગ્ર, અનોખુ જીવનદર્શન છે એ દર્શનનું પ્રથમ ગુલાબી સ્વરૂપ કવિએ આ શતાબ્દીના આરભે 'વસન્તોત્સવ'ની એમની વસન્તકવિતામા ઝીલ્યું હતું અને એવું ગૌરવાન્વિત મહાશિખર, વર્ષોની સાધના પછી 'કુરુક્ષેત્ર મહાકાવ્ય'ની વિશ્વતોમુખી કવિતામા સિદ્ધ કર્યું પરતુ એ બન્નેને આવરી લેતા સર્જનકાળ દરમ્યાન, અનેક પાખડીઓમા વિકસતું આ જીવનદર્શન કવિની વિધવિધ કૃતિઓ દ્વારા એક એવી સાગોપાગ રસસૃષ્ટિનું નિર્માણ કરી રહ્યુ હતું કે જેનો પ્રાણ ન્હાનાલાલકવિતાના બાહ્યદેહમા અન્તરાત્મા સમો સદાય વિરાજી રહેતો હોય એવો આપણને ભાસ થાય છે એ રસસૃષ્ટિ ન્હાનાલાલની સર્જનશીલ પ્રતિભાના અમૃતમથનનો નિચોડ છે, સવેદનપૂર્ણ ઊર્ધ્વ જીવનદર્શનનો પરિપાક છે. ન્હાનાલાલને પૂર્ણપણે સમજવા હોય તો એ રસસૃષ્ટિમા પ્રવેશવુ જોઇશે એની સર્જનપ્રતિભાનું હાર્દ પામવુ હોય તો એ અલૌકિક રસસૃષ્ટિના અતળ ઊડાણમા ઊતરવુ જોઇશે. એના સમૃદ્ધ કાવ્યસભારને માણવો હોય તો તેની પાછળ પ્રસરતી, રસપ્રેરણાએ તરબોળ, કવિની અનેરી ચિત્તસૃષ્ટિમા મુક્તપણે વિહરવુ જોઇશે 'ઉષા' અને 'ઇન્દુકુમાર', 'નાસ' અને 'દામ્પત્યસ્તોત્રો', 'જયા જયન્ત' અને 'જહાગીર નૂરજહાન' જેવી અનેક કૃતિઓમા ન્હાનાલાલની આ વ્યાપક રસસૃષ્ટિ, જુ જુદા પાસાઓમા વિલમતા, એક અનુપમ પ્રેમદર્શન રૂપે મૂર્ત થાય છે, અને એ દ્વારા ઊર્મિકવિતાનું એક એવુ મૌલિક, લાલિત્યસભર સ્વરૂપ સર્જે છે કે જેના માધુર્ય અને સૌરભ સમગ્ર ગુજરાતી કવિતામાં એક જુદી જ ભાત પાડે છે ન્હાનાલાલનું પ્રેમનિરૂપણ એના ઉચ્ચાભિમુખ આદર્શો કારણે જગતસાહિત્યમા વિશિષ્ટ

સ્થાન લે છે. અંગ્રેજી કવિઓમાં એવું પ્રેમનિરૂપણ સૌથી ઉત્કૃષ્ટ સ્વરૂપે કવિરાજ સ્પૅન્સર(The Poets' Poet)માં આપણને જોવા મળે છે. પરંતુ પ્રેમની પુણ્યતામાંથી દામ્પત્યની દિવ્યતા પ્રતિ માનવ-પ્રાણની ઉત્ક્રાન્તિનું જે ઊર્જસ્વલ સ્વરૂપ ન્હાનાલાલની કવિતામાં આપણને પ્રાપ્ત થાય છે તેની સમીપ, પ્રભુતામાં મહોરતો સ્પૅન્સરનો સાત્ત્વિક કલ્પનાવૈભવ પણ ઝાંખો લાગ્યા વિના રહેતો નથી.

ન્હાનાલાલનું પ્રેમદર્શન આમ એક રસાત્મક સર્વતોવ્યાપી જીવન-દર્શન સાથે સાયુજ્ય સાધે છે. એ દર્શનમાં પ્રણયની અભીપ્સા છે, છતાં અદમ્ય ઝંખનાનો તીવ્ર તલસાટ નથી; ઊર્મિનો ઉલ્લાસમય થનગનાટ છે, પરન્તુ નિર્બન્ધ આવેગનો ધસારો નથી; અભિસારની ઉત્કંઠા છે, પરન્તુ કામુક પ્રેમની વિહ્વળતા નથી; આનંદની રસમસ્તી છે, પરંતુ ઉન્માદના વિલાસ નથી. એના દૃષ્ટિપથમાં સૌન્દર્ય વિશ્વને નવસોહાગ અર્પતું રમી રહે છે; એના આવિષ્કારમાં સ્નેહ મનુષ્યહૃદયમાં નવચેતના જગાડતો, નરનારીનાં દિલને ધ્રુવતારકની જેમ દોરતો, એમનાં હૈયાંને એકસૂત્રે સાંકળતો, ઉલ્લાસમાન સૃષ્ટિની નવદીપ્તિ ધારણ કરી રહે છે. એની ઊર્મિ અને આશાઓમાં તારુણ્યનું સુકુમાર સૌખ્ય છે, એની ક્રીડાઓમાં વસન્તના ચારુ વિલાસ છે, એના વિહારોમાં મુક્ત-પંખીના થનગનાટ છે, એની ભાવનાઓમાં પુણ્યના પરિમલ છે, એના આદર્શોમાં સમુન્નત જીવનનું મંગલ દર્શન છે. ન્હાનાલાલનું આ ઓ-જસ્વી પ્રેમદર્શન, અપાર્થિવ ભૂમિકાએ વિરાજતું છતાં, વિલક્ષણ સ્વરૂપે માનવહૃદયમાંથી સ્ફુરાયમાન થાય છે. પુરુષ અને પ્રકૃતિની રસરમણાનો સાક્ષાત્કાર કરવા મથતું છતાં, પૃથ્વી પર તે મનુષ્ય-આત્માઓની તદ્રૂપતા સાધવામાં પોતાની સાર્થકતા નિહાળે છે. વૈયક્તિક આરાધ-નામાં પ્રફુલ્લતું છતાં વ્યાપક જીવનમાં પરિપ્લુત થતું, પ્રાકૃતિક આનંદ-

મા વિહરતુ છતા ચૈતન્યના પ્રકાશમા જાજ્વલ્યમાન, નૈસર્ગિક સૌન્દર્યમા ઉલ્લાસતુ છતા તેજસ્વી પ્રભુતામા પાગતુ, માનવતામાથી દિવ્યતા પ્રતિ નિજ દૃષ્ટિપથ વિસ્તારતુ એક અનિર્વચનીય રસદર્શન તે આપણી સામે ધરે છે, જેના વિવિધ પાસાઓ આ પ્રતિનિધિરૂપ કાવ્યસંગ્રહના ઊર્મિગીતો, નામ, દામ્પત્યસ્તોત્રો ઇત્યાદિ ખંડોમા સહૃદય વાચકને નિહાળવા મળશે. પરન્તુ 'પ્રણયપુષ્પો' રૂપી જે ખંડ પર હવે આપણે દૃષ્ટિપાત કરીએ છીએ તેમા વિશેષે કરીને ન્હાનાલાલની પ્રણયસૃષ્ટિનુ અનુપમ સ્વરૂપ, વિવિધવર્ણી ભાવોના આલેખન દ્વારા આપણી સમક્ષ ઉપસ્થિત થાય છે. એ સ્વરૂપમા કમનીય સૌન્દર્યના આકર્ષણ અને નવોદિત સ્નેહના સંભાર છે, અભિનવ આશાના સ્પન્દન અને મુગ્ધ ઊર્મિલતાના તરવરાટ છે, ધીર પ્રતિક્ષાની વિમલ શાન્તિ તેમજ ઉત્કંઠામય સંગમની મુદિત શોભા છે, વિયોગની અવિચલ તિતિક્ષા તથા મિલનની અવર્ણનીય પરિતૃપ્તિ છે. મનુષ્યહૃદયમા અંકુરિત થતા સ્નેહના બીજને નિસર્ગની ઋજુતા અર્પી, ઊર્ધ્વમુખી જીવનચેતનાની પ્રેરણા પાઈ પ્રકૃતિની સૌરભે મહોરાવી, કવિ જેમજેમ પ્રેમના આદર્શ પટ પર તેને વિસ્તારતા જાય છે, તેમતેમ નરનારીના અદ્વૈતનું એક મોહામણુ ચિત્ર આપણી સામે આવિર્ભાવ પામતું જાય છે. એ ચિત્રની પાછળ વિલસતી આત્મિક રસરમણાને 'પ્રાણેશ્વરી' અને 'પ્રભાત', 'વસંતતિથિ' અને 'પુનર્લગ્ન' જેવા ન્હાનાલાલની વિશિષ્ટ પ્રેમભાવનાના દ્યોતક, ઉલ્લાસોત્સવપૂર્ણ ઊર્મિકાવ્યોમા પ્રતિધ્વનિત થતી રસજ્ઞ વાચક નિહાળી શકશે.

પ્રાણેશ્વરી

આદર્શ પ્રિયતમા એ જ જ્યારે શાશ્વત જીવનસખી બની રહે છે, ઉલ્લાસમય પ્રેયસી એ જ્યારે પ્રેરણામય પત્નીસ્વરૂપે મૂર્તિમાન થાય છે,

ત્યારે પ્રેમીહૃદય કેવી આત્મીયતા અનુભવી રહે છે, તેની દૃષ્ટિ કેવું તેજ ધરી રહે છે, તેનું ચિત્ત કેવું પ્રમુદિત બને છે, તેનું હૂબહૂ આલેખન આપણને ન્હાનાલાલની પ્રેમકવિતાના પ્રતિનિધિરૂપ પ્રેમકાવ્ય 'પ્રાણેશ્વરી'માં મળી રહે છે. 'પ્રાણેશ્વરી' પ્રેમની આત્મલક્ષી અનુભૂતિને અજબ છટાથી વ્યક્ત કરતું, ન્હાનાલાલના સોહામણાં પ્રણયકાવ્યોમાં ય એક વિશિષ્ટ છાપ પાડતું, વિશ્વકવિતાની હરોળમાં શોભે એવું સનાતન ઊર્મિકાવ્ય છે. ન્હાનાલાલના પ્રેમદર્શનનો જે આવિર્ભાવ આપણે અહીં નિહાળીએ છીએ તે દ્વારા કવિની રસદૃષ્ટિ એક એવા પ્રતીકનું નિર્માણ કરે છે કે જે તેમની ચિત્તસૃષ્ટિમાં સદાને માટે આદર્શ પ્રેમનું મૂર્તિમંત પ્રતિનિધિ બની રહે છે. એ પ્રતીકમાં પ્રણયના મુગ્ધ-લલિત ભાવો પર થઈ વિસ્તરતો રસતૃપ્તિનો આનંદ સૌમ્ય આહ્લાદનું અવનવું વાતાવરણ જમાવે છે, જેમાં સ્નેહનાં સંભારણાં અભિનવ સૌન્દર્ય ધરતાં, ઉલ્લસિત તાદાત્મ્ય માણતી ઉત્કટતા પ્રગટાવે છે; જેમાં પ્રેમ પૂજનમાં પરિણમે છે, જેમાં યૌવનના થનગનતા કોડ દામ્પત્યના પરિપક્વ પ્રકાશ ઝીલવા આતુર બને છે; જેમાં પ્રકૃતિની પ્રેરણા જીવનમાં પુણ્યતાનું અમૃત સીંચે છે. આ દૃષ્ટિએ 'પ્રાણેશ્વરી' ન્હાનાલાલની પ્રેમદૃષ્ટિના પ્રતિનિધિરૂપ એક ઉત્કૃષ્ટ સર્જનરૂપે ગણી શકાય. ઊર્મિનાં સ્પન્દન અને ભાવનાનાં ગુંજન, પ્રણયના વિહાર અને આદર્શની પિપાસા, પ્રેમનાં રસપુષ્પ અને પૂજનનાં નૈવેદ્ય, પ્રકૃતિનું લાવણ્ય અને આત્માના સંભાર, એક મંગલ જીવનદર્શનમાં ઓતપ્રોત બનતાં, પ્રાણેશ્વરીના સુભગ ચિત્રમાં સમાઈ જાય છે—અને એ સર્વ પર પથરાઈ રહે છે રસની અદ્દ્ભુત સુગન્ધ રેલાવતી, પૃથ્વી પર પુણ્યતા પ્રસરાવતી, માનવહૈયાંમાં કલ્યાણનાં અમી સીંચતી, મનોહર રૂપેરી ચન્દ્રિકા...

ભાવદૃષ્ટિએ આખું કાવ્ય બે વિભાગમાં વહેંચાઈ જાય છે. પ્રથમ

એ કડીમાં પ્રેમી હૃદય કૃતજ્ઞતા અનુભવતું, પ્રિય સખીને ચિરતન સ્નેહ-સ્મૃતિનો અર્ઘ્ય ધરી, જીવનની કૃતકૃત્યતા માણી રહે છે. પ્રાણેશ્વરીના પુણ્યસ્પર્શે કેટલીયે આત્મકળીઓ પાંખડીઓ ઉઘાડી, 'ખીલી પ્રકાશ ઝીલતાં પ્રભુની પ્રભાના', અને કેટલીયે જડભાવના આક્રમણે ખરી ગઈ. પરંતુ જે ભેખી સુગન્ધ ખીલેલી પાંખડીઓએ ઉડાવ્યો હતો તેની રસતાજગી પ્રાણને હજુ યે પુલકિત કરી રહી છે. પછીની કડીઓમા એ રસતાજગી, પ્રભુતામા વિલસતી, સમગ્ર પ્રકૃતિને છાઈ રહે છે તેનું દર્શન છે. પ્રિયતમાના નામની એ પૂર્ણિમા (માણેકઠારી) છે અને સૃષ્ટિની સભરતાને બહલાવતો, એ પૂર્ણિમાના નાથસમો, વ્યોમમાં 'ઊગ્યો પ્રફુલ્લ અમીવર્ષણ ચન્દ્રરાજ'. સ્વાભાવિક જ છે કે પૂર્ણ યૌવનના લાલિત્યે સુહાતી આદર્શ રસકવિતાને મૂર્ત કરતા યુવાન કવિ ન્હાનાલાલ ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના પ્રથમ અધિવેશનમાં પ્રવેસ્યા, ત્યારે રંગમંડપમાં તેમનો સત્કાર કરતાં સ્વ. કવિ કાન્ત, ઉપરની પક્તિનો એક વિશિષ્ટ સંદર્ભમા ઉપયોગ કરીને ઉચ્ચર્યા હતા, "ગુજરાતી સાહિત્યના નભોમંડળમા આજે, ઊગ્યો પ્રફુલ્લ અમીવર્ષણ ચન્દ્રરાજ." સાચે જ, આ એક પક્તિમા ન્હાનાલાલે ગુજરાતી વાઙમયના કાવ્યપ્રદેશે પોતાનું અંતરંગ સત્ય સ્વરૂપ અચૂકપણે પ્રગટ કર્યું છે. લગભગ પચાસ વર્ષ પૂર્વે પ્રાકૃતિક રસદર્શનના સુહાગી પ્રતીકસમું જે ઉલ્લાસમય ભાવચિત્ર કવિવર ન્હાનાલાલે આ પક્તિમાં સહજપણે સર્જ્યું હતું, તે તેમની સમગ્ર કવિતાનુ વિહગાવલોકન કરતાં, આજે ય એક અણમોલ રૂપક તરીકે, કવિશ્રીને પોતાને અનુલક્ષીને, એટલુ જ પ્રતીતિકર ભાસે છે એ સાહિત્યના ઇતિહાસમા એક અજોડ ઘટના છે.

શરદપૂર્ણિમાનો સોળે કળાએ ખીલેલો ચન્દ્ર પૃથ્વી પર પોતાની રમસુધા રેલાવી રહ્યો છે અને તેનું દર્શન કરતાં, તેની અનવર્ણ્ય પ્રેર-

ણાનું પાન કરતાં, સ્નેહોત્સુક હૃદયનું વિકસતું પ્રેમદર્શન વિશ્વને આવરી લેતા એક અપાર્થિવ રસદર્શનમાં પલટાઇ જાય છે. જીવન એ ક્ષણે ધન્યતા અનુભવે છે, સૃષ્ટિ પર આનંદ રેલાય છે, હૃદયમાં સૌમ્યતા વિલસે છે, પ્રાણ કલ્યાણકારી સ્થિરતા ધરે છે. આ અંતરંગ અનુભૂતિનું બાહ્યચિત્ર પૂર બહારમાં પ્રસરતી શુભ્ર કૌમુદીના પ્રકાશ તળે જ્યારે 'લોચન લોચન માંહી' ઢળે છે, ત્યારે પ્રેમીને પ્રિયતમાના પુનિત વદનમાં સાક્ષાત્ થતું ભાસે છે. એ સુભગ પળે જ્યારે તેના ઉરમાં બહલાતી ઊર્મિઓ–વાંછનાઓ પ્રાણેશ્વરી જીવનસાથિનીના

આ ચન્દ્રિકા સમ મનોહર ને વિશાળ,
કલ્યાણકારી ઊંડી આશિષથી ભરેલું,
તે પુણ્યશુદ્ધ, મૃદુ, ઉજ્જ્વળ, બ્હાલરંગી,

અનુપમ, શાશ્વત હાસ્યમાં પ્રતિમૂર્ત થવા તલસી રહે છે, ત્યારે મનુષ્યના જીવનમાં કુસુમિત પ્રેમનો આવિર્ભાવ સહજ પરિપૂર્ણતા પામતો હોય તેમ દીસે છે.

**પ્રભાત**

'પ્રાણેશ્વરી'ના પુણ્યોજ્જ્વલ ભાવચિત્ર સામે એના જેવું જ મનોહર, પ્રણયનુ સ્નિગ્ધ રસદર્શન કવિ આપણને એ જ કોટિના એક ઊર્મિકાવ્ય 'પ્રભાત' દ્વારા આપે છે. અહીં પ્રેમી, પ્રિયતમાને અર્ઘ્ય અર્પતો, તેની ઉજ્જ્વલતામાંથી પ્રેરણા ઝીલતો, તેના સહચારે નવજીવનનું સ્વપ્ન સર્જતો ઊભો નથી. અહીં તો એ પ્રિયતમાની કામણગારી મોહકતા અનુભવતો, પ્રણયના સુકુમાર ભાવે સુહાતો, પ્રેયસીના ઉરમાં તલ્લીનતા માણતો સનાતન પ્રણયી છે. પ્રભાતના ઉદય સાથે અનિલ પ્રિય સખી ઉષાનું નેત્ર ચૂમી રહે છે, ત્યારે આ કોડભર્યો પ્રણયી પ્રિયતમાનાં લોચનો ચૂમી તેને જગાડવા પ્રેરાય છે–એ દૃશ્યમાં પ્રણયની

કેવી મુગ્ધ રસસૃષ્ટિ એક ચમત્કારમાં કવિ આપણી સમક્ષ સરજી રહે છે! ચિરનવીન સૌંદર્ય ધારણ કરતી આત્માની આ રસસૃષ્ટિ વિશ્વભરનું પ્રતિબિંબ ઝીલે છે, પ્રાણપ્રિયાની ઝગમગતી દ્યુતિ તળે પ્રકૃતિ ખીલી ઊઠે છે, સારીયે સૃષ્ટિ નવચેતનાથી થનગની રહે છે. વનો ઉપવનો એ અવર્ણ્ય ઉલ્લાસના આનંદમાં હિલોળા ખાય છે, આમ્રવૃક્ષો પ્રફુલ્લિત જીવનના નાદથી ધીર ગમ્ભીર ડોલી ઊઠે છે, અને

પંખીકુળો મધુ શું પ્રાશી પ્રકાશપાન,
છેડે પ્રભાત તણું ભવ્ય પ્રવૃત્તિગાન

પરંતુ પ્રણયની આ રમણગતી કેવળ ક્ષણિક નથી. ચિરંતન રસ તત્ત્વથી એ સદા પોષાઈ છે. નૈસર્ગિક અંકુરરૂપે ફૂટી જીવનની સભર ચેતનાથી તે સંવર્ધન પામી છે. તેના પ્રસન્ન વિહારમાં સમસ્ત પ્રકૃતિ ઉલ્લાસપૂર્વક ભાગ લે છે. તેની મીઠી આકાંક્ષાઓમાં નિસર્ગની સુમધુર ઉત્કંઠા તરવરે છે. તેનું હૃદય મૌગ્ધ્યમાં મહોરતું, સૌભાગ્યને સાદ દે છે. તેનો પ્રાણ નવપલ્લવિત થતો પુષ્પતાની છાયા ઝીલી રહે છે. એટલે કવિ જ્યારે હિંમતપૂર્વક આપણી સામે આવી શૃંગારપ્રધાન પંક્તિઓ ધરે છે,

વ્હાલી! વિનાશ્રમરમણાભર વીતી રાત્રિ,
હોયે ન દે દિન વિલાસસુનો વિધાની;

ત્યારે સહજપણે એમના કમનીય સૌંદર્ય પર નિર્વ્યાજ પાવિત્ર્યની સૌરભ પથરાઈ રહે છે. અને એ ક્ષણે પ્રેરણાદાયી પુષ્પતાના હાર્દમાંથી પ્રગટી રહે છે સ્વયંસ્ફુરિત પવિત્રતાનું આર્ષ દર્શન:

નિદ્રા નિવારી, સખિ! જો નયને રમિલ,
અગાધ ભવ્ય પ્રભુભાવ વિશે જ ઝૂને

આમ ન્હાનાલાલની પ્રણયસૃષ્ટિ લલિત, મુગ્ધ ઊર્મિઓમાં ગમે તેટલો નિર્મુક્ત વિહાર કરે, પરંતુ એ ઊર્મિઓને ઓપ આપતા જીવનના

રસ-સૌંદર્ય પ્રભુતામાં ઉત્ક્રાન્ત થયા વિના ભાગ્યેજ નિજ પૂર્ણાહુતિ પામે, એ ઘટના આ અપ્રતિમ રસકવિનો આદર્શસ્રષ્ટા મહાકવિ તરીકે ઉદ્ઘોષ કરે છે.

'લગ્નતિથિ'–'પુનર્લગ્ન'–'આપણી લગ્નતિથિ'

સ્નેહનો આવિર્ભાવ ઊર્મિલ પ્રણયમાં વ્યક્ત થાય, રસમુગ્ધ પ્રણયનો વિકાસ સુભગ પ્રેમમાં મૂર્ત બને, એકનિષ્ઠ પ્રેમનો પરિપાક આદર્શ દામ્પત્યમાં પરિણમે–એ ત્રિવિધ પરિણતિનું અપૂર્વ ચિત્રદર્શન આપણને ન્હાનાલાલનાંઆત્મલક્ષી પ્રેમકાવ્યોનીઅમરત્રિપુટી–'લગ્નતિથિ','પુનર્લગ્ન' અને 'આપણી લગ્નતિથિ'માં મળી રહે છે. ત્રણે કાવ્યો લગ્નસ્નેહની સનાતન રસભાવનાના એકસૂત્રે સકળાએલાં છે, પરન્તુ એકેમાં લગ્નસ્નેહનું રૂઢિગત નિરૂપણ નથી. પ્રત્યેકની પાછળ એ સ્નેહની ઉદાત્ત ને જીવંત પ્રેરણા છે. પ્રત્યેકમાં આપણને મૂર્તિમન્ત સ્વરૂપે ન્હાનાલાલની પ્રેમફિલસૂફીના મહામન્ત્ર 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં'નુ નિત્યનવીન પ્રકાશદર્શન સાંપડે છે. પ્રત્યેકમા કોડભર્યો પ્રણયી, સન્નિષ્ઠ પ્રેમી અને ભાવનાશીલ પતિના વિવિધ સ્વરૂપો અન્યોન્યમાં સંક્રાન્ત થતાં, ઋજુ સ્નેહમાંથી વિકસતી પરિપક્વ દામ્પત્ય સુધીની પ્રેમની પરિણતિનુ એક પરિપૂર્ણ ચિત્ર આપણી સામે ધરે છે. આ ત્રણે કાવ્યોમા સ્વયંસ્ફુરિત પ્રેમ, નૈસર્ગિક વિકાસ સાધતા, સુહાગી લગ્નમા પરિણમવાને બદલે, લગ્ન એ જ પ્રેમની ઉદાત્ત ભૂમિકાનું પ્રધાન પ્રેરણાકેન્દ્ર બની રહે છે એ ઘટના ન્હાનાલાલના વિશિષ્ટ પ્રેમનિરૂપણનુ લાક્ષણિક રીતે દ્યોતક બને છે. આ દૃષ્ટિએ 'લગ્નતિથિ', 'પુનર્લગ્ન', 'આપણી લગ્નતિથિ' એ ત્રણે કાવ્યો કવિની વિલક્ષણ પ્રેમભાવનાનાં અનન્ય પ્રતીક સમા હોવા છતા, સમુદ્ગત રીતે ન્હાનાલાલની આદર્શ લગ્નભાવનાની ઉત્તમ પ્રતિનિધિરૂપ કાવ્યત્રિપુટી રૂપે ગણી શકાય. ત્રણે કાવ્યોમા, મુગ્ધ ઉરની આકાંક્ષાઓ

પ્રગટ કરી, વિમળ પ્રેમથી દીપતો રસિકવર પતિ પ્રિયતમારૂપ પત્નીને જીવનમાં પ્રેમના સહજ વિસ્તાર માટે આમન્ત્રણ આપે છે અને સખીરી સહ સુપરિપક્વ દામ્પત્યનું ઓજસ્વી દર્શન ઝીલતાં, જીવનની મંગલ કૃતાર્થતા અનુભવવા ઉત્સુક બની રહે છે. સ્નેહની રસસભરતા ન્હાનાલાલની પ્રેમકવિતામાં કેવી સહજતાપૂર્વક મંગલતાનું આર્યદર્શન પ્રગટાવી શકે છે તેનું અદ્‌ભુત નિરૂપણ લગ્નભાવનાની આ ઉત્તરોત્તર વિકાસ પામતી કાવ્યત્રિપુટીમાં આપણને મળી રહે છે. લગ્ન જીવનના કેન્દ્રસ્થાને હોય છતાં પ્રેમનુ માધુર્ય મોળું ન પડે, દામ્પત્ય આદર્શરૂપ હોય છતાં સ્નેહની રસિકતા ઝાંખી ન પડે, એવી પ્રેમકવિતા જગતસાહિત્યમાં બહુ ઓછી જોવા મળશે. ગુજરાતી વાઙ્મયનું એ સદ્‌ભાગ્ય છે કે ઉપરનાં ત્રણે કાવ્યોમાં કવિશ્રી ન્હાનાલાલે લગ્નના સમુન્નત આદર્શની પ્રાણધભર પ્રેમના ચિરંતન પાયા પર નવપ્રતિષ્ઠા કરી છે. નથી એથી પ્રેમરસનું આકર્ષણ ઘટ્યું કે નથી એથી સૌંદર્યના ભંડાર ખૂટ્યા. ઊલટું દામ્પત્યના પ્રસ્થાનમાં, પ્રેમ અને પુણ્યતા એકમેકમાં મળી જાય, એ રીતે સુસંવાદિત લગ્નજીવનના આદર્શનું ગૌરવ વધારી રહ્યાં છે અને ન્હાનાલાલની કાવ્યકલાની દીપ્તિ એ ઉદાત્ત આદર્શનિરૂપણ દ્વારા વધુ ઉજ્જ્વળ બની છે. જીવનની અંતરંગ અનુભૂતિનાં ગૂઢ સંવેદનમાં કવિ કલાકાર કે ચિન્તકના ચિત્તમાંથી એકાગ્રતાની કો ધન્ય ક્ષણે જે કૃતિ આવિર્ભાવ પામે છે, તેના પર સનાતન કલાકૃતિની મહોર ઊપસી આવે છે. એવી કૃતિ મોડે કે વહેલે વિશ્વસાહિત્ય-કલા-સંસ્કૃતિમાં પોતાનું આગવું સ્થાન જમાવે છે. ન્હાનાલાલની કવિતામાં ઠેરઠેર વેરાએલી, ઉપરનાં ત્રણ પ્રેમકાવ્યો જેવી અનેક સમર્થ કૃતિઓનું આપણે આ વિશાળ દૃષ્ટિએ ચિન્તન કરીશું તો સમજાશે કે આજે નહિ તો આવતી કાલે પણ વિશ્વસાહિત્યમાં ન્હાનાલાલનું સ્થાન કેવું અમર હશે.

આમ આદર્શ લગ્નભાવનાની આ અપૂર્વ કાવ્યત્રિપુટીના સંકલિત અવલોકન પછી, હવે આપણે પ્રત્યેક કાવ્યનો વિશિષ્ટ મર્મ સમજવા પ્રયત્ન કરીએ. આ દષ્ટિએ પ્રત્યેક કાવ્ય એક ન્હાનકડા ખંડકાવ્ય સમુ છે, તેમ છતાં તે કવિતાના એક સંપૂર્ણ કલાત્મક આવિષ્કાર જેવું છે. ઊર્મિપ્રધાન લલિત કવિતાના સર્વ ગુણો તે ધરાવે છે. સહજ ઊર્મિમાંથી સ્ફુરતી, એક જ ભાવ પર સ્થિર થતી, એક જ વર્તુલમાં વિસ્તાર સાધતી, અને એક જ લક્ષ્ય તરફ વહેતી, જીવન્ત રસપ્રેરણામાંથી તે નિષ્પન્ન થાય છે. એ ઉજ્જ્વળ પ્રેરણા દ્વારા પ્રત્યેક કાવ્યમા મનની ઊર્મિઓ અને કામનાઓ આત્માના આદર્શો અને ભાવનાઓ રૂપે ફલિત થાય છે. ત્રણે કૃતિઓ અજબ રીતે પ્રેમની પુણ્યોજ્જ્વલ એવી એક સમાન્તર ભૂમિકાએ વહે છે અને દામ્પત્ય-વિકાસના સર્વાંગીણ આદર્શ પ્રતિ કૂચ કરે છે. આમ છતાં પ્રથમ કૃતિ 'લગ્નતિથિ'માં પ્રારંભના સ્નેહકાળમાં ગાળેલા રસજીવનના મુગ્ધભાવો વધુ વિલસે છે. સ્નેહીઓને મન અણમોલ એવી, સ્નેહજીવનના પરિપાકરૂપ યશોજ્જ્વલ 'લગ્નતિથિ' પૃથ્વી પર મુદિત પ્રકાશ પાથરતી, આગણે આવી ઊભી છે. એના આગમને સજીવ થએલી સ્મરણસૃષ્ટિ વૈશાખની શશિમુખી પંચમીના સુભગ દિને પ્રિયતમના હૃદયમા પ્રેમના રસોત્સુક સંસ્મરણો જગાવે છે. 'ગમ્ભીર ધીર ભવસાગર'નાં ગાન પીતી માનવસૃષ્ટિ પ્રારબ્ધના પંથે ઝડપથી આગળ ને આગળ વધતી પ્રયાણ કરી રહી છે, પરંતુ જીવનના કોલાહલની પેલે પાર વિલસતી કોઈ અવનવી જ્યોતિનું પ્રેમી હૃદય દર્શન કરે છે, અને સ્નેહનો પ્રાદુર્ભાવ અને વિકાસ કેવી નિર્બીજ દશામા થયો હતો તેનું આબેહૂબ ચિત્ર એક ઝબકારમા તેની દૃષ્ટિ સમક્ષ તરી આવે છે :

તું એલતી ફૂલવતી તટવાટિકામાં,
હું ઊગતો તટતણા ગિરિરાજ ભેદી;

હા ! એકદા ધવળ વેળુ વિશે કિનારે
ભેગા મળ્યા, અણચિંતા રમવા જ લાગ્યા

અને એ રમમૂર્તિની આરાધનામા સહજીવનની તૃપ્તિ માણતા 'તૃષાજ્જ્વલિત લોચન એમ ઠર્યાં' પરતુ આ રમતૃપ્તિની સાર્થકતા શી? જીવનના વિકાસની અવધિ શુ ત્યા જ આવી રહી? ના ના ઊંડી તૃપ્તિની વચ્ચે ય કઇક ઊણપનો ભાસ થાય છે, અને આ આભાસ સાથે દષ્ટિ, અત્યાર લગીના સકીર્ણ રસક્ષેત્રને ઓળંગી, જીવનની કૃત કૃત્યતાના વિશાળ ક્ષેત્ર પ્રતિ વિસ્તરવા માંડે છે આ ક્ષણે પ્રેમમા વ્યાપક જીવનદર્શનની ઝાખી થાય છે અને કોઇક વિરલ સ્વપ્ન પ્રાણની મધ્યમા આવી વિરાજે છે ત્યારે રસથી અધિક, છતા રસની દીપ્તિથી પ્રકાશિત, જીવનનુ ધ્યેય આકાર પામે છે એ દર્શન પ્રિયતમને રસીલી પ્રિયતમાના સહયોગમા ભાવનજીવનરૂપી અગાધ ભવસાગરમા સફર ખેડવા ઉત્સુક બનાવે છે અને આમ, સ્નેહના વિકાસક્રમનું એક સાગો પાગ દશ્ય પ્રેમની સ્મૃતિમા લગ્નની પુણ્યતિથિના આગમને વિનરી રહે છે એ દર્શ ઉન્નત હોવા છતા, ઉત્તામના આવિર્ભાવ સાથે તેમા વિષાદની ઝાખી છાયા પણ પ્રગટ થાય છે અને જીવનના પલટાતા સ્વરૂપને તાદશ્ય કરતા એક ચિરંજીવ મરાો સમર્થ ઉપમા દ્વારા વાણી દેહ આપે છે

હાની ! વસન્ત જતી જીવનની વહે છે
મંજરિની પ્રબળ શક્તિ હવે શમે છે

પરતુ એ ઓસરતા વહેણો કઈ અફસોસ કરવા જેવુ નથી જીવનમા જે કાઇ સિદ્ધ થયુ છે તે આદર્શનિષ્ઠ સમભાવનાના પરિપાક રૂપ હોય, આપોઆપ ફલિત થયા વિના નહિ રહે એ એક મહાન સતોષ છે આ કાવ્યની અંતિમ પક્તિઓ

શું શું કીધું? નથી નિરર્થક સિન્ધુ જીવ્યાં;
જો વેળુમાં ભવપટે પદપંક્તિ પાડી;
રહેશે ઘડીક, ઘડી કોઇકને જણાશે,
ને સારગ્રાહી જન આશિષ કોક દેશે.

વિખ્યાત અમેરિકન કવિ લૉંગફેલોની નીચેની પંક્તિઓની યાદ આપે છે:

Lives of great men all remind us,
We can make our lives sublime;
And departing leave behind us
Footprints on the sands of time.

'લગ્નતિથિ'થી એક ડગલું આગળ વધતું, બીજું ખંડકાવ્ય 'પુનર્લગ્ન' પરિપક્વ લગ્નજીવનની ભવ્ય ઉત્થાનગાથા ગાતું એક દર્શનાત્મક પ્રેમકાવ્ય છે. જીવનના સહપ્રયાણમાં વર્ષો વીતી ગયાં છે. ઊર્મિલ રસિકતાનું સ્થાન સૌમ્ય પ્રેમે લીધું છે. જીવનના નિરવધિ વિસ્તાર પર આદર્શનું દર્શન ધ્રુવતારકની જેમ વિરાજી રહે છે અને તેની પુનિત આભા નીચે ઉત્સુક પ્રિયતમ સહચરીને દૃષ્ટિ સન્મુખ વ્યાપી રહેલા મહાસાગરને નિહાળી, ભવસાગરની તેમની યાત્રા પરિપૂર્ણ કરવા આમન્ત્રણ આપે છે. સામે વિશાળ જલધિ પથરાઈ રહ્યો છે; સુકુમાર યૌવના જીવનયાત્રાથી શ્રમિત થઈ છે; પરતુ એક સમુન્નત જીવનદર્શન આદર્શપૂજક પ્રિયતમને ઉદ્યત કરતું, પ્રિયતમાના અંતરમા એની ઉલ્લસિત નવપ્રેરણા વહાવવા પ્રબળપણે તેને પ્રેરી રહ્યું છે. જીવનની સફરનો શ્રમ એ ઊર્જસ્વલ દર્શન સામે ઓગળી જાય છે અને પ્રાણેશ્વરી જીવનસાથિની પ્રિયતમની દૃષ્ટિમાં એક ઉદાત્ત, સુપરિપક્વ પ્રેમસ્વરૂપ ધારણ કરી રહે છે:

આવો પ્રસન્નમુખ લોચન કુળલક્ષ્મી!
ભાળો વિશાળ ઉર વૈભવી લક્ષ્મીતાત.

જિંદગીનો મભાર અહીં અભિનવ સ્વરૂપે ફ્લાયમાન થાય છે પ્રેયસી એ પત્ની બને છે, પત્ની પ્રિયતમારૂપે સોહાય છે અને પ્રિયતમા અને પત્ની દામ્પત્યના સુભગ અવતાર રૂપ પ્રભામય કુળલક્ષ્મીમા પલટાઈ જાય છે દૃષ્ટિ સન્મુખ પ્રસરતા મહાસાગરની વિપુલતામા જીવનની સમૃદ્ધિનો ભાસ થાય છે સાગર વિષ્ણુ અને લક્ષ્મીની સનાતન દામ્પત્યગાથા ગાઈ રહ્યો છે અને એના નિરોપમા આ પ્રેમીજન જીવનની મભર લગ્નગાથાનો સનાતન પ્રતિઘોષ સુણી રહ્યા છે

ઉદ્‌બોધ ગાય હજી સાગર એ કથાના

એવામા દૃષ્ટિ ઊંચે વિહરે છે અને ઉત્તુગ શૃગ શા રસનાથ પ્રભુ ગોપેશ્વરના દર્શન થાય છે, જેના પાદ સમીપ આ બે માનવગાગ ગમતીન ગોપગોપી જેવા સુહાય છે ગસેશ્વરની દિવ્ય પ્રેરણા પી

ઘેરી બજે જીવનબોધક ભવ્ય બસી,

અને એ બસીના ચિરતન વહેતા સૂર સાથે સૂર મિલાવી, આ દર્શનોત્સુક પ્રેમી સખીરી સાથ જીવનનુ અનુપમ નૃત્ય સર્જવા અધીર બને છે

ત્હેના સૂરે, સખીરી! જીવનનૃત્ય થાવુ

આમ રમ અને માગલ્ય, પ્રેમ અને પ્રભુતા, દર્શનની ભવ્યતામા સમ્મિલિત થઈ, સભર જીવનનુ જે ઓજસ્વી ચિત્ર પ્રગટાવે છે તેનું ઉત્કૃષ્ટ નિરૂપણ ચિરપ્રફુલ્લિત લગ્નભાવનાના આ અમર પ્રેમકાવ્યમા આપણને નિહાળવા મળે છે

પ્રેમ ની પ્રભુતાનું આ પરમ દર્શન લગ્ન દ્વારા દામ્પત્યજીવનની વ્યાપકતાનુ વિશિષ્ટ પ્રેરણાકેન્દ્ર બની રહે છે વ્યક્તિમાથી દમ્પતીમા વિસ્તરતુ, દમ્પતીમાથી માનવતામા વિકસતું, પ્રકૃતિમાથી વિશ્વપર્યંત પ્રસરતુ, લગ્ન ના ચિરજીવ યોગમા મૂર્ત થતુ, જીવનનું આ ઊર્ધ્વ પ્રેમ સ્વરૂપ માનવી માટે કેવુ પાવનકારી, કેવુ સતત્ પ્રેરણાદાયી નીવડે

છે, તેનું આલેખન પ્રિયતમાને ઉદ્દેશીને ઉચ્ચારાએલા આ પ્રસન્નોજ્જ્વલ ઉદ્બોધનમાં નિહાળો:

સૌભાગ્યશોભન પ્રફુલ્લ હૃદે સ્વીકારો,
લગ્નવતિનિ! ફરી એ વ્રત કેરી દીક્ષા.

દામ્પત્ય આ રીતે જીવનની લગ્નદીક્ષાના મૂર્તિમન્ત પ્રતીકરૂપ બની રહે છે, પરંતુ તેમાંથી પ્રાકૃતિક રસલીલા હજુ દેશવટો નથી પામી. રસની જીવન્ત પ્રેરણા વિના એ લગ્નદીક્ષા માત્ર કઠોર જ નહિ, પરંતુ નિરર્થક છે એ સત્યનો નિર્દેશ કેવી સરળતાથી કવિએ નીચેની પંક્તિઓમાં કર્યો છે:

ખેલ્યાં સખિ! અધિક આપણ ખેલશું, ને
કર્તવ્યકર્મ પણ ભવ્ય જ આદરીશું.

પ્રેમીઓનું રસજીવન આ રીતે દામ્પત્યજીવનના વિકાસમાં જેમ કૃતાર્થતા અનુભવી રહ્યું છે તેમ આદર્શ દામ્પત્યજીવન માંગલ્યની સિદ્ધિમાં કૃતકૃત્યતા અનુભવશે એ ચિરશ્રદ્ધા સાથે આ બે પ્રેમી હૃદયો ભવસાગરના અમૃતમંથનની યાત્રાકૂચમાં આગળ ધપવાનો નિર્ધાર કરે છે:

રત્નોથી એમ ભવસાગર આ ભર્યો છે:
ચાલો, મથી સુસજીએ સખિ! રત્નરાશિ.

અને આ યાત્રાકૂચની પૂર્ણાહુતિ 'આપણી લગ્નતિથિ'માં વિલક્ષણ સ્વરૂપે અભિવ્યક્ત થાય છે. વર્ષો વીતી ગયાં છે અને એ જ સુહાગી લગ્નતિથિ ફરી વાર પ્રેમી દમ્પતી પાસે દામ્પત્યના પરિપાકની ભેટ ધરી આવી છે. કેવું ચૈતન્યપ્રેરક છે લગ્નજીવનના તાદાત્મ્યનું આ સ્મૃતિદર્શન!

આ એ જ દિન, સખિ' જે દિન આપણી તો
બે આત્મજ્યોત મળી એક જ જ્યોત જાગી;
ને અંગુલિ મહીં ગૂંથાયલી અંગુલિ શી,
બે અગ્નિહોત્રની ગૂંથાઈ મળી શિખાઓ.

કુળરૂપી અગ્નિકુંડમાંથી પસાર થતાં કેટકેટલાં તપ તપી, જીવનના યોગ સાધી, પતિ-પત્ની આગળ વધ્યાં છે! પરંતુ અગ્નિની જ્વાળાઓ સહતાં છતાં યે તેમણે સદા પ્રેમની 'પ્રસન્ન પ્રભુતા' પીધી છે. સાધનાનો એકએક અધ્યાય વર્ષેવર્ષે પૂરો કરતાં—

આમ અષ્ટાદશાધ્યાયી ગીતા જીવનની લખી

આથી વધુ મહાન ફળ બીજું શું જોઈએ? કાળના મહાસાગરમાં હજુ યે ઘૂમવાનું છે જ. આયુષ્યગંગા મલિન કે સ્વચ્છ સ્વરૂપે સનાતન વહી રહી છે અને એના નીરમાં બે માનવહૈયાનું જીવનનાવ ઝૂલી રહ્યું છે. પરંતુ દામ્પત્યોપાસનાની પરાકાષ્ઠાએ પ્રિયતમ જ્યારે સખીરીને ઉદ્બોધતા

લ્યો સુકાન તરાવી દો પૂર સંસારનું વહું

—સંસારના નિ:સીમ વિસ્તાર પર સહજીવનમાં તેની સાથે ઓતપ્રોત બનવા ઝંખી રહે છે, ત્યારે નિર્માતી એકતાના પરિપાક રૂપ જીવનનું જે કલ્યાણસ્વરૂપ મર્જાય છે, તેનું નિરૂપણ પ્રેમની કેવી મગ્ન કાન્તિ ધારણ કરી રહે છે

આકાશનો ઉદધિ ઊતરતાં અગાધ,
પીયૂષનું પરમ હાસ્ય હસે છ ચન્દ્રી,
એવું સખિ! અમૃતના અભિષેક જેવું
કે હાસ્ય હેતનું સદા હમજે અગાધ

સૌન્દર્યના દેશ

સૌન્દર્યનું સ્થાન પ્રેમકવિતામાં હમેશાં વિશિષ્ટ રહ્યું છે પરંતુ સૌન્દર્ય એ પ્રેમની પ્રેરણામૂર્તિ છે, રસનું સાક્ષાત્ સ્વરૂપ છે, નિસર્ગનું લાવણ્ય છે, વિશ્વનું દ્યોતક ચૈતન્યતત્ત્વ છે અને સાથે જ ઉન્નતતાના પ્રતિના વિકાસક્રમનું એક શાશ્વત સોપાન પણ છે, એ ભાન સંસ્કૃત કવિતામાં જેમ કવિકુલગુરુ કાલિદાસને પ્રેરી રહે છે, અંગ્રેજી કવિતામાં જેમ આદર્શદ્રષ્ટા

કવિ શેલીની કવિતાને ઝળકાવે છે, બગાળી કવિતામાં જેમ કવિવર રવીન્દ્રનાથની પ્રતિભાને રસાનુભવની ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકાએ સ્થાપે છે, તેમ ગુજરાતી કવિતાક્ષેત્રે ન્હાનાલાલના વિશાળ કાવ્યસર્જનના સમગ્ર વિસ્તારને આવરી લે છે. સૌન્દર્ય અને પ્રેમના આ વિશિષ્ટ મંગ ધની અભિવ્યક્તિરૂપે 'જહાગીર-નૂરજહાન'માનું 'સૌન્દર્યના દેશ' એ ગીત ન્હાનાલાલની સૌન્દર્યદૃષ્ટિના એક પ્રતિનિધિ સમુ ગણી શકાય નૈસર્ગિક, સુસ્થિર રસપ્રેરણામાથી આવિર્ભાવ પામે ત્યારે જ સૌન્દર્ય પોતાનું સત્ય સ્વરૂપ મૂર્ત કરી શકે વિશ્વચૈતન્યની સર્વાગી સભરતાથી પ્રમુદિત થાય ત્યારે જ તે સર્જનાત્મક બને છે અને જીવનના પ્રેરકબળ શા સ્નેહનું આદર્શરૂપે નવસર્જન કરી શકે છે 'જહાગીર-નૂરજહાન' જેવી પ્રેમ સૌન્દર્યની કલાત્મક નાટ્યકૃતિમા ન્હાનાલાલે એ દર્શન, પ્રેમીઓના સુહાગી ઊર્મિભાવોને પ્રતિધ્વનિત કરતા એક સવાદ દ્વારા ઉત્થાનની ભૂમિકાએ જે લાલિત્યપૂર્વક ઝીલ્યુ છે ત આ ગીતમા આપણુને સહેજે દૃષ્ટિગોચર થાય છે. કયા છે દિલને તૃપ્ત કરે, આત્મામા અમૃત સીંચે, યુગ-યુગના પ્રારબ્ધ સર્જે, સકળ પ્રકૃતિને છાઇ રહેતા મહોરી રહે એવા શાશ્વત સૌન્દર્યના પ્રદેશ? જ્યા વદનમા કુસુમના વિલાસ ઝળકે, જ્યા નયનોમા પ્રીતિના અજન હોય, જ્યા હૈયામા ઉલ્લાસ ઊછળતા હોય, જ્યા પ્રેમી વિશ્વસાક્ષીએ પ્રિયતમાનો જીવનવિધાતા બની રહે એવી માનવ આત્માની સનાતન રસસૃષ્ટિના ધ્રુવપ્રદેશમા'

## ખંડ ત્રીજો : રાસ

### ન્હાનાલાલની રાસસૃષ્ટિ

**: ૧ :**

ગુજરાતી કવિતામાં રાસનુ નામ લેતા ન્હાનાલાલનું સ્મરણ થાય છે ગુજરાતની ઊર્મિકવિતામા ન્હાનાલાલનુ સ્થાન સર્વથી મોખરે છે

એ તો સુવિદિત હકીકત છે, પરતુ ઊર્મિકવિતામાં ય વિશેષે કરીને રાસના ક્ષેત્રમા તો ન્હાનાલાલ અપ્રતિમ વિરાજે છે એ વિષે ગુજરાતમાં બેમત નથી. કયાં બળોગાથી આ સિદ્ધિ નિષ્પન્ન થઈ હશે? છેલ્લી શતાબ્દીના અસ્તકાળે ગુર્જર પ્રજાના ચિત્તમાં એક તરફ જ્યારે 'સરસ્વતીચન્દ્ર' જેવી મહાનવલનાં જીવનમન્થનની ભૈરવગાથા ગુંજી રહી હતી, ત્યારે બીજી તરફ આ શતાબ્દીના ઉદયકાળે, એના હૃદયને ન્હાનાલાલની અપૂર્વ વસન્તકવિતા અને રાસ ડોલાવી રહ્યાં હતાં, એ ગુજરાતી સાહિત્યના ઇતિહાસની એક ચિરસ્મરણીય ઘટના છે. ગુજરાતી વાઙ્મયમાં રાસ એ કાવ્યનું એક પ્રાચીન સ્વરૂપ છે. જીવનનાં વિધવિધ પાસાંઓમાં ફેરતી આમપ્રજાની રસભાવના જેમજેમ સહજ છતાં કલામય આવિષ્કાર પામતી ગઈ, તેમતેમ એ સ્વરૂપનો કાવ્યદેહ ઘડાતો ગયો આમ આરંભથી રાસનું મૂળભૂત સ્વરૂપ વિશાળ જનતાના રસાનુભવને એક વિલક્ષણ આવિષ્કાર અર્પતા કાવ્યપ્રકાર સમું બની રહ્યું હતું. તેમાં ઊર્મિના સૂક્ષ્મ ધબકાર હતા, હૃદયની ઊંડી ઝંખનાઓ હતી, આશા નિરાશાના ઉલ્લાસ ને વિષાદ હતા રમની ઉત્કંઠા તથા ભાવનાના ચમકાર, સૌન્દર્યની લાલસા, સ્નેહનાં આકર્ષણ તેમજ પ્રેમના તલસાટ એની સપાટી પર વારવાર ઊપસી આવતા અને લલિત વાણીમા મૂર્તદેહ પામતાં. પરતુ પળપળનો એ રસાનુભવ જ્યારે જીવનરસની લાક્ષણિક અનુભૂતિનુ ચિરંતન સ્વરૂપ પામવા મથી રહ્યો, ત્યારે તેને અમરતા અર્પવા કવિતાની સાથ, તેની સખીઓ શા, સંગીત, નૃત્ય અને કળા, એ ત્રણે જોડાયાં. પરિણામે રાસમાં વાણીનો ઊર્મિમય દેહ, ભાવનાના લલિત આવિષ્કારને મૂર્ત કરતો, વિશિષ્ટપણે સંગીતના ઢાળમાં ઢળાઈ, નૃત્યના તાલ સાથે સંપૂર્ણ સંવાદ ન સાધે ત્યાં સુધી તેનું અંતરંગ સ્વરૂપ ભાગ્યે જ સિદ્ધ થાય એવી પરિસ્થિતિ

નિર્માણ થઈ. કવિતાના સૂક્ષ્મ લય ઉપરાંત સંગીતનો આરોહ-અવરોહમાં રાચતો ધ્વનિપ્રધાન લય, કાવ્યના આંતરિક ડોલનની સાથે નૃત્યની પ્રત્યક્ષ હલક, એ રાસના આત્મા અને પ્રાણુસમાં છે. કવિતાનું સહજ લાવણ્ય જ નહિ, વાણીની લોલવિલોલ છટા રાસના રૂપસૌન્દર્ય માટે અનિવાર્ય છે. કવિતાના રસનો આવિર્ભાવ ગેય બની, સંગીતના તાનમાં સહજપણે વહેતો, અંતરમા સ્વતઃ નર્તનની ઝલક પ્રગટાવે, ત્યારે જ પૂર્ણ રાસનું મર્જન થઈ શકે. આ દૃષ્ટિએ, ઓછેવત્તે અંશે રાસનો વિકાસ મધ્યકાલીન ગુજરાતી કવિતામાં થતો આવ્યો છે. યુગ-યુગની વિવિધ જીવનદૃષ્ટિ, તેના વિલક્ષણ ભાવો-ઊર્મિઓ તે તે કાળના સાહિત્યમાં લોકવાણી દ્વારા પ્રગટ થવા મથ્યા છે. શરૂઆતથી રાસમા ગેયતા, હીંચ, ડોલન, નૃત્ય, પ્રધાન સ્થાને રહ્યાં છે અને એ રીતે પ્રજાજીવનની ઉત્સુક સામુહિક રસવૃત્તિના સંસ્કારને તેણે પોષ્યા છે. પરંતુ રાસ ગુજરાતી સાહિત્યમા એક ચિરંજીવ, વિશિષ્ટ કાવ્યપ્રકારનું સ્થાન એ સમયે પામ્યો, જ્યારે દયારામે તેની ગરબીઓમા ઉલ્લસિત વાણી દ્વારા જીવનનાં ઊંડાં રસસંવેદન પર પ્રતિભાન્વિત કવિતાની અમર મ્હોર મારી. આમ છતાં, અર્વાચીન કાળના ઉદય સુધી તેનુ આંતરિક રસસ્વરૂપ મર્યાદિત રહ્યું વિવિધ સમયના રાસમાં તે તે કાળની રસ-ભાવના મૂર્ત થવા છતાં, યુગનાં સંકુચિત લક્ષણોથી તે સીમિત હતું. પ્રકૃતિના રસતત્ત્વ સાથે અમુક અંશે તદ્રૂપતા સાધવા છતાં, તે પરંપરાગત રીતિઓના અભિનિવેશમાંથી હજુ મુક્ત થયુ ન હતું. જ્યાં સુધી રૂઢિગત મર્યાદાઓમાંથી તે મુક્ત ન થાય, તત્કાલીન અસરોથી પર જઈ, વ્યાપક જીવનરસમા સમાઈ ન જાય, ત્યાં સુધી એક સનાતન કાવ્ય-પ્રકાર લેખે પોતાનુ આગવું સ્વરૂપ તે કઈ રીતે સિદ્ધ કરી શકે? દયારામે મહદ્ અંશે રાસના વિકાસક્રમને આ દિશા તરફ વાળવા પ્રયત્ન કર્યો;

યુગની રસવૃત્તિને વિકસાવી, તેને જીવનની ચિરન્તન રસિકતાથી અધિક કુસુમિત કરવા તે કટિબદ્ધ થયો, છતા રમસભર તેનો આત્મા પણ નિજ યુગની મધ્યકાલીન સીમાઓ સર્વાંશે વટાવી શક્યો નહિ રાસની દયારામે કવિતામા સુન્દર ખિલાવટ કરી, પરતુ તેને પૂર્ણ કુસુમિતતા તે અર્પી શક્યો નહિ એ કાર્ય કરવા માટે ગુજરાતી વાઙ્મય કોઈ મહા કવિને સાદ દઇ રહ્યુ હતું અને નર્મદે અર્વાચીન ગુર્જર કવિતાને ભૂતકાળના બધનોથી મુક્ત કરી, ગોવર્ધનરામે ગુજરાતની જીવનદૃષ્ટિને દર્શન સુખ કરી, કલાપીએ ગુજરાતના આત્માને પ્રેમથી રસતરબોળ કરી, તે માટે સંગીન ભૂમિકા તૈયાર કરી હતી, ત્યારે નવશતાબ્દીના પ્રારંભે રાસને સર્વોત્કૃષ્ટ અર્ઘ્યકલાએ બહનાવવા રસદ્રષ્ટા કવિવર ન્હાનાલાલનો ગુજરાતમા ઉદય થયો કવિતાના પ્રત્યેક ક્ષેત્રમા ન્હાનાલાલે જે વિસ્તૃત ખેડાણ કર્યું છે અને પ્રત્યેકમા જે અપૂર્વ ઉજ્જવળતા પૂરી છે, તે દ્વારા ગુજરાતી કવિતાના વિકાસમા આધુનિક યુગના તે મહાન સ્તભરૂપ થઇ પડયા છે પરતુ રાસને તો તેમણે જે રીતે તેના મધ્યકાલીન રૂઢિગત સ્વરૂપથી મુક્ત કર્યું છે અને તેમ વિપુલ કલ્પનાસંભાર સાથે અનેરી કાવ્યપ્રતિભા સીંચી છે, તેથી તો રાસે ગુજરાતી કવિતામા સગીતમય, નૃત્યવાહક અને કલાદર્શી સહજ સર્જનનુ અનકરણી ચિરતન સ્વરૂપ પ્રાપ્ત કર્યું છે ન્હાનાલાલના રાસમા તમે કવિતા અને સંગીતને વિખૂટા નહિ પાડી શકો ધ્વનિ અને લયને અનગ નહિ નિહાળી શકો રસ અને વાણીને વિભક્ત કરી તેમનું તારતમ્ય શોધી નહિ શકો કવિતા અને કલા, સંગીત અને નૃત્ય, ડોલન અને હીંચ ભાવ અને આલેખનનું સંપૂર્ણ અદ્વૈત ન્હાનાલાલના રાસ મૂર્ત કરે છે એ ઉપરાત તેમનુ એક વિશેષ લક્ષણ એ છે કે તત્ક્ષણના રસાનુભવનો ધબકાર તેમા જીવત રહેવા છતા કવી પણે તે

વ્યાપિક સનાતનતામાં સમાઇ જાય છે તે આપણે કળી શકતા નથી. એક મુહૂર્તનું સૌન્દર્યદર્શન ચિરકાળના રસદર્શનનું પ્રતીક બની રહે છે; એક ક્ષણની સહજ ઊર્મિલતા માનવહૃદયની સનાતન ઉત્કંઠાની આરસી ધરે છે; એક અંગત ઉરભાવ સૃષ્ટિની સર્વાંગી અનુભૂતિનું સ્વરૂપ ધારણ કરે છે. આથી જ ન્હાનાલાલના રાસનું સ્વરૂપ તત્કાલીન નહિ, કિંતુ સર્વતોદર્શી શાશ્વતતા ધરાવે છે. રાસના ઇતિહાસમાં દયારામે રસકવિતાનું ઉન્નત શિખર પ્રાપ્ત કર્યા પછી, ન્હાનાલાલે તેનું ઊર્ધ્વતમ શિખર સિદ્ધ કરી તેના પર નવકવિતાનો સુવર્ણકળશ ચડાવ્યો. કાળના ગંભીર યુગપલટાઓ પછી, આજે પચાસ વર્ષે પણ, ન્હાનાલાલના રાસ પર નિત્યનવીન પ્રફુલ્લતા મહોરી રહે છે, તેમની ભાષામાં સનાતન અર્વાચીનતાની છાપ વરતાય છે અને એમના રસાસ્વાદમાં જીવનની શાશ્વત રસાનુભૂતિની પ્રતીતિ મળી રહે છે. જગતના કાવ્યસાહિત્યના ઇતિહાસમાં એ એક ચમત્કારી ઘટના છે કે યુરોપના પુનરુત્થાને, એલિઝાબેથન યુગમાં આંગ્લ કવિતાના નવનિર્માણે જે એ કાળના સમગ્ર કવિવૃંદ દ્વારા અંગ્રેજી ઊર્મિકવિતામાં સિદ્ધ થયું, તે સંગીત અને નર્તનને પોતામાં સમાવતું કાવ્યનું કલાસ્વરૂપ ન્હાનાલાલે એકલે હાથે અર્વાચીન ગુજરાતી કવિતામાં આત્મસાત્ કર્યું. રાસનું એક વિશિષ્ટ કાવ્યસ્વરૂપ લેખેનું આ નવસર્જન ગુજરાતી કવિતા માટે જેવી તેવી સિદ્ધિ નથી. ગુજરાતની નવપ્રજા આ દૃષ્ટિએ કાવ્યના પ્રત્યેક ક્ષેત્રે ન્હાનાલાલના અનુપમ ફાળાનો વિચાર કરે અને વિશ્વસાહિત્યમાં તેમના સ્વયંસિદ્ધ સ્થાને ગુજરાતના મહાકવિની પ્રતિષ્ઠા કરવા ઉત્સુક બને એ જ આ સંપાદકની એકમાત્ર ઝંખના છે.

:૨:

ન્હાનાલાલના રાસમાં આમ કવિતા, સંગીત, નૃત્ય અને આલેખનકલા સર્વોચ્ચ કક્ષાએ પ્રગટ થઇ એકમેકમાં ઓતપ્રોત બની જાય છે

અને એ રીતે કાવ્યનું એક એવુ સુહાગી, રસોજ્જ્વલ સ્વરૂપ સરજે છે કે જે ચિરંજીવ પ્રેરણા અર્પતા મનોહારી લાલિત્યના ઉજ્જ્વળ પ્રતીક સમુ આપણા ચિત્તમા સદાય વિલસી રહે છે. ન્હાનાલાલની રાસ કવિતામા મહોરતો એકે ભાવ એવો નહિ જુઓ કે જેનામા વ્યાપક દર્શનની ઝાંખી ન થતી હોય, એકે ઊર્મિ એવી નહિ હોય કે જેના ધબકારમા આપણને વિશ્વપ્રાણનો ધબકાર ન સંભળાય, એકે ઉત્કંઠા એવી નહિ હોય કે જેનામા સ્વય પ્રકૃતિનું ઔત્સુક્ય આપણે ન નિહાળીએ અને આમ છતા પ્રત્યેક ઊર્મિ, પ્રત્યેક આકાક્ષા, પ્રત્યેક કલ્પના માનવવ્યક્તિમા જ મૂર્ત થાય છે અને માનવહૃદયમાથી જ સ્ફુરાયમાન થાય છે, એ તેની વિશિષ્ટતા છે તેથી જ, એમના રાસના પ્રત્યેક આવિર્ભાવ પર આતરિક સર્જનની વૈયક્તિક છાપ છે, પરોક્ષ ભાવની સૂક્ષ્મ સુવાસ જ નહિ, પરતુ પ્રત્યક્ષ રસાનુભવની મઘમઘતી સૌરભ છે ન્હાનાલાલના રાસ આ રીતે વ્યક્તિના રસપૂર્ણ સ્વાનુભવમાથી પ્રકૃતિની સર્વતોવ્યાપી રસિકતામાં સમાઈ જતું, સગીતના આન્દોલનમા ઝૂલતું, નૃત્યની હલક સાથે સંપૂર્ણ સવાદ સાધતું, છતા સર્જનની ઉત્કૃષ્ટ કક્ષા સાચવતું, અર્વાચીન ગુજરાતી કવિતાનું એક અનોખું અગ બની રહે છે

આ અંતરગ કવિતાસ્વરૂપ રાસના વિશિષ્ટ બાહ્ય સ્વરૂપ ઉપર આધાર રાખે છે રાસનું આસ્વાદન સગીતપ્રધાન ઊર્મિકાવ્ય લેખે શબ્દ અને વાણી દ્વારા થઇ શકે, પરતુ તેનો પૂર્ણ રસાસ્વાદ માણવા તો સમૂહસગીતરૂપે તેને અભિવ્યક્ત થતું જ અવલોકવુ જોઇએ કોઇ અજબ ઊર્મિભાવથી પ્રેરાએલુ નારીવૃંદ જ્યારે નૃત્યની હલક સાથે એકતાન થઈ, ગાનરૂપે નિર્મુક્ત વાણીમા તેને વહાવે, ત્યારે જ રાસનુ સુભગ કલાસ્વરૂપ પ્રગટ થાય પ્રાચીન કાળથી, રાધા અને કૃષ્ણ ||

રાસલીલામાંથી પ્રેરણા પીતું, રાસનું આ કલાસ્વરૂપ વિકસતું આવ્યું છે; પરંતુ ગુજરાતી કવિતામાં ઘણા કાળ સુધી મહદ્ અંશે તેમાં કાવ્યનું પ્રાધાન્ય નહોતું. ખાસ કરીને દયારામે બીજાં તત્ત્વો સાથે રાસમાં કાવ્યત્વનું ઓજસ્ પ્રગટાવવા નિષ્ઠાવાન પ્રયત્ન કર્યો અને તેને વૃંદસંગીત-ના બાહ્ય સ્વરૂપ પરથી રસમય ઊર્મિકવિતાના સભર આંતરફલક પર લાવી મૂક્યો. પરંતુ આ વિકાસ દયારામમાં સંપૂર્ણ થયો નહિ. છેવટે અર્વાચીન કાળમાં કવિવર ન્હાનાલાલે એમની ઊગતી વયમાં રાસને હાથમાં લીધો ત્યારે તેની સંપૂર્ણ કાયાપલટ થઈ ગઈ. વૃંદસંગીતનું એનું બાહ્ય સ્વરૂપ કાયમ રહ્યું, પરંતુ તેમાં હૃદયસ્પર્શી ધ્વનિના લય ઉમેરાયા. નૃત્યના ઝુલાવા ચાલુ રહ્યા, પરંતુ તેમાં અનેરા હીંચ અને હિન્ડોળનાં સૌન્દર્ય પુરાયાં. સંગીત અને નૃત્યના સાજ આમ વધારે સુશોભિત અને વિપુલ બન્યા, પરંતુ એ સર્વ ન્હાનાલાલના હાથમાં પ્રતિભાવન્ત કવિતાના ઢાળમાં ઢળાઈ ગયાં અને રાસ એ રીતે કાવ્યસર્જનનું એક ઉત્કૃષ્ટ કલાસ્વરૂપ પામ્યો. આમ વ્યાપક દૃષ્ટિએ રાસમા પ્રગટ થતાં લલિત કળાનાં વિવિધ સ્વરૂપો પર શાશ્વત કવિતાની મહોર મારી, ન્હાનાલાલે ગુર્જર કવિતામાં એક વિશિષ્ટ કાવ્યસ્વરૂપે તેની જે અપૂર્વ પ્રતિષ્ઠા કરી તે આધુનિક ગુજરાતી સાહિત્યના એક જ્વલંત પ્રકરણરૂપ છે.

ન્હાનાલાલના રાસની એક ખાસ વિશેષતા એ છે કે તેમાં માનવ-ઊર્મિનું ઝરણ, જીવનના અંકુરો પ્રગટાવતુ, પ્રકૃતિના વિશાળ પ્રેરણાપટ પર વહી રહે છે. મુગ્ધ નારીહૃદયના એક લાક્ષણિક આવિર્ભાવ રૂપ હોઈ સ્વાભાવિક રીતે જ તેમના રાસ પણ બીજા રાસોની જેમ, સ્ત્રીસહજ ઊર્મિભાવો પ્રગટ કરે છે. પરંતુ એ ભાવો ન્હાનાલાલમાં જે પ્રતિભા-યુક્ત ચિરંતન સ્વરૂપ પામે છે તેને લઈ તેમના રાસ બીજા બધા રાસથી જુદા તરી આવે છે. સ્ત્રીહૃદયની મૃદુતા એના પ્રાણ સમાન છે, તેની

ઋજુતા એમનું મનમોહક સૌન્દર્ય ધરે છે નારીના ઉરની સુકુમાર ઝંખનાઓ, એની મુગ્ધ પ્રણયકામનાઓ, એની સ્નેહ-સની પિપાસા, એના થનગનતા કોડ, એના લાવણ્યનો ભંડાર, એની ઊંડી સૌભાગ્ય-વાંછના એના દિલની આશાનિરાશાઓ, સહયોગ માટેનો એનો તીવ્ર તલસાટ–આ સર્વ કોઈ અજબરૂપે ન્હાનાલાલના રાસમા મૂર્ત આકાર પામે છે પ્રત્યેક ભાવ, પ્રત્યેક વૃત્તિ એનું કમનીય ચિત્ર ધરી આપણી સામે આવે છે અને તેની નિર્મળ આરસીમા સુહાતા એક નિર્વ્યાજ આત્માને નીરખવા આપણને આમન્ત્રણ પાઠવે છે જીવનના આ મુગ્ધ રસભાનનું ન્હાનાલાલનું આલેખન એટલું સુરેખ અને પરિપૂર્ણ છે કે તેમા નારીનું અતરતમ સ્વરૂપ ઊપસી આવતું હોય એવી આપણને પ્રતિક્ષણ પ્રતીતિ થાય છે તેમ છતા એ આલેખનને કોઈ કાળ કે પરપરા નો અભિનિવેશ નથી નારીના સાહજિક સ્વરૂપની આરાધના એ જ તેનું પ્રધાન લક્ષ્ય છે પરિણામે તેના પ્રત્યેક ધબકાર પર વિશાળ માનવતાની છાયા છે, તેના વિવિધ આવિષ્કાર પર મુક્ત સર્જનની મહોર છે નારીના ઉરમા કેન્દ્રિત થવા છતા, તેના ઊર્મિનિરૂપણમા માનવીની વ્યાપક રસવૃત્તિની અમર છાપ વરતાય છે, નારીની વિશિષ્ટ રસાનુભૂતિ પ્રકૃતિના સર્વતોસ્પર્શી રસાનુભવનું જાણે સાક્ષાત્ સ્વરૂપ ધારણ કરી રહે છે પ્રકૃતિ પોતાના સૌન્દર્યસોહાગથી જેમ પુરુષને રાસ ખેલવા આમન્ત્રે છે, તેમ નારી પોતાના અતરગ સૌભાગ્યની સુવાસથી નરને તેની સાથ જીવનનું તાદાત્મ્ય સાધવા નિમન્ત્રે છે આમ સૃષ્ટિની રસ પ્રેરણા જેમ પુરુષ અને પ્રકૃતિની બેનડીની રાસરમણાના નિયામક બળરૂપ હોય છે, તેમજ પ્રિયતમ પ્રત્યેની પ્રણયોત્સુક પ્રેયસીની રસ ઝંખના એ રાસનું વિધાયક બળ બની રહે છે ન્હાનાલાલના રાસની એ વિશેષતા છે કે પ્રતિક્ષણ ઉદ્ભવની ઊર્મિઓ તેમા પાસાદાર, મનોહર

રસગીતોમાં ગૂંથાઈ જવા છતાં, એ અપરપાર ઊર્મિઓનું સ્વગત નિરૂપણ માનવહૃદયની વ્યાપક રસાનુભૂતિનું સતત સહભાગી બને છે એટલું જ નહિ, પરંતુ સમગ્રપણે જીવનની કેન્દ્રસ્થ રસાનુભૂતિમાંથી પ્રભુતાનું મંગલાત્મક દર્શન ઘડવામાં પણ પોતાનો અવિનાશી ફાળો આપે છે. આ રીતે ન્હાનાલાલના રાસ, જે રસદૃષ્ટિએ ગુજરાતની રાસકવિતાના ઊર્ધ્વતમ શિખરરૂપ છે, તે વ્યાપક દૃષ્ટિએ કવિના સાગરસગય જીવનદર્શનરૂપી મહાસાગરમાં ચિરંતન વહેતી એક સુભગ સરિતા રૂપે સમાઈ જાય છે.

: ૩ :

ન્હાનાલાલની આ પુણ્યોજ્જવલ રાસસૃષ્ટિ અંતરથી યે નીરખવા જેવી છે. પ્રકૃતિનું ઔત્સુકય અને માનવીની ઝંખના તેમાં એકાકાર બની જાય છે સૃષ્ટિના વિસ્તરતા લાવણ્યપટ પર તેની અનુપમ કાન્તિ ઝળકી રહે છે. નિસર્ગનું સૌન્દર્ય તેની સુકુમાર પાર્શ્વભૂમિ રચે છે. ઋતુઓ મનુષ્યજીવનના વિકાસ અને પરિવર્તનને તેમાં તાલ આપે છે. વસુધા ઊર્મિલ પ્રણયના થનગનાટે તેમાં પુલકિત બને છે. વ્યોમ તેને આશ્રય આપવા તારા અને નક્ષત્રોનો મંડપ રચે છે. પ્રભાત અને સન્ધ્યા તેની આશા નિરાશાના પ્રતીક બની રહે છે. દિન અને રજની તેના ઉલ્લાસ તથા શ્રમને પ્રતિબિંબિત કરે છે. પ્રકાશ અને અન્ધાર તેની શ્રદ્ધા અને હતાશાને મૂર્ત કરે છે. પુષ્પોની સૌરભ અને ફળના રસ તેની કામનાઓને ઉત્તેજિત કરે છે. પર્વતોના શૃંગો, સરિતાના પટ, વનની કુંજો તેને મુક્ત વિહાર અર્થે આમન્ત્રણ પાઠવે છે, અને પ્રકૃતિના નિરવધિ દૃશ્યો વચ્ચે વિલસી રહે છે એ રાસસૃષ્ટિના કેન્દ્રરૂપ તરુણ, મદભર મુગ્ધા. તેના નયન પર કમનીય લજ્જા છવાઈ રહી છે, તેના તન પર મસ્ત યૌવન થનગની રહ્યું છે, તેના વદન પર વસં-

ન્તનો સોહાગ ખીલી ઊઠ્યો છે, તેના અધર પર આકર્ષક સ્મિત ફરકી રહ્યું છે, તેની વાણીમાંથી મધુર સંગીત વહી રહ્યું છે, તેના ઉરમાં નવયૌવનના કોડ વિરમી રહ્યા છે કેવું પ્રેરણામય, અનિર્વચનીય છે નારી અને પ્રકૃતિના તાદાત્મ્યનું આ સુહાગી દશ્ય ! પ્રકૃતિ જેમ પુરુષ સાથ વિશ્વની સનાતન રમરમણા ખેલવા આતુર બને છે, તેમ રમિકા પ્રિયતમ સાથ અગાધિત રમસહચારની મુક્ત જીવનલીલા ઝંખે છે હૃદયનાથની મૂર્તિમાં તે પોતાની સર્વ ઊર્મિઓ–આશાઓને કેન્દ્રિત કરે છે તેમના ઉરમાં તે પોતાની સર્વ આકાંક્ષા અને કામનાઓને અંકિત કરે છે એ સ્થિતિમાં ક્યારેક ઉલ્લસિત આનંદ છે, તો ક્યારેક આકરો વિષાદ પણ છે ક્યારેક જીવનની મતૃપ્તિ છે, તો ક્યારેક હૃદયની આરઝૂ પણ છે, ક્યારેક મોહના કામણ છે, તો ક્યારેક વિરહની વેદના પણ છે પરંતુ પળપળ પલટાતા જીવનના રંગોની વચ્ચે તેને માટે ચિરંતન જલે છે પ્રિયતમનો પ્રભાવન્ત પ્રાણ એ અમર પ્રાણને જિંદગીના ધ્રુવ તારક રૂપે સ્થાપી, રસપિપાસુ નારી આગળ પ્રયાણ કરે છે અને રસયાત્રામાં આવતા અનેક વિઘ્નોને અવગણતી, નિરાશાની ગ્લાનિને સદા દૂર હડાવતી, પ્રાણનાથ સહ જીવનનું સાહચર્ય માણતા અનેરી કૃતાર્થતા અનુભવી રહે છે

ન્હાનાલાલની રાસસૃષ્ટિમાં આ ભાવનાથી ફલિત થતા પ્રકૃતિના અવનવાં સ્વરૂપોને રસની નૈસર્ગિક ભૂમિકા રચતા આપણે નિહાળીએ છીએ, ત્યારે નારીના ઉરની વૈવિધ્યમય ભાવસૃષ્ટિને સમગ્રપણે આવરી લેતી તેમની ઉન્નત વિહગદષ્ટિ આપણને આપોઆપ પ્રતીત થાય છે વસન્ત જ્યારે તેના અપૂર્વ રંગ ધરી આવે છે અને પૃથ્વી પર નવચેતના પ્રસરી રહે છે, પુષ્પોની અનેરી સૌરભ વાતાવરણમાં મહેકી રહે છે વૃક્ષો ફળથી લચી રહે છે, સમસ્ત પ્રકૃતિ નવજીવન ધારણ કરે છે, ત્યારે

ન્હાનાલાલની રાસસૃષ્ટિની વિધાત્રી શી પ્રણયિની, પ્રિયતમને સાદ દેતાં, સહસા ઉચ્ચારી ઊઠે છે:

રાજ! કોઇ વસન્ત લ્યો, વસન્ત લ્યો! (વસન્ત લ્યો!)

અને જેમાં સમગ્ર સૃષ્ટિ ભાગ લઇ રહી છે એ નવકુસુમિત જીવનના સોહાગમાં સ્નેહનું સુમધુર સંગીત વહેવડાવવા તેને પ્રાર્થે છે.

એ જ રીતે વર્ષાની ધારા પછી ફરી પાછાં વસન્તનાં સોણલાં સખીરીના ઉરમાં ઊભરાય છે અને તેના ચેતનસ્પર્શે કરમાએલી કૂંપળો ફરી પાંગરવા માંડે છે. લીન થએલાં સ્વપ્નો સંસાર પર ફરી ઊતરી આવે છે, હૃદયમાં સંગીતના ધ્વનિ જાગે છે, આયુષ્યને નવસંજીવની છંટાય છે; અને ત્યારે મહોરતી વસન્તમાં પ્રેમીઓને મન નવસર્જનના ઉદયનો ભાસ થાય છે:

આજ મ્હારે ઊગે નવસર્જનનાં રહવાર, રાજ!

સોણલા આવે આયુષ્યની વસન્તનાં. (વસન્તનાં સોણલાં)

આમ વસન્ત એ નવપ્રણયના અંતરનાદ જગવતી, પ્રકૃતિ અને માનવજીવનના નવસર્જનની પ્રતીકરૂપ બની રહે છે. પરંતુ મનુષ્ય-હૃદય માટે એ કેવળ મુગ્ધ આકાંક્ષાઓની જ પ્રેરક નથી. વસન્ત જ્યારે શતપાંખડીએ ખીલી રહે છે, સૃષ્ટિ અનુપમ સોહાગ ધરે છે, વિશ્વ પુનરુત્થાનની વધામણી ઉચ્ચારે છે, ચન્દ્રિકા પ્રફુલ્લિત સૃષ્ટિ પર ચન્દરવો ધરે છે, તારલા ધરતી પર તેજપુષ્પો વેરે છે, ત્યારે ભક્તના મુદિત હૃદયને પ્રકૃતિના એ નવસંભાર પાછળ વિલસતા ચૈતન્યસ્વરૂપ વિશ્વાત્માની ઝાંખી થાય છે. આ નવીન પ્રકૃતિદર્શન રસોત્સુક ભક્તને નિસર્ગ-સૌન્દર્યમાં નિજ હૃદયની આરઝૂ ઉમેરી, જીવનનાથ પરમેશ્વરને પોતાને આંગણે પધારવા અને વસન્તે ધરેલા નવપ્રફુલ્લિત સૃષ્ટિના અર્ઘ્યને સ્વીકારવા વિનવવા પ્રેરે છે. એ ક્ષણે પ્રકૃતિનો સમુન્નત રસોલ્લાસ ઝીલતો

ભક્તજન વસન્તના અખૂટ સૌન્દર્યવૈભવને પ્રિયતમ પ્રભુના અંતર પ્રતિસાદ દેતી હૃદયની નિર્વ્યાજ ઝંખના સાથે કેવો સુભગપણે ઓતપ્રોત કરી શકે છે તેનું મનોહર દૃશ્ય એક લાક્ષણિક રાસમા આપણને જોવા મળે છે:

આ વસન્ત ખીલે શતપાંખડી, હરિ આવોને,
આ સૃષ્ટિએ ધરિયા સોહાગ; હવે તો હરિ! આવોને (હરિ' આવોને)

આમ છતા, વસન્તની સાર્થકતા તો મનુષ્ય તથા પ્રાણીઓના નવજીવનને બહલાવતા રસોત્સવમા જ છે તેનું ભાન કવિ એક ક્ષણ પણ વીસરતા નથી કોયલના મધુર ટહૂકાર આંબાની ડાળેથી વસન્તને સત્કારે છે ત્યારે એ આવકારની અજબ મોહકતા માનવીને સહજપણે કોયલને તેની મધુરી મોરલી છેડવા વીનવવા પ્રેરે છે

કોયલડી! ત્હારી મોરલી મધુરી જરા છેડી જજે' (વસન્તગીત)

વસન્તનું આ નવદર્શન કેવુ સુભગ છે! દિશાના ચીર વિધુના ધવલ વિશુદ્ધિરંગે રંગાયા છે, રવિદેવ દિનને તેજની અર્ચા ધરે છે, પુષ્પોના ગન્ધકોષ નવસૌરભ પ્રગટાવી રહ્યા છે, ત્યારે એ પ્રમુદિત પાર્શ્વભૂમિ પરથી વસન્તને વધાવવા મનુષ્યને એની અજબ વેણુથી મોહ પમાડતી રસપંખિણી કોયલથી વધુ સુયોગ્ય વાહન બીજું કયુ મળી શકે? પરતુ આ વસન્ત નવપ્રફુલ્લતા ધારણ કરતી પ્રકૃતિનું સામાન્ય પરંપરાગત સ્વરૂપ નથી સાત્ત્વિક પ્રકાશને પગલે તે પધારે છે. 'મીઠી સાન્તવની, ભાગ્યમમ સહચરિની; જગજીવન મન્ત્ર શી ઉદ્ધારિણી, પ્રમુદિરણ સરીખી સકલસંચારિણી,'—તે સૌ પ્રાણીઓની પરમ કલ્યાણદાયી ચૈતન્યદેવી છે. તેના ટ્હૌકારવમા સસ્કૃતિગાથાના પડઘા પડે છે તેના બસીનાદમા સૃષ્ટિની રસગાથાના ધ્વનિ ઊભરાય છે તેના ઉલ્લસિત રોમનમા નવજીવનના નર્તન પરખાય છે. એ જ વસન્ત મનુષ્ય

અને પ્રાણીઓ પાસે એવું કામણગારું સ્વરૂપ ધરી આવે છે. ફૂલડાંની આંખમાં જાદુ આંજતી વસન્ત, નવસુવાસે મહેકતું, પ્રાણને મહેકાવતું, પ્રિય નયનમા વસી જતું એનું અનેરું આંજણ પોતાના નયનોમાં પણ આંજે એવી ઝંખના પ્રત્યેક પ્રાણીમાં જાગે ત્યારે જ પૃથ્વી પર વસન્તનું આગમન સાર્થક થયું ગણાય. રસિક કોયલડી, વસન્તમન્ત્ર ઉચ્ચારતાં, માનવહૃદયની મુગ્ધ કામનાઓને વહી જતી એની સુમધુર વેણુથી વસન્તિકાનુ અભિવાદન કરતી, ઉલ્લાસની મૂર્તિ સરીખી, ચેતનાની આ નવસૃષ્ટિમા સુહાય છે. રસિક મુગ્ધાને મન એ પોતાની ઊર્ધ્વ ઝંખનાઓની પ્રતિમૂર્તિ હોવા ઉપરાંત પોતાની રસોર્મિઓની સહભાગિણી પણ છે એ સત્ય કેવી આત્મીયતાપૂર્વક ન્હાનાલાલની કોયલ-કવિતામાં વ્યક્ત થયુ છે!

ઊંચા આકાશ, ઊંચી વાદળી, અલી કોયલડી!
ક્યાંઇ ઊંચા ત્હારા રણવાસ:
મીઠડું ટ્હૌકજે રે અલી કોયલડી! (અલી કોયલડી!)

: ૪ :

વસન્ત અને કોયલના આવા રાસમાં ન્હાનાલાલની રસસભર વસન્તકવિતાની ઝાંખી થાય છે. પરંતુ રાસનો વિસ્તાર મનુષ્યના આંતર જીવનમાં પ્રસાર પામે છે, ત્યારે પણ વસન્તની ઉલ્લાસિતાનું વાતાવરણ સૂક્ષ્મરૂપે તેની આસપાસ પ્રસરતું જ હોય છે, એ ન્હાનાલાલની કાવ્યસૃષ્ટિમા માનવ અને પ્રકૃતિ કેવી સહજ તદ્રૂપતા સાધે છે તેનુ નિદર્શક છે. પ્રકૃતિને પગથારથી મનુષ્યની દૃષ્ટિ પ્રેમની ભૂમિકા પર ઢળે છે, ત્યારે પણ સોહાગભરી સન્ધિકા અને અમીવર્ષાવતી ચન્દ્રિકાનાં તેજ એકમેકમા પરોવાઇ જાય છે. એ સ્વરૂપે પ્રકૃતિ, સ્નેહના અનુરાગને વધાવતી, કુળ અને ગૃહની પ્રસન્નતા પર આશીર્વાદ વર્ષાવતી,

મનુષ્યહૃદયમાં પ્રવેશે છે, ત્યારે જીવનના અતળ ઊંડાણમાંથી ઉત્થાન પામેલા,

મધુરી શી મોરલીના મધુરા કલ્લોલ' (દામ્પત્યના બોલ)

દામ્પત્યજીવનની સૌરભને મૂર્ત કરતા, અંતરમાં ગુંજી રહે છે દામ્પત્ય સ્નેહની પ્રતિમા શા હૃદયનાથ મુગ્ધાને મન ત્યારે જીવનના ધ્રુવતારક રૂપ બની રહે એ તદ્દન સ્વાભાવિક છે

વીજળી જ્યમ ગગન મ્હાય,
કવિતા કવિનયન મ્હાય,
એમ હીંચી હૃદય મ્હાય,
પ્રેમગાય ગાય. (મ્હારો હીંચકો)

ક્યારેક ઉત્કંઠિત પ્રેયસિની સ્નેહના સભારથી પ્રણયદેવને વધાવવા ઉત્સુક બને છે હૃદય જીવનના સમુલ્લાસથી પ્રમુદિત બને છે એ ધન્ય પ્રસંગ માટે તત્પર તે સખીઓને ફૂલડાના ફાન વીણવા વિનવે છે

વીણોવીણોને ફૂલડાના ફાન,
ફોરે એવા હૈયા, સખિ!

હૈયા મ્હોરી રહ્યા છે, પુષ્પોની સમૃદ્ધિ ઊભરાઈ રહી છે, પણ 'સરખી સાહેલી કોઈ વીણવા ન આવે' એ વિચાર તેનામાં ક્ષણભર વિષાદ જગાવે છે કિંતુ બીજી જ પળે તેનો એ અજંપો ઓસરી જાય છે અને તેની ઊર્મિઓની બેપરવાઈ મસ્ત બની ગહેકી ઊઠે છે ગઈ વાધો નહિ સરખી સાહેલી નહિ મળે તોય

વીણું હું વનને એકલી રે,
વીણું અનમેળી હું ફૂલફૂલની વેલી, ને
વીણું ને થાઉં ઘેલી ઘેલી (ફૂલડાંના ફાન)

વળી ક્યારેક રસિક પ્રેયસી પ્રણયનાથને આકર્ષવા શૃંગારના સાજ સજે છે સુંદર વેણી ગૂંથી છે, સરસ વસ્ત્રાલંકાર અને સુશોભિત શણ

ગારની ચારુતા દેહ પર સોહાય છે; પણ અચાનક યાદ આવે છે, વેણીમાં ફૂલ ગૂંથવાનુ તો રહી ગયુ હવે શુ થાય? પ્રિયમિલનની ઘડી ઝડપથી નજીક આવી રહી છે. એક ક્ષણ પણ હવે બાકી રહી નથી. આષાઢની વાદળીમા ચમકતા વિદ્યુતના ઝબકારે રમણીના નયનોમા તેજ દીપી રહે છે, મોરની કલામા રૂપના નર્તન પરખાય છે અને ત્યા અણધારી અંગુલિઓનો મૃદુ સ્પર્શ થતા,

'નાહી હું ઓરડે એકાન્ત, અલબેલડી!

વેણી ગૂથી ને ગઈ ફૂલ હું તો ભૂલી ..'(ફૂલ હું તો ભૂલી)

ઉપરોક્ત પંક્તિઓમા નારીહૃદયના ઊર્મિલ પ્રણયભાવને કવિએ શૃગારની કેવી અજબ છટાપૂર્વક ચીતર્યો છે! જે સુકુમાર ઉત્કંઠા શણગારનો સાજ સજી, પિયતમને ઝ ખતી બેઠી હતી, તે જ ઉત્કંઠા પ્રિયતમનો સંચાર થતા કેવી ચપળ ક્ષુબ્ધતા અનુભવી રહે છે, તેનુ નૈસર્ગિક નિરૂપણ પ્રણયથી મઘમઘતા આ નિર્વ્યાજ રાસ-ગીતમા આપણને સુલભ્ય થાય છે. એ જ ઉત્કંઠા જ્યારે સ્થિર બની, રસિકવરનો સાથ શોધે છે અને તે ની સહ પ્રણયની રસમસ્તીમા અનુપમ એવી મધુ-રજનીમા મહાલવા તત્પર બને છે, ત્યારે લતાઓ પર પ્રફુલ્લતા પુષ્પો અને વૃક્ષો પર પમરતા મ્હોરને નિહાળતા, પખીઓના વસન્તકલરવો તેમજ રસિકો કેરા ગીતો સાંભળતા, પ્રેયસીની અધીરતા સ્નિગ્ધ પ્રણયનુ જે મોહક ચિત્ર ધારણ કરે છે, તે શૃગારની રમણીયતાને સભરતાપૂર્વક 'માઝમ રાત'મા નિરૂપિત થયુ છે.

ફૂલડે નમેલી ફેરે છે વેલી,

માઝમ રાત અલબેલો,

રસની હેલી રે રેલી વસન્તની, સખિ! (માઝમ રાત)

મધુરજનીના સહયોગની પ્રમુદિત ઉત્કંઠા નવપ્રણયના ઉન્નમિત

ગંભાર સર્જે છે. પ્રકૃતિ મનુષ્યની ઊર્મિલતાના આ અનાહત નાદથી વિસ્મિત બની, એ સંભારમાં પોતાનો સાથ પુરાવે છે. વનની કુંજ-નિકુંજોએ નવરંગના વાઘા સજ્યા છે, ચન્દ્રરાજ રજનીનાં અંગને અજવાળી રહ્યો છે, મધુર તેજ સૃષ્ટિ પર વરસી રહ્યું છે, લતાઓ મઘમઘતાં ફૂલથી લચી રહી છે. વનમંડપો પવનમાં ઝૂલી રહ્યા છે, ત્યારે સ્વાભાવિક-રીતે જ રસિક પ્રિયાના અંતરમાંથી, પોતાની સાથ નવઋતુનો સોહાગ માણવા પધારવા પ્રિયતમને સંદેશ પાઠવતા ઉદ્ગાર સરી પડે છેઃ

મ્હોરી મ્હોરી આંબલિયા કેરી ડાળ રે,
એ રત આવીને, રાજ! આવજો!...
ઊભી ઊભી નીરખું છું વાટ, અલબેલ રે!
એ રત આવી, ને રાજ! આવજો!....(એ રત)

સોહાગની આ અલબેલી ઋતુમાં પ્રણયની પરિપૂર્ણતા ઝંખતી પ્રેયસિનીની વાંછના આ સુભગ પંક્તિઓમાં કેવી દીપી ઊઠે છે! એવી જ નૈસર્ગિક વાણીમાં મૂર્ત થાય છે એ રસઝંખના અને તેની સાથ સ્ફુરતી ઉલ્લાસમય પ્રતીક્ષાની વિમલ શોભા!

પરંતુ આ પ્રતીક્ષા હમેશાં પૂર્ણ થવા સરજાઈ હોતી નથી. ક્યારેક તે અખંડ વિયોગમાં પણ પરિણમે છે, પરન્તુ તેથી, તેની પાછળ ઝબકતી ઝંખનાની શોભા ઘટવાને બદલે ઓર વધે છે. જીવનની સપાટી પર પ્રસરતો રસ હૃદયનાં અતળ ઊંડાણ સુધી પહોંચે છે અને સ્મૃતિની વેરવિખેર કણિકાઓને એકત્ર કરી તેમાંથી ભાવિ જીવનના દર્શનનું સુભગ ઘડતર કરે છે. નિર્મળ પ્રણયનું એ એક વિશિષ્ટ સૌન્દર્ય છે કે તેની પરિતૃપ્તિ જેટલી આહ્લાદક નીવડે છે, તેથી યે વધુ હૃદય-સ્પર્શી તેના વિયોગની આરજૂ હોય છે. 'શાકુન્તલ' જેવી પ્રેમની અનુપમ કલાકૃતિમાં તે વિયોગ દ્વારા જીવનની આંતરિક પરિણતિ સરજે છે,

તો 'રોમિયો-જુલિયેટ' જેવી ગાન્ધર્વપ્રણયની અમર નાટ્યકૃતિમાં તે બાહ્ય સંઘર્ષના તુમુલ અગ્નિમાંથી પ્રેમના આંતરિક સુમેળવાદની ચિરંતન જ્યોત પ્રગટાવે છે. પરન્તુ રાસરૂપી મૌક્તિક સમી ન્હાનકડી કાવ્યકૃતિમાં ય ઉત્સુક પ્રણયનું અણમોલ તેજદર્શન અપૂર્વ ઝલકપૂર્વક ઝીલી શકાય છે, તેની પ્રતીતિ 'મંભારણાં' જેવા રાસની અમર પંક્તિઓમાં આપણને મળી રહે છે:

રૂપલા રાતલડીમા ઊઘડે ઉરનાં બારણાં, હો બ્હેન!
ઝૂલે રસપારણા, હો બ્હેન! (મંભારણાં)

પરન્તુ પ્રતીક્ષાની આરઝૂ જ્યારે પૂર્ણ થાય છે, પ્રિયતમનો પદસંચાર જ્યારે પાસે સંભળાય છે, ત્યારે વિરહની વ્યથા એક ક્ષણમાં ફનાની દઈ, પ્રેયસી રસમગ્ન બની રહે છે. એક ક્ષણમાં વિયોગની તમિસ્રા ઓસરી જાય છે, વિષાદના પૂર પાછાં વળે છે; અને પૂરબહારમા વિકસતી ચન્દ્રિકા સૃષ્ટિના રસસ્નાનમાં તેને નિમજ્જન લેવા આમન્ત્રે છે, ત્યારે ઉમંગભેર હૈયે તે પૃથ્વી પર પથરાતી જ્યોત્સ્નાની સુહાગી ઉલ્લાસરમણામાં જોડાય છે. રસસુધા રેલાવતી ચન્દ્રિકા ત્યારે તેના રસોન્મુખ જીવનની આરસી બની રહે છે. તેમાં પોતાનુ પ્રતિબિમ્બ નિહાળતાં પ્રફુલ્લિત બનેલી મુગ્ધા આત્માના અમૃતનું કેવું ઉજ્જવળ દર્શન ઝીલે છે, અને તેને સુકુમાર ઉરભાવોમાં પ્રસરાવી મધુર વાણીમાં કેવી મોહક ઋજુતાપૂર્વક વ્યક્ત કરે છે, તેનું આલેખન નરસિંહરાવ જેવા સાક્ષરવર્યને પણ મુગ્ધ કરતા અમર રાસ 'ફૂલડાં કટોરી'માં આપણને જોવા મળે છે:

ચન્દ્રીએ અમૃત મોકલ્યા, રે બ્હેન!
ફૂલડાકટોરી ગૂંથી લાવ:
જગમાલણી રે બ્હેન!
અમૃત અંજલિમા નહિ ઝીલું, રે બ્હેન!

કેવી સુકુમાર ઊર્મિમાંથી આ નામ્રનો ઉદ્‌ગમ થાય છે! ધીમે ધીમે અંતરની અણનાતી આકાંક્ષાઓ મુગ્ધ-રસિક ભાવનાઓમાં આકાર લેતી જાય છે નારીહૃદયનું સીનું સૌન્દર્ય અવનવા દર્શનોની પરંપરા સર્જે છે અને વિશ્વમાં રેલાતા અપૂર્વ દીપ્તિમાન રસને માનવઉરમાં સમાવવાની એક અનિર્વચનીય ઉત્સુકતાથી થનગની રહે છે પાર્થિવ ગાધોથી તે ઝીની શકાય તેમ નથી માત્ર પ્રકૃતિની નિ ર્વાજ ફૂલડા કોરી કે દિ વ્યતાની અમૃતકટોરી જ તેનુ યોગ્ય વાહન બની શકે

ફૂલડાંના દેવની હથેલીઓ, રે બ્હેન!
દેવ ની કટોરી ગૂંથી લાવ
જગગાવણી, રે બ્હેન'
અમૃત અંજલિમા નહિ ઝીલુ, રે બ્હેન! (ફૂલડાકટોરી)

આમ મનુષ્યની રમવૃત્તિ પ્રકૃતિમાથી વધુ વિમલ રસપ્રેરણા પામતી, અને ઉદાત્ત એવી દિવ્ય રમભાવના પ્રતિ કેવો સહજ સચાર કરે છે, તેનુ અનુપમ પ્રમાણદર્શન આ રાસમા આપણને સાંપડે છે સર્જ ાની એવી અપ્રતિમ ભૂમિકાએ રસિકતા અને સૌન્દર્ય, ચાપલ્ય અને લજ્જાના મોહક વર્ણોથી સુહાતી પુણ્ય પ્રભાએ દીપતી, રસસુંદરી મૌનિક સ્વરૂ ાનિર્માણ જે અદ્‌ભુત કતાથી રાસ જેવી સાંમિત કાવ્ય કૃતિમા પણ કવિવર ન્હાનાલાલે અહીં કરી બતાવ્યુ છ અને બીજા અનેક ગીત તથ રાસમા દેરરેક સિદ્ધ કર્યું છે, તે તેમને જગતર્ન શ્રેષ્ઠ ઊર્મિકવિતામા ઉન્નત સ્થા ા ા અધિકારી બનાવે છે, જ્યારે ગુજરાતની રાનકવિતામા તો તેમને અગ્રિમ પદે સ્થાપે છે

ચન્દ્ર ા જ્યોત્સ્ના જેમ ન્હાનાલાલ ા રસસર્જક પ્રતિભાના મૂર્તિમન્ત પ્રતિનિધિરૂપ છ તેમ તે તેમ ા કોકિલરી રસિકાના પણ એક અ ા ય પ્રતીકરૂપ છે તેના તેજના શુભ્ર અગારમા રસિકા પોતાના

જીવનનો પ્રકાશ જુએ છે, તેની મધુરી શીતળતામા તે પ્રાણનો આહ્લાદ અનુભવે છે, તેની રૂપેરી આભામા ને ઉશ્વાસમાન પ્રણયની જ્યોતરના નિહાળે છે, તેના વિસ્તારમાં તે અંતરમા પ્રસરતા પરિમળ અવલોકે છે પીયૂષનાજ ચન્દ્ર સ્વાભાવિક રીતે જ આમ લલિત મુગ્ધાના હૈયાના ચન્દ્રમા રૂપ બની રહે છે, તેના હૃદયરાજના એક પ્રભાવન્ત પ્રતીક રૂપે વિરાજી રહે છે

નયણે ઝીલુ મ્હારા નાથને, નયણે ચન્દ્રમા ચમકે;
ઉર ભરી પ્રેમ ભિક્ષરાય,
ઉગ્મા ચન્દ્રમા ચમકે. (મ્હારો ચન્દ્રમા)

પણ એથા યે આગળ વધી કવિશ્રી ન્હાનાલાલ જ્યારે કોઇક રસિક પ્રેયસીના મુગ્ધ ઉરના ઊંડાણમા ઊતરે છે અને ત્યા તરવરતા ઊર્મિના અસ્પર્શ્ય કોઇને ઝીલી લઇ, તેને બરાબર અનુરૂપ, સહજ વાણીમા કાવ્યદેહ આપે છે, ત્યારે સુકુમાર રસમુગ્ધતાનુ જે અવર્ણ્ય સૌન્દર્ય તેના આલેખન પર ખીલી રહે છે તેનું સુરેખ પ્રતિબિંબ,

ઝીણા ઝરમર વરસે મેહ,
ભીંજે મ્હારી ચૂંદડી
એવા નીતરે કૌમારનો નેહ,
ભીંજે મ્હારી ચૂંદડી.. ... (ઝીણા ઝીણા મેહ)

–જેવા મુગ્ધ તારુણ્યની લાક્ષણિક રસછટા બહલાવતા રાસમા અજબ રીતે દીપી ઊઠે છે' શરદની ઉજ્જવળ ચન્દ્રિકાના સુધાપાન કરતી રસિક બાળા અવએલી શરદની રસિકતામા જે તાદાત્મ્ય નિહાળે છે, તે દ્વારા વિશ્વરસને પ્રતિમૂર્ત કરતા સૃષ્ટિજીવનના એક રસકેન્દ્રનું અહીં સાક્ષાત્ નિર્માણ થતું આપણે નિહાળીએ છીએ.

પરન્તુ અભિજાત જીવનના આ રસનિરૂપણ ઉપરાંત, ન્હાનાલાલ ગ્રામ્યજીવનના સાહજિક રસભાવોને એવી જ અનુપમ છટાથી, ધરતીનો પોતાનો જ હોય એવો, સહજ ઉઠાવ આપી શકે છે એ વિધાન સંસ્કારશીલ સૌન્દર્યના કવિશ્રેષ્ઠ તરીકે તેમને પિછાનતી આધુનિક પ્રજાને કદાચ વિચિત્ર લાગશે, પરન્તુ તેની સત્યાર્થતા પિછાણવી હોય તો ગોપગોપીના રસાનુભાવની, તેમની દિનચર્યામાં સ્વતઃ પ્રગટ થતી, વિલક્ષણ રસસૃષ્ટિનું આકર્ષક દર્શન કરાવતા 'મહીડાં'ના રાસમાં તેની પ્રતીતિ મળી રહેશે. પ્રથમ પંક્તિઓમાં—

> હલકે હાથે તે નાથ! મહીડાં વ્હલોવજો:
> મહીડાંની રીત ન્હોય આવી રે લોલ......

—પ્રિયતમ સાથ મહીડાં વ્હલોવતી ચતુર રસિકા એવી મહિયારીનું સંપૂર્ણ ચિત્ર પ્રત્યક્ષ થાય છે અને એક દૈનિક ક્રિયાની રસીલતામાંથી ઊભરાતું ગોપજીવનનું સમગ્ર વાતાવરણ, તેના રસાત્મક સૌન્દર્ય સાથે, આપણી આંખ આગળ તરી આવે છે.

ગોળીમાં મહીડાં વ્હલોવાઇ રહ્યાં છે, પરન્તુ પ્રિયતમનો હાથ કાંઇક ભારે ફરી રહ્યો છે, તેને ધ્યાનથી સંભાળવાનું સૂચવતી મહિયારી એ દિનક્રિયાના બાહ્ય ચરની નીચે વહેતા પ્રણયના રસધ્વનિને કેવો લલિત આવિર્ભાવ આપે છે!

> ગોળી નન્દાશે નાથ! ચોળી છંટાશે નાથ!
> મોતીડાંની માળા તૂટશે રે લોલ;
> ગોળી નન્દાશે ને ગોરસ વહી જશે,
> ગોરીનાં ચીર પણ ભીંજશે રે લોલ:
> હલકે હાથે તે નાથ! મહીડાં વ્હલોવજો...... (મહીડાં)

મૌગ્ધ્ય અને શૃંગારની નિસર્ગસુંદર તદ્રૂપતા સાધતું, રસિક ગોપજીવનના ઓજસ્વી ફલક પર રહેલું, આવું પ્રાણવાન રસચિત્ર અભિજાત જીવનને મૂર્ત કરતી આધુનિક ઊર્મિકવિતામાં આપણને ભાગ્યે જ સાંપડશે. તળપદી રસિકતા, તળપદી વાણીમાં પ્રગટ થવા છતાં, સર્જનાત્મક પ્રક્રિયા દ્વારા કાવ્યત્વની કેવી ઉત્કૃષ્ટ કક્ષા સાધી શકે છે તે અહીં આપણે પ્રત્યક્ષ નિહાળી શકીએ છીએ. મદમસ્ત, રસવિલોલ મહિયારીનો આત્મવિશ્વાસ, ઉલ્લાસમાન પ્રણયઘમકાર પ્રસરાવતો, તેની પોતાની અનોખી ભાષા સર્જે છે, જેના ગ્રામ્ય ઢાળ પર સનાતન રસતત્ત્વની મુદ્રા દીપી ઊઠે છે, અને એ આખો ય આવિષ્કાર જીવન અને પ્રકૃતિની ચિરંતન રસવૃત્તિના એક સમર્થ પ્રતીકરૂપ બની રહે છે.

આમ અભિજાત અને ગ્રામ્ય, બન્ને સ્વરૂપોમા મુગ્ધ હૃદયની રસિકતા જુદીજુદી રીતે ઊપસી આવવા છતાં, આખરે તો તેઓ એક વ્યાપક રસાનુભવમાં જ સમાઈ જાય છે તેમાં રાસના ભાવ-વૈવિધ્યનું સાફલ્ય રહેલું છે. બન્ને સ્વરૂપોનું અનોખું સૌન્દર્ય છે. જેમ 'મહીડાં'માં પ્રાકૃતિક રસિકતાનું એક વિરલ દર્શન આપણને સાંપડે છે, તેમ 'કાશ્મીરી શાલ'માં સસ્કારી રસિકતાનું મોહક ચિત્રણ નિહાળવા મળે છે. અહીં પણ—

હું તો ઓઢું ઓઢું ને સરી જાય રે!
મ્હારી કાશ્મીરી શાલ......

—ની રસીલી મુગ્ધતામાંથી—

મ્હારું હૃદય ભરાયુ ને વાધતું રે લોલ,
મ્હારી ચોળી કેરાં બધનો હરાવતું રે લોલ...... (કાશ્મીરી શાલ)

—ના લલિત શૃંગાર પ્રતિના સહજ સંચારનું સુરેખ આલેખન છે; કિંતુ 'મહીડાં'ના રસલાલિત્યમા સહજ સ્વાનુભૂતિનું જે નૈસર્ગિક

આલેખન છે, તેને બદલે અહીં સ્વાનુભવમાંથી સ્ફુરતી સભાનવૃત્તિનું નિરૂપણ પ્રધાન સ્થાન લેતુ લાગે છે. ગ્રામ્ય અને સભ્ય, અભિજાત અને તળપદા જીવન વચ્ચેનુ એ અંતર......

:૫:

પ્રેમનો વિયોગ અને પ્રણયના વિરહ ન્હાનાલાલના રાસમા ઘણી વાર જીવન્ત પ્રેરણાતત્ત્વ જેવાં બની રહે છે. વિયોગની વિષાદ-પૂર્ણ ભૂમિકાએ, ઉત્કંઠિત પ્રેમ જ્યારે ઉન્નતોમુખી બને છે, ત્યારે અંતરની વ્યથા એવા જ ઉન્નત પ્રતીક દ્વારા વ્યક્ત થવા મથે છે. એવે પ્રસંગે સામાન્યતયા પ્રણયકલ્પનાની આસપાસ કેન્દ્રિત થતી રાસની નૈસર્ગિક ભૂમિકા આપોઆપ ઉચ્ચતર દર્શનની સપાટીએ ઊંચકાઈ જાય છે. એવા સંયોગમાં ઊપસી આવતા પ્રેમનિરૂપણનું સૌન્દર્ય કંઈક અંશે ગહન આત્મિક સ્વાનુભૂતિમાંથી પ્રગટતું, જીવનની કૃતકૃત્યતા માટે તલસી રહે છે:

ચન્દ્રમાજી રે ઊગ્યો, સખિ ! આજ મ્હારા ચોકમાં;
આશા નિરાશાનો ચન્દ્રમાજી રે...(આશા નિરાશાનો ચન્દ્રમા)

ચન્દ્રના ઉદય અને અસ્તમા પ્રેમની આશા નિરાશાના ઉદય અને અસ્ત નિહાળતી જયાના ઉદ્‌ગાર 'જયા જયન્ત'માંના આ રાસ દ્વારા મંથનાત્મક જીવનની ગહન અનુભૂતિને મૂર્તરૂપ આપે છે. પરન્તુ બીજી દૃષ્ટિએ ચન્દ્ર રસસભર જીવનના ઉજ્જ્વળ પ્રતીકરૂપ પણ છે. તેની છાયા નીચે, જ્યોત્સ્નાથી દેદીપ્યમાન પૂર્ણિમામાં પોતાના અંતરમાં મહોરતા પ્રણયના વિલાસનુ પ્રતિબિંબ નિહાળતી, વિયોગી પ્રણયિનીનું ચિત્ર ઓછું મોહક નથી. તેની વિરહકલ્પનામા સૌન્દર્યનું કેવું અજબ માધુર્ય પમરે છે, તેની ઉદ્દીપ્ત ઉત્સુકતામા રસની કેવી અપૂર્વ પિપાસા સળગને છે, એ 'પૂર્ણિમા પાછી ઊગી' જેવી મુગ્ધ તારુણ્યનાં કામણ વેરતી

તલસ્પર્શી કૃતિમાં આપણને દૃષ્ટિગોચર થાય છે. વ્યંગ દ્વારા, અંતરના પ્રણયભાવ કેવા મનોહર લાલિત્યપૂર્વક વ્યક્ત કરી શકાય છે, તે નીચેની પંક્તિઓમાં વિશદતાપૂર્વક પ્રગટ થાય છે:

નાં'વ્યા એ નણદલના વીરા

કે પૂર્ણિમા પાછી ઊગી રે......(પૂર્ણિમા પાછી ઊગી)

પરંતુ કેટલીક વાર વિયોગમાં વિષમ પરિસ્થિતિ જન્મે છે. પ્રિય-મિલનની આશા દૂર દૂર ઠેલાય છે. હૃદયમાં કેવળ એકલતા અને ગ્લાનિનો ભાસ થાય છે. જે સ્નેહધામમાં હૃદયનાથની સહ એક વાર ઊભરાતા દિલે રમક્રીડા માણી હતી, તે જ સ્નેહધામ હવે સૂનાં બન્યાં છે. શું એ સદાને માટે સૂના રહેવા જ સર્જાયાં હશે? આવી આવી કમ્પક કંઇક ચિંતાઓનો આભાસ પ્રિયમિલન ઝંખતી રમણીના ચિત્ત-માં ખેદ જગાડે છે. જીવન એક સનાતન નિશારૂપ બની જાય છે:

સૂના સૂના તે મ્હારા ઓરડા,

ને એક સૂતી અંધારી રાત રે,

સ્નેહધામ સૂનાં સૂનાં રે......

અને સ્નેહના આત્મમંથનોમાં અંતર્મુખ થઈ, જીવનના આકરા ભાવિપથનો તે વિચાર કરે છે ત્યારે ય,

પાનાં પ્રારબ્ધના ફેરવું,

મહીં આવે વિયોગની વાત રે,

સ્નેહધામ સૂનાં સૂનાં રે.

આ સ્થિતિ નિવારવાનો શું કશો જ ઉપાય નથી? પ્રિયતમના દિલમાં એવો તે શો અંતરાય ઊભો થયો હશે કે એક વખતના સ્મૃતિ-પ્રિય સ્નેહમંદિરનાં માળિયાં સદાને માટે સૂનાં રાખવા હવે તેઓ પ્રેરાતા હશે? આ વિકળ હૃદયમંથનમાંથી ઊપજી આવતી દર્દભરી પ્રાર્થના કેવા આર્જવપૂર્ણ ઉદ્‌ગારોમાં વ્યક્ત થાય છે!

પ્રીતમ' પ્રીત કેમ વીસર્યા
એવો દીઠો અપ્રીતમા શો લાભ રે?
સ્નેહધામ સૂના સૂના રે (સૂના સૂના સ્નેહધામ)

પરન્તુ આથી યે દુ સહ એક બીજી પરિસ્થિતિ છે, જેમા અંતરનો પડદો બાહ્યજીવનને મૂક બનાવતા અમોનડા સરજે છે બાર બાર વર્ષ લગી એ અબોલડામા પ્રેયસી ઝૂર્યા કરી છે વિરહની એ નિતાન્ત તપશ્ચર્યામા તેનુ દિલ વલોવાઈ ગયુ છે, પરન્તુ એ તપશ્ચર્યાનો હુતાશન જ્યારે પૂરો થાય છે અને આરાધનાનો સુભગ પરિપાક પ્રગટે છે ત્યારે પરિસ્થિતિ આમૂલ પલટાઇ જાય છે

બાર બાર વર્ષના અબોલડા રે,
આખોમા આખો ઢોળાય,
આજ આખોમા આખો ઢોળાય
ભાગ્યા અમોલડા રે (અમોલડા)

–ત્યારે ફરી રસના કુમકુમ ઘોળાય છે, સ્નેહના ગીતો ગવાય છે, લજ્જાના પડદા ચિરાઈ જાય છે અને હૈયા આખરે હૈયામા સમાઇ જાય છે

આ રીતે વિયોગની ઉત્સુકતા અને વિરહની વ્યથા ઉત્કંઠિત પ્રેયસીના આતરજીવનમા જે ભમરો નિપજાવે છે તેમનું કલાત્મક રસનિરૂપણ ન્હાનાલાલે આવા કેટલાક લાક્ષણિક રાસ તથા ગીતોમા આપ્યુ છે તેની સાથે ગીતોના રસઝરણાના અભારણા કયારેક અન્ય મધુર ઉપસાવે છે એ જીવનના દશ્યો જેવા કે

ચન્દન છાંટી ચોક સમાર્યો વ્યોમનો,
રજની રસીલી હસની યક્ષિન વર શ્યામ જો'
ચાદલિયો ઉર ભરીભરી રસ કઇ રેલતો,
આપણ પણ રમતા તાં વિરલ વિશ્રામ જો'

એવા યે દિવસો પણ પ્રીતમ! વહી ગયા. (એ દિવસો) –પમાર થએલા જીવનનાં સંસ્મરણો દ્વારા, ઉરમાં વિષાદની આછી છાયા પ્રગટાવે છે, પરન્તુ પૂર્વનું એ રસજીવન નિરર્થક નથી ગયુ. તેની ચેતનાના ધબકાર હજુ યે જીવન્ત છે. પ્રારંભના પ્રણયકાળનો પ્રફુલ્લ રસોલ્લાસ જોકે પમાર થઈ ગયો છે, છતાં તેની છાપ નવ-પલ્લવિત થતા સ્નિગ્ધ પ્રેમના આવિર્ભાવ પર અચૂક વરતાય છે.

આથી ઊલટી રીતે, કેટલીક વાર પ્રેમ વર્તમાન દશામાં સંતુષ્ટ હોય છે ત્યારે અણધારી વિયોગની ઘડી આવી ચઢે છે. જીવનમાં એકરૂપ બનેલા પ્રિયનાથ એક ક્ષણમાં પોતાથી વિખૂટા પડવાના છે તેનો વિચાર પ્રેયસીને વિકળ બનાવે છે. કોઈ પણ ભોગે તેમને પરદેશ જતા અટ-કાવવા જોઈએ. તે વેળા એની વિનવણીઓ નિર્વ્યાજ આર્જવની જે કમનીય મોહકતા ધારણ કરી રહે છે, તેનું દર્શન અહીં પ્રત્યક્ષ થાય છે:

કોઇ આવો આ વાર રે, રોકો નિરધાર રે,
જીવન આધાર રે, પ્રીતમ પધારે પરદેશમાં...

પ્રિય હૃદયનાથને આ દુઃસહ નિર્ધારમાંથી ચળાવવા માગતી પ્રણ-યિની કેવી સમર્થ દલીલો વાપરે છે!

વ્હાલમ! વસમી વાટ વનવગડાની વેગળી:
ઉરને હિન્ડોળાખાટ ઝૂલો ઝુલાવું હેતથી...(પ્રીતમ પધારે પરદેશમાં)

મુગ્ધ પ્રણયના આવા આર્જવમય આવિર્ભાવની સામે જ્યારે પ્રીતમ ઘેર પધારે છે, ત્યારે પ્રેયસીનો ઉલ્લાસ, બધી સીમાઓ ઓળગી, અનંતમાં મહોરી ઊઠે છે! પ્રિયમિલનની અનેરી પળ, દીર્ઘ તિતિક્ષા પછી, પાસે આવી રહી છે; જીવનમાં ફરી આશાનો સૂર્ય ઊગ્યો છે; પ્રાણમાથી નવો પ્રાણ પ્રગટ્યો છે; ઉરને ઘાટ રસનો સુધાપાલો પીવા પ્રીતમ આવી રહ્યા છે, ત્યારે ઉલ્લાસિની કાન્તાનું હૃદય ઊર્મિઓથી

છવકાઇ જાય છે અને પ્રિયનાથ સાથેના એ મધુમિલનની પૂર્વ તૈયારી રૂપે તે ફૂલનો સાજ સજવા પ્રેરાય છે.

હો માળીડા! છાબ ભરીને લાવ્ય ફૂલ,
કે આજ મ્હારે પ્રીતમ પધારે ઘેર ..

ઝડપથી નજીક આવી રહેલા પ્રિયમિલનની પ્રતીક્ષા પ્રેયસીમા કેવી રસમભર પ્રણયોત્કટા પ્રગટાવે છે તેનું સુરેખ આલેખન નીચેની પંક્તિઓમા વિશદ થાય છે

હો' દેહ દઈ દેહનો પીધો સુધાપ્યાલો,
કે આજ મ્હારે પ્રીતમ પધારે ઘેર,
હો' પ્રાણ દઈ પ્રાણનો કીધો છે મ્હારો વ્હાલો,
કે આજ મ્હારે પ્રીતમ પધારે ઘેર...(પ્રીતમ પધારે ઘેર)

પરતુ રાસ પ્રણયની સુભગ કામનાઓનુ જ એકમાત્ર પ્રતીક નથી ન્હાનાલાલ સરખા કવિવર ભાઈ અને બહેનની નિર્મળ પ્રીતિને ઊર્મિના ઢાળમા ઢાળી, તેમાથી યે એટલા જ મનમોહક રાસનું નિર્માણ કરી શકે છે તેની પ્રતીતિ નીચેના રાસમા મળશે

ખમ્મા! વીરાને જાઉ વારણે રે લોલ:
મોઘામૂલો છે મ્હારો વીર જો'
ખમ્મા વીરાને જાઉ વારણે રે લોલ (ખમ્મા વીરાને')

ન્હાનકડા ભાઈ પ્રત્યેનો બહેનનો ઊર્મિલ સ્નેહભાવ તળપદી વાણીમા કેવી અજબ કાવ્યછટાથી કવિએ વ્યક્ત કર્યો છે તે આ રાસની પ્રત્યેક કડી તેની સહજ ઊર્મિલતા દ્વારા ઉચ્ચારી રહે છે

આમ છતા બન્ધુ ભગિનીના સ્નેહની ભાવના, ગમે તેટલી જ્વલત છતા, રાસની નૈસર્ગિક રમ્યસૃષ્ટિમા એક અપવાદરૂપ જ છે પ્રતિભાસંપન્ન કવિ ધારે તે ક્ષેત્રનો સ્પર્શ કરી, રાસ દ્વારા તેને અભિવ્યક્ત કરી શકે,

પરંતુ અંતે તો તેને પણ રાસસૃષ્ટિના મધ્યવર્તી કેન્દ્ર સમા પ્રણયના મુગ્ધલલિત ઊર્મિસ્વરૂપ પાસે જ આવ્યે છૂટકો. ન્હાનાલાલ માટે પણ આ વિધાન એટલું જ સત્ય છે અને તેમના રાસમા તે ફલિતાર્થ થાય છે. પ્રિયમિલનની તૃપ્તિ જેમ રાસનું સુભગ સ્વરૂપ સર્જે છે, તેમ પ્રેમવિયોગની વિહ્વળતા અતૃપ્તિની વેદનાનું હૃદયગમ, એવું જ આકર્ષક સ્વરૂપ પ્રગટ કરે છે તે નીચેની પંક્તિઓમાં પ્રતીત થાય છે:

હૈયાનાં હેત વ્હેની વાંસળી વાગી,
વાંસળી વાગી,
ને મ્હારી છાતડી જાગી:
દુનિયાના દશ દેતી વાંસળી વાગી. (હૈયાની વાંસળી)

અને એ જ રીતે 'પૂછશો મા'ની આ પંક્તિઓમાં તે ઊપસી આવે છે:

ટહુકે છે કોકિલા, પુકારે છે પપૈયો,
કારણોના કામીને સૂઝશો મા;
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા. (પૂછશો મા)

અને તેમાં ય મધરાતે સ્નેહીના સોણલાં, આભમાં વિદ્યુતની જેમ, અંતરમાં ઝબકી રહે, પૂર્વજીવનની પ્રીતિનાં સંસ્મરણો હૃદયમાં આગ પ્રગટાવે, ત્યારે પ્રેયસીના ઉરના એકાન્ત પરિતાપથી કેવા જલી રહે છે તેનું ચિત્રણ તો ખરે જ અનન્ય છે:

ઝીણી જ્યોતે ઝળહળે પ્રિયનો દીપક લગીર,
પડે પતંગ, મર્હો જલે,
એવી એવી આતમાની અધીર: રે સાહેલડી!
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.

વિરહની એ અસહ્ય વ્યથામાં કોમળમાં કોમળ વસ્તુ પણ અકારી લાગ્યા વિના રહેતી નથી, એ દર્દપૂર્ણ અનુભૂતિનું નિરૂપણ કેવી વેધક પંક્તિઓમાં થયું છે!

ખૂચે ફૂલની પાદડી, ખૂચે ચન્દ્રની ધાર,
સ્નેહીના સંભારણા,
એવા એવા ખૂચે દિલ મોઝારઃ રે સાહેલડી!
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે. (સોણલા)

આવી વિષમ પરિસ્થિતિ નિર્દોષ પ્રેયસી માટે શાને? બાહ્ય સંયોગોની યન્ત્રણા કે વિધિનિર્માણની ગહનતા જ શું તેને માટે કારણભૂત હશે? કે પછી ખુદ સ્નેહીજનનુ અતર તો એ સ્થિતિ નથી સર્જાવતું ને? આવી અકળ ક્ષણોએ પ્રિયાને કયારેક પ્રિયતમના હૃદયમાં મોળા પડતા સ્નેહની ઝાખી થાય છે ત્યારે તેનુ દિલ નિર્દોષ હરિણીશું ઘવાય છે પ્રેમ વિના જીવન નિ સાર બનતુ ભાસે છે; તે વખતે જે આર્જવપૂર્ણ ઉદ્‌ગાર તેના મુખમાથી સરે છે તે ઓછા હૃદયવેધક નથીઃ

આવ્યો આષાઢ, ગાઢ વાદળા છવાયા,
આસુડે ચીર સૌ ભીંજાયા;
સુહાગી દેવ!
એવા શા આળ રાજ! માયા ઉતારી? (માયા ઉતારી)

૬ઃ

પરંતુ સિન્ધી પ્રણય ॥ આવા હૃદયમમ દશ્યોને બાજુએ ખસેડી, કેટલીક વાર કવિ પ્રકૃતિ અને વિશ્વના રસમિલનને સાક્ષાત્ કરવા ઉદ્યત થાય છે સૃષ્ટિ ॥ આ વ્યાપક મિલનમા પણ પ્રણયની એક મહાન વિધાયક બળ તરીકે આણ વરતાય છે એ તેઓ વિશદપણે જોઇ શકે છે. નિસર્ગના દશ્યોમા રગબેરગી પ્રણયના ઊર્મિલ તરવરાટ વિલસી રહે છે તેના પડઘા મનુષ્યના અંતરમા ય પડે છે. પરંતુ પ્રકૃતિની પ્રણયલીના ગમે તેટલી મોહક છતાં હમેશાં દષ્ટિપથ ઉજાળનારી જ નથી નીવડતી તે ॥ ચચળતા ઘણી વાર મનુષ્યના હૃદયમા વ્યગ્રતા પ્રેરે છે.

વિશેષે કરીને સ્થિતપ્રજ્ઞતા તરફ ઢળી રહેલા દર્શનાભિલાષી મનુષ્યને તેનો સાદ ભ્રામક ભાસે છે. અને તેથી તેની મોહકતા અનેરી હોવા છતાં, તેની ચંચળતાને કારણે એવો માનવી જીવનસખીને એ પ્રકૃતિલીલાને પોતાનું હૃદય સમર્પતાં પહેલાં અટકવા અનુરોધ કરે છે.

નથી જીવનનો બોલ, જયા એ
નથી ટહુકો એ આત્મનનો;
નથી ઉરઝરણું, એ ભ્રમરમણું:
એ ઘોર ધ્વનિ કંઇ વનવનનો.

ઇન્દ્રજાળ રૂપી એ સાદમાં જગતનો સાચો સંજીવનમંત્ર નથી, ને નથી એમાં પ્રભુતાનું માંગલ્ય; એટલે ગમે તેટલો પ્રલોભક છતાં આદર્શનિષ્ઠ માનવી માટે તે ત્યાજ્ય જ રહ્યો.

નથી જગતનો મન્ત્ર, જયા! એ
નથી ન્હોતરું એ અમરોનું;
નથી પ્રભુપ્રેરણા, એ સહુ ભ્રમણા:
એ ઇન્દ્રજાળ કંઇ અસુરોનું...(વનના બોલ)

આમ ઘણી વાર પ્રકૃતિનાં મનોહર ભાસતાં દશ્યોનો સાદ મનુષ્યને માટે ભ્રમજનક નીવડે છે, પરંતુ નિસર્ગ જ્યારે પોતાનું અંતરતમ સ્વરૂપ લઈ માનવી પાસે આવે છે ત્યારે તેના બાહ્ય દશ્યોની ચંચળતા પાછળ ધબકતી એક સનાતન સ્વપ્રેરણાની આપણને તે પ્રતીતિ કરાવે છે. એ સમયે પ્રકૃતિ વિશ્વાત્માના વાહનરૂપ બની જાય છે અને મનુષ્યને તેની સાથ તદાકાર થઇ, જીવનનું સાફલ્ય માણવા આમન્ત્રે છે. પ્રેરણાની એવી પુણ્ય ક્ષણોએ પ્રેમે પમરતી સુહાંગના મુક્ત વિહારમાં નિસર્ગ સાથ કેવી તદ્રૂપતા સાધે છે તેનું મનોહર દશ્ય 'સન્ધ્યાને સરોવરે', 'વનનાં આમન્ત્રણ', 'સારસના શબ્દ' જેવા પ્રકૃતિસૌન્દર્યના ધીરગંભીર

રાસમાં જોવા મળે છે. ત્રણેમાં સ્થિર રસે સુહાતી અભિજાત કાન્તા વનનાં સૌન્દર્ય સાથે એકરૂપ થઇ જાય છે. 'સન્ધ્યાને સરોવરે' માં એ રસ સુહાગી ઊર્મિનું વિમલ લાલિત્ય ધારણ કરી રહે છે:

સરોવરે પાણીડાં ગઇ'તી સાહેલડી!
ભર્યું ભર્યું બેડલું ઉપાડયું, સાહેલડી!
વ્હાલાનું તેજ મ્હારે વદને પડયું:
સરોવરે ઝીલવા ગઇ'તી, સાહેલડી!
પ્રેમનુ સરોવર ઝોલે ચ્હડયું:
સરોવરે પાણીડાં ગઇ'તી સાહેલડી! (સન્ધ્યાને સરોવરે)

'વનનાં આમન્ત્રણ'માં એક તરફ વનનાં નૈસર્ગિક સૌન્દર્યો અને બીજી તરફ પુરના સંસ્કારમય કલા-શણગારનાં સાગસામાં ચિત્રો સાથે, વનના સાહજિક અને નગરના વિકૃત પ્રેમનાં વિરોધાભાસી ચિત્રો એકમરખાં મોહક લાગે છે:

વનમાં શકુંતલા ને વનમાંહી રાધિકા,
પુરમાં તો કુબ્જાનાં કામણ બહ્યાં!
વનનાં આમન્ત્રણ આવ્યાં, સાહેલડી! (વનનાં આમન્ત્રણ)

પરંતુ માનવહૃદય અને પ્રકૃતિની લીલાનું સુસંવાદી દૃશ્ય તો 'સારસના શબ્દ' જેવા ઓજસ્વી રાસમાં જ ખરું ઝળકી ઊઠે છે:

સન્ધ્યા ઉજાસભરી નમતી હતી સખિ! વૈશાખની:
મનોહારી, સુશીતળ, શાન્ત, હો સખિ! વૈશાખની.

નિસર્ગનું લાવણ્ય સન્ધ્યાના આ દૃશ્યમાં જે સુસ્વરથ પરિપક્વતા ધારણ કરે છે, તેનું સુરેખ પ્રતિબિંબ મનુષ્ય-જીવનમાં પ્રેમરસના સંવાદી પરિપાકમાં વિકસતું આપણે અવલોકીએ છીએ:

ઓવે એક સારસબેલડી, સખિ! વૈશાખની;
આવી ટહુકી અમારી પારઃ હો સખિ! વૈશાખની.
અને જાગી જગત-રસચેતના, સખિ! વૈશાખની;
રહી વરસી જ્યોત્સ્ના કેરી ધારઃ હો સખિ, વૈશાખની.(સારસના શબ્દ)

આમ ઊર્મિલતાના નવસર્જનમાં પાંગરતી, વાસન્તિક લાવણ્યના સોહાગ ધરતી, વન, કુંજ, લતા, પુષ્પ, પંખીના ઉલ્લાસ ઝીલતી, ન્હાનાલાલની રાસસૃષ્ટિ પ્રકૃતિના તાલ સાથે સૂર મિલાવતી, જીવનનાં અનેકવિધ રસાત્મક સ્વરૂપોમાંથી પસાર થાય છે. પ્રણયના મુગ્ધ તરવરાટને વ્યક્ત કરતી, રસિક ઉત્કંઠાને આકાર આપતી, સ્નિગ્ધ હૃદયમાં આકર્ષણ જમાવતી, પ્રફુલ્લ પ્રેમમાં કુસુમિત બનતી, મુક્તપણે સૃષ્ટિમાં વિહાર કરતી, પ્રિયમિલનના સ્વપ્ન સેવતી, વિરહના આર્તનાદ જગાવતી, પ્રિયતમની આરાધના કરતી, દિલના ઘા રૂઝવતી, આત્માના મંથન કરતી, સૌમ્યતાની ઉપાસના કરતી, પ્રકૃતિસૌન્દર્યમાં જીવનનો રસમદેશ નિહાળતી અને નિસર્ગ સાથ તાદાત્મ્ય સાધતી, આ અલૌકિક રાસસૃષ્ટિ માનવીના રસજીવનનો જે વિમલ પરિપાક આપણી સામે ધરે છે, તેની ચૈતન્યદાયી પ્રેરણા ઝીલી આપણે જીવનનું સભર નવનિર્માણ કરવા કટિબદ્ધ થઈએ એ જ તેની આન્તરસૃષ્ટિનો મનુષ્ય માટે ચિરંતન, સર્જનાત્મક જીવનસંદેશ બની રહે છે.

## ખંડ ચોથો: રણગીતો

### ન્હાનાલાલની શૌર્યભાવના

#### —એક સાંસ્કૃતિક વિહંગાવલોકન—

સંસ્કૃત સાહિત્યમાં કવિકુલગુરુ કાલિદાસની પેઠે, ગુજરાતી સાહિત્યમાં કવિવર ન્હાનાલાલનું સ્થાન પ્રધાનપણે એક રસપૂજક, આદર્શદ્રષ્ટા મહાકવિ તરીકે સ્થપાયું છે તે એક રીતે યોગ્ય જ છે. ન્હાનાલાલની

મર્જક પ્રતિભાનું વિશિષ્ટ પ્રેરણાગળ રસ હોઈ તેનો આવિર્ભાવ વધુમા વધુ સુદર સ્વરૂપે એમની ઊર્મિકવિતામા, એમ ા પ્રણયગીતોમા, એમના રાસ અને પ્રેમકાવ્યોમા ખીની ઉઠે એ સ્વાભાવિક છે પરન્તુ જે રસ માટે સમસ્ત પ્રકૃતિ સદા ઝંખી રહી છે, જેના સંચારથી સારીયે સૃષ્ટિ પ્રમુદિત થાય છે, જેનો પ્રાદુર્ભાવ મનુષ્યહૃદયમા મર્જનાત્મક તદ્રૂપતા માટેની ઉત્કટ પ્રેરે છે, જેનો ધમકાર સૌન્દર્યદર્શનમા નવો પ્રાણ પૂરે છે, તે રસ અંતિમ અર્થમા વિશ્વચૈતન્યનુ ઉલ્લસિત સ્વરૂપ હોઇ, તેની પાછળ જો પ્રગ્ર જીવનશક્તિ, તેજસ્વિની અંત પ્રેરણા વિરાજતી હોય તો જ તે મનુષ્યજીવનમા કે જગતના પ્રવાહમા સાર્થકતા પામે છે એટલે જ રસને પરમાત્માનુ સ્વરૂપ રસો વૈ સ રૂપે નિહાળવામા આ યુ છે પરન્તુ જે ક્ષણે રસને પ્રકાશ અર્પતી જીવનચેતના ઝાખી પડે છે, આગળ ને આગળ ધપતી તેની પ્રાણશક્તિ શિથિલ બને છે, આત્મામા નવ ઉ ામ પ્રગટાવતી તેની પ્રેરણા ઓસરવા માડે છે, તે ક્ષણથી રસની જ્યોત આથમવા માંડે છે અને ધીમેધીમે કૃત્રિમ શોભા, નિર્માલ્ય શણગાર, વિકૃત પ્રણય તથા કામુક વિનાસમા તેની પરિણતિ થાય છે. આથી જ રસને ચિરંજીવ રાખવા જીવનનુ સનાતન વીર્ય તેમા સતત વહ્યા કરવુ જોઇએ તે વિના રસ જીવનનુ પ્રેરક બળ બની શકે નહિ શક્તિના સાન્નિધ્યમા જ રસ શોભે, શૈથિલ્યના વાતાવરણમા રસ વિનાસમા જ પલટાય એથી જ અર્વાચીન યુગનો આદ્ય પ્રણેતા વીર નમદ ગુજરાતી પ્રજાનું ખમીર પ્રગટાવવા પ્રેમશૌર્યનો તેજસ્વી આદર્શ ગુજરાત સમીપ મૂકવા પ્રેરાયો હતો આ દૃષ્ટિએ જોતા, ગુજરાતી કવિતામા અપૂર્વ એવા ન્હાનાલાલના રસનિરૂપણને ચિરપ્રફુલ્લિત રાખતું બળ તેની પાછળ રહેલા જીવનના અનાહત સામર્થ્યમાથી જ સ્ફુરે છે, એ સત્ય તેમને પ્રેમ અને સૌન્દર્યની ઊર્મિકવિતાના વિધાયક મહાકવિ

તરીકે અવલોકતી ગુર્જર પ્રજા ભાગ્યેજ પિછાનતી લાગે છે. પરંતુ એ સત્યની મૂર્તિમન્ત પ્રતીતિ જોઇતી હોય તો દુર્ભાગ્યે અવગણના પામેલાં, છતાં કોઈ પણ શ્રેષ્ઠ કવિને શોભા આપે એવાં એમનાં ઓજસ્વી રણગીતોમાં સહેજે મળી રહેશે અનેકરંગી ઊર્મિલાલિત્યને વ્યક્ત કરતા, માૈગ્ધ્યની એક સુકુમાર, કોડભરી પ્રણયસૃષ્ટિ સરજાવતા, અને એ દ્વારા માનવઆત્માની અંતરતમ રસપિપાસાને તૃપ્ત કરતા ન્હાનાલાલના રાસના વાચન પછી જ્યારે આપણે એમનાં ખમીરવન્તા રણગીતો તરફ વળીએ છીએ, ત્યારે જાણે આખી ચિત્તસૃષ્ટિ જ પલટાઇ જાય છે. અહીં વસન્તનું સૌકુમાર્ય, ચન્દ્રિકાની સુધા, સૌન્દર્યના સોહાગ કે પ્રણયના ઊંડા અભિલાષ નથી પ્રેમના પૂજન કે દામ્પત્યની આરાધનાને અહીં અવકાશ નથી. અહીં તો એક પ્રબળ જીવનશક્તિ ખીલી રહી છે. એના ધબકારમાં જીવનનો સંજીવની મન્ત્ર છે, પણ પ્રમોદપ્રેરક નહિ ઉત્સાહને પૂરબહારમાં બહલાવતા છતાં, તે ઉત્થાનની વિજયઘોષણા જગાવે છે સત્ અસત્‌નાં બળો સૃષ્ટિ પર પોતાનું શાસન જમાવવા મામમામા મડાઈ ગયા છે એ બળોથી પ્રભાવિત થએલા માનવીના જીવનમાં પણ પ્રેમ અને વિદ્વેષ, પ્રીતિ અને વેર જેવાં પરસ્પર વિરોધી બળોનો સગ્રામ જામે છે, ત્યારે તેની સામે ઝઝૂમવાની હિંમત કોણ કરી શકે? કર્તવ્યનિષ્ઠાને વરેલો, વીરત્વની ઉપાસના 'કરતો, શૌર્યને આત્માના ઓજસ્ દ્વારા સાક્ષાત્ મૂર્ત કરવા ઝખતો, આદર્શને કાજે જીવન ફના કરવા તત્પર, રણસંગ્રામમાં અવિચળ એવો શૂરવીર યોધ્ધો' પ્રાચીન આર્યસંસ્કૃતિમાં શૌર્યના આ જીવન્ત આદર્શની ક્ષત્રિય પ્રજાએ સર્વતોમુખી ઉપાસના કરી, સામુહિક જીવનમાં તેને પ્રતિમૂર્ત કર્યો. એ જ રીતે મધ્યકાલીન યુગમા ઈસ્લામનાં આક્રમણનાં ધમધમતા પૂર સામે રાજપૂતોએ તેને જીવન્ત રાખવા પ્રાણ પાથર્યા અને

એ ભગીરથ પ્રયત્નમા હજારો રાજપૂત વશો અને કુળ હોમાઇ ગયા અર્વાચીન યુગમા મહાત્મા ગાધીએ અહિંમાત્મક સ્વરૂપે શૌર્યના એ જ ચિરપ્રતિષ્ઠિત આદર્શની નિ શસ્ત્ર સગ્રામ અર્થે ભારતીય પ્રજા આગળ ફરી ઉદ્ઘોષણા કરી આ આદર્શની વ્યાપક સનાતનતા કાળના પલટાતા સ્વરૂપોમા પણ સદાય નવસુવાસિતજ રહી છે એ તેની અતિમ સાથ કતા ની સાક્ષી પૂરે છે આશ્ચર્યજનક રીતે, ભારતીય જીવનના શૌર્યાન્વિત આદર્શના અનેક યુગપલટાઓમાથી પસાર થએના આ ત્રિવિધ સ્વરૂપો ન્હાનાલાલના પ્રાણવાન રણગીતોમા એકસરખા પ્રતિબિંબિત થાય છે જે કાળે ચક્રવર્તી થવા નિર્માએલા રાજવી માટે પ્રાદેશિક રાજ્યોને એક ત્રિત કરી, તેમનુ સમૂહબળ વિકસાવી, તેમને આવરી લેતા એક વિશાળ સામ્રાજ્ય દ્વારા ધર્મની સસ્થાપના અને સસ્કૃતિનં નવનિર્માણ કરવુ એ જીવનનુ પ્રધાન કર્તવ્ય લેખાતુ ત્યારે પૃથ્વીનો દિગ્વિજય, સ્વાભાવિક રીતે જ, એ ઉન્નત આદર્શની સિદ્ધિ કાજે અનિવાર્ય એવા એક પ્રાથમિક ધ્યેય સમો બની રહેતો વીરત્વની કસોટીની એ અણમોલ ઘડીએ, પુરુષના શૌર્યને અધિકતર ખીલવવા નારી પણ એના રમમભાર બાજુએ મૂકી, તેની પડખે આવીને ખડી થતી અને પ્રયાણ માટે સજ્જ થએના રાજવીને સમરાગણમા પોતાનું ખમીર બતાવવા આદેશ આપતી, ત્યારે તની ગૌરવભેર વિદાય વાતાવરણને કેવી પ્રાણદાયક ચૈતન્યપ્રભાથી આવરી લતી તેનો નિર્દેશ 'રાજર્ષિ ભરત'માના એક ઓજસ્વી વિદાય ગીતમા આપણને જોવા મળે છે

શુભના શુકને હો ! સચરો મહારાજ '
રણને જીતીને વ્હેલેરા વીર ' પધારજો મ્હારા મહારાજ '
જગને જયડકે ધ ણી ધ્રુજાવજો મ્હારા રાજ ' (શુભના શુકન)

આ સમયે શક્તિનુ અભિવાદન વિજયની પ્રેરણાનો મહામન્ત્ર

બની રહે છે. કર્તવ્ય પ્રત્યેની નિષ્ઠા શૌર્યના જ્વલંત આદર્શમાં નવો પ્રાણ પૂરે છે. સામ્રાજ્યની સ્વપ્નસિદ્ધિનું ધ્યેય અંતરમાં અતુલ સામર્થ્ય પ્રેરે છે. સમસ્ત સૃષ્ટિ એ પળે આ મહારથી યોદ્ધાને વધાવતાં જાણે કે ઉચ્ચારી રહે છે:

જયતુ! અયિ, જયતુ! જગઝોષ ત્હારા!...
કોટિ ભડવીરના શૌર્યશું શૌર્ય હો!
કોટિ ગજસિંહના જોમ શું જોમ હો! (જયતુ! અયિ જયતુ!)

પરન્તુ આ અજેય સામર્થ્ય શાને અર્થે પ્રગટયુ છે? માનવ-પ્રજાને સંહારવા નહિ, પૃથ્વી પર શોણિતની સરિતાઓ વહેવડાવવા નહિ, વિદ્વેષ અને હત્યાના દાવાનળ પ્રગટાવવા નહિ; કિંતુ ધર્મના વિશ્વવ્યાપી પ્રવર્તન કાજે, સંસ્કૃતિના અપ્રમેય વિસ્તાર માટે. જે વીર-શિરોમણિ યુગપુરુષ આ મહાન ધ્યેયની સિદ્ધિ અર્થે ચક્રવર્તી થવા નીકળ્યો છે, તે ધીર જીવનદ્રષ્ટા છે. ઐહિક સામ્રાજ્યની તેને લાલસા નથી, બાહ્ય દિગ્વિજયની એને આકાંક્ષા નથી. એક સુગ્રથિત, આદર્શ સામ્રાજ્યની સ્થાપના દ્વારા અવની પર સંસ્કૃતિપોષક, જીવનસમુદ્ધારક આર્ય ધર્મ અને સંસ્કારિતાના વ્યાપક પ્રસારની એકમાત્ર અભિલાષા સિવાય તેને બીજી કોઈ મનીષા નથી. ભરત સમ્રાટ મહાચક્રવર્તી રાજવીને અનુસરતી આર્યસેનાને મન એ સ્થિતિમાં આર્યોનો આર્ય ધ્વજ આર્યધર્મ અને સંસ્કૃતિનુ સાક્ષાત્ પ્રતીક બની રહે તેમાં કશુ આશ્ચર્ય નથી. અધમને વિનાશ અને પુણ્યનું અવતરણ, પ્રેમની સ્થા-પના અને કલ્યાણનો વિસ્તાર, શાંતિની ઉપાસના તથા સંસ્કૃતિનો પ્રચાર, બ્રહ્મત્વની પૂજા અને દિવ્યતાની આરાધના જેવા ચિરંતન લક્ષ્યોને જીવનનાં શાશ્વત મૂલ્યોરૂપે પરિણત કરવા ઉદ્યત થએલી આર્ય-પ્રજાના અસીમ પુરુષાર્થનુ આમ આર્યધ્વજ જીવન્ત સુકાન બની રહે છે:

હો ! આર્યોના આર્યત્વનો ઝુંડો '
દિશદિશમા ફરકાવો, હો આર્યો '
જગ જગમા ફરમાવો, હો આર્યો ' આર્યત્વનો ઝુડો ' (આર્યધ્વજ)

—એવા જિત આર્યધ્વજનુ પૃથ્વી પર આરોપણ માગનારા પાવનમારી ઉ ય અર્થે જ છે તેનુ ભાન ભરત સ ખા સમ્રાટના દિવ્ય જીવનના આર્ય દર્શનને જગતમા મૂર્ત કરવા ઉત્સુક રાજર્ષિની જે અનન્ય ધર્મનિષ્ઠા પ્રગટાવે છે, તે આર્યસંસ્કૃતિના આદિ નિર્માણની કીર્તિગાથા પર સોનેરી કળશ સમાન છે

*

આજ ભાવના ભારતના મધ્યયુગમા બીજે સ્વરૂપે પ્રગટી સંસ્કૃતિના ઉત્કાળે જે દિગ્વિજય મુખ્યત્વે ધર્મના વ્યાપક પ્રવર્તન કાજે હતો તેની યશગાથાની સ્મૃતિ ભારતીય પ્રજાજીવનમાથી સર્વથા લુપ્ત થઇ હતી પ્રાચીન ભારતનુ રણુસળુ સંસ્કૃતિ હીણ મુસ્લિમ આક્રમણના પૂર નીચ ચુમાઇ ગયુ હતુ પ્રજા આધ્યાત્મિક ચૈતન્ય હીનતાના આરે આવી ઊભી હતી વિજયવન્ત પ્રજા તરીકે મુક્તપણે જીવવાના એના સ્વપ્ન હણાઇ ગયા હતા તેમ છતા આર્યાવર્તની પ્રાચીન સંસ્કૃતિનુ ગૌરવ તો ઝગહળતો પ્રકાશ તેનું ઊર્જસ્વી ખમીર ભાવનાશીલ જીવનધ તરમા તેનો અપ્રતિમ ફાળો—એ સત્વનુ ભાન પ્રાચીન ક્ષત્રિય પ્રજાના આધુનિક અવતાર સમી મધ્યયુગીય રાજપૂત પ્રજામા સતત્ શૂરાતન પ્રગટાવતુ તેની સ્વાતન્ત્ર્યભાવનાને સદા પ્રદીપ્ત રાખતુ અને એ રીતે શૌર્ય અને સ્વાધીનતાના આદર્શ દ્વારા આર્ય સંસ્કૃતિની આથમતી જ્યોતને જલતી રાખવા સદૈવ તો પ્રેરી રહેતુ એ ઘડી ઇતિહાસમા અનેરી હતી યુગવિધાયક પરિબળો અવતાર પામતા હતા પરન્તુ તેમની પાછળ કાળના અનેકવિધ પરિવર્તન પૃથ્વીની સપાટી પરથી પસાર થઇ ચૂકયા હતા અને તેમા ભારતીય સંસ્કૃતિનું ગૌરવ

તેજહીણું બની ગયું હતું. હવે સંસ્કૃતિના ઉત્સાહિત વિસ્તારનો નહિ, પરન્તુ સર્વધર્મની રક્ષા અર્થે જીવનમરણનો કર્તવ્યસંગ્રામ રાજપૂતો માટે ભારતવર્ષમાં આવી ઊભો હતો. એક તરફ મોગલ સામ્રાજ્યનાં અનેક મોહપ્રેરક, ચિત્રવિચિત્ર પ્રલોભનો હતાં, બીજી તરફ સ્વાતન્ત્ર્યની અદમ્ય ઝંખના, ધર્મની વિશુદ્ધ ભાવના, સંસ્કૃતિનિષ્ઠા તેમજ અડગ કર્તવ્ય-પરાયણતા હતી. આ સનાતન સાંસ્કૃતિક મૂલ્યોને, મોગલ સમ્રાટ અકબરનાં વિરાટ સૈન્યો સામે એકલે હાથે ઝઝૂમતો, આદર્શને ખાતર સર્વસ્વનો ભોગ આપવા તત્પર મહારાણો પ્રતાપ, કેસરીસિંહ સમો અજેય, જીવનમાં જ્યારે મૂર્ત કરી રહ્યો, ત્યારે ફરી વાર પાછી ભારત-માં આર્યાવર્તની પ્રાચીન કીર્તિગાથાની એક અદ્ભુત ઝલક આવી ગઈ અને એ ઝલકને બહલાવતું ચિતોડ પુનઃ એક વાર ક્ષત્રિયોનું તીર્થધામ બની રહ્યું. એ એક એવી ક્ષણ હતી, જ્યારે વિધર્મી સંસ્કૃતિના ઝંઝાવાત સામે રાજપૂત વીરતા એની પરાકાષ્ઠાએ દીપી રહી. આર્યો-નું સંસ્કૃતિપરાયણ સાત્ત્વિક બળ, ઇતિહાસના કાળચક્રમાં શિથિલ બનવા છતાં, વિધર્મીઓના ઝનૂની આક્રમક બળ સામે ટક્કર ઝીલવા જે સામર્થ્યપૂર્વક તત્પર બની ઊઠ્યું હતું, તેનુ હૂબહૂ ચિત્ર 'શાહાનશાહ અકબરશાહ'માંના આ લાક્ષણિક ગીતમા આપણી સામે પ્રત્યક્ષ થાય છેઃ

કેમરવાઘો શૂર ! સજી, કેસરિયો શીર પાઘ,
ઊઠ ચિતોડના કેસરી ! ત્ર્હડચો મુગલનો વાઘ....
કેસર રંગે ઘૂમતા ધર ચિતોડ' રણમ્હોડ.

જીવન અને સત્યાનાશનાં, સંસ્કૃતિ અને સંહારનાં પરસ્પર વિરો-ધી બળો આ પ્રચંડ દાવાનળમાં એકબીજાનુ ઉન્મૂલન કરવા સામસામાં ઝૂઝી રહે છે ત્યારે,

ધણુ ધણણુ ધણુણુ ધણ ધ્રૂજી ધરણી,

જય ! કેસરચીર રણધીર રમે,
જય ! કેસરચીર રણધીર રમે ! (ચિતોડના રણમગ્રામ)

યુદ્ધ માટે સજ્જ થએલા રણવીરના હૃદયમા જ્યારે વિજયનો નાદ ગાજી રહે છે, અપૂર્વ વીરતા દાખવી જીવનની સાર્થકતા માણવા તે અધીરો બને છે, ત્યારે તેના ગનગનતા દિલમા શૌર્યના પ્રજ્જ્વલિત આદર્શને ફરી સચેત કરવાનું, તેના અતરમા કીર્તિની અમર ઝખના પ્રગટાવવાનું, ધ્યેયનિષ્ઠામા અવિચળ રહેવાની તેનામા દૃઢ શ્રદ્ધા પ્રેરવાનું મહાન કાય તેની જીવનસાથિની વીર ક્ષત્રિયાણીને શિર આવે છે એ કટોકટીભરી ઘડીએ, સમરાગણમા વિજય વરવા કે નીડરતાથી મૃત્યુને ભેટવા ઉત્સુક બનેના વ્હાલસોયા કન્થને ક્ષત્રિયાણીને છાજે એવી વિદાય આપવા વીર નારી જ્યારે આગળ આવે છે, ત્યારે તેના અતરમાથી શૂરાતનના જે ઘોધ વહે છે, તેના નયનમા અવિચળ શ્રદ્ધા ની જે જ્યોત જલે છે, તેની વાણીમા અમિત શૌર્યની જે પ્રાણવાન પ્રેરણા ઊભરાય છે, તેની કલ્પનાસૃષ્ટિ ભાવિ જીવનની સ્વપ્નસિદ્ધિનું જે યશોજ્જ્વલ દર્શન કરે છે—તે સર્વ એકત્ર થઇ, યુદ્ધ સમયના સાજનું એક રગીલુ, અદ્ભુત વાતાવરણ સરજાવવામા પોતપોતાનો કેવો અનુપમ ફાળો આપે છે, કવિની નૈસર્ગિક કાવ્યપ્રતિભા એ વાતાવરણને બહલાવવા અનુરૂપ પ્રતીકસર્જન, બનવતી પદરચના અને લાક્ષણિક ઢાળ દ્વારા કાવ્યત્વનું કેવુ અજબ સામર્થ્ય દાખવે છે તે 'વીરની વિદાય' જેવા સર્વાંગસુદર શૌર્યગીતમા નિહાળતા, કવિવર ન્હાનાલાલની પ્રાણપોષક, ખમીરવન્તી વીરત્વભાવનાથી પ્રભાવિત થયા વગર આપણે ભાગ્યે જ રહી શકીએ

મ્હારા કેસરભીના કથ હો!
સિધાવોજી રણવાટ ...

આભ ધ્રૂજે, ધરણી ધગધગે, રાજ!
ઘેરા ઘેરા શંખનાદ....

રણોત્સુક પ્રાણનાથ પોતાને યુદ્ધમાં સાથે લેવા જો તૈયાર હોય તો પતિની પડખે રહી રણમાં ઝઝૂમવા વીરાંગના એટલી જ આતુર છે. તે તો પ્રિયતમની ઢાલ બની, તેમની તરફ ધસમસતાં તીરને આવરી લેવામાં, તેમના સાન્નિધ્યમાં મસ્ત બની અનેરી રણલીલા માણવામાં, જીવનની કેવી અપૂર્વ ધન્યતા હશે, સૌભાગ્યની કેવી પૂર્ણાહુતિ લાધશે, તેના ભાને શૌર્ય અને પ્રેમની દીપ્તિથી ઝળહળતી નારી થનગની ઉઠે છે:

સંગ લેશો તો સાજ સજું, હો!
માથે ધરું રણમ્હોડ:
ખડ્ગને ખાંડવ ખેલવા,
મ્હારે રણલીલાના કોડ......

સસ્મિત વદને હૃદયનાથને સમરાંગણ પ્રતિ વિદાય અર્પતી ક્ષત્રિય નારીની આ દુર્ધર્ષ વાણીમાં કેવું અપ્રતિમ સનાતન ઝળકી ઉઠે છે! વિજય કે પરાજય, ગમે તે પરિણામ આવે, પરન્તુ ધ્યેયનિષ્ઠાનો યશકળશ સદાય ઝળહળતો રહેવો જ જોઇએ—એમાં જ જીવનની અંતિમ સાર્થકતા છે. જો પ્રિયતમ વિજય વરીને પાછા આવશે તો સ્વપ્નસિદ્ધિની પૂર્ણાહુતિ હશે:

જયકલગીએ વળજો, પ્રીતમ'
ભીંજશું ફાગે ચીર:

તેને બદલે કદાચ મૃત્યુનાં એંધાણ પડેલા હશે તો ધ્યેયનિષ્ઠાને પૂર્ણ કર્યાનો વિરલ લ્હાવો હશે. આ જીવનમા પ્રેમીઓનું પુનર્મિલન કદાચિત નિર્માયું નહિ હોય, તો ભવાન્તરમાં વીરોનું અમર મિલન તો નિશ્ચિત જ હશે:

નહીં તો વીરને આશ્રમ મળશું
હો! સુરગંગાને તીર:
મ્હારા કેસરભીના કંથ હો! (વીરની વિદાય)

આમ યુદ્ધ માટે થનગની રહેલા કેસરભીના કન્થને પ્રસન્નચિત્તે સમરાંગણમાં જવા વિદાય આપતી મસ્ત લલના, અમર યશકીર્તિની એની એકનિષ્ઠ ઝંખના દ્વારા પ્રાચીન આર્યનારીનું ગૌરવાન્વિત, તેજસ્વી જીવનચિત્ર નવા સ્વરૂપે આપણી સામે ધરે છે.

પરન્તુ આ ઉજ્જ્વળ ચિત્રની સામે, યુદ્ધમાં વળેલા પ્રાણનાથની પ્રતીક્ષા કરતી, એની સિદ્ધિની અલૌકિક સ્વપ્નસૃષ્ટિમાં રાચતી, એની યશકલગીનાં ભાવિ પેખતી, ધીર પ્રિયતમાના અંતરમાં ઝળકતા વીરત્વના ભાવ સાથે પ્રિયમિલન માટેની સહજ તિતિક્ષા મળી જઈ, શ્રદ્ધાપૂર્ણ આત્મસામર્થ્યનું જે મોહક, રંગીલું ચિત્ર ઉપસાવે છે તે આપણને 'કાઠિયાણીનું ગીત' જેવા કોડીલા વીરકાવ્યમાં અજબ બાનીમાં સુદાનું મળી રહે છે:

નેણુથી ભાલા છોડતો, કાંઈ આંકડિયાળા કેશ,
ધણુ વાળીને વળશે મ્હારો કન્થડ જોબનવેશ:
મ્હારા સાવજશા નાથ હો! ત્હારે દેશ–કશા પરદેશ! ...
કસુંબલરાતી આંખડી, રોમેરોમ દીંગલનાં દૂધ;
બળબાહુમાં બરછી ઊછળે, હાસે હળકે જુદ્ધ:
મ્હારા સાવજશા નાથ હો!......
આવા ગીરના ડુંગરા, એથી આઘેરો ગુજરાત:
રંગભીના હવે આવજો! મ્હારી સૂની માઝમ રાત:
મ્હારા સાવજશા નાથ હો! (કાઠિયાણીનું ગીત)

આમ જો 'વીરની વિદાય' શૌર્યની સનાતન પ્રેરણાને મૂર્ત કરતું અપ્રતિમ વિદાયગીત છે, તો 'કાઠિયાણીનું ગીત' શૌર્યના આદર્શમાં

પ્રિયમિલનની તિતિક્ષા મેળવી, વીરતાનો રંગીલો સોહાગ સજવા ઉત્કંઠિત, રસિકતા અને શૂરાતનનો સંગમ સાધતું શ્રેષ્ઠ પ્રતીક્ષાગીત છે. અને તેથી જ, આ બન્ને રણગીતો સમરાંગણમાં ઝળકી ઊઠતા વીરત્વના ચિત્રદર્શનમા શૃંગારરસની અનેરી છાંટ પૂરી, પુરુષાર્થ અને પરાક્રમના વાતાવરણને અદ્‌ભુતરંગી ઉઠાવ આપતાં વીરકાવ્યો તરીકે ગુજરાતમાં મશહૂર છે.

શૌર્યનો આ પ્રભામય આદર્શ કર્તવ્યની અચળ નિષ્ઠાથી દીપે છે, પરન્તુ એવો પણ સમય આવે છે, જ્યારે ધર્મને અર્થે આદરેલું યુદ્ધ એ કર્તવ્યયુદ્ધ મટી શોણિતના કરાલ સંગ્રામરૂપે પલટાતું ભાસે છે. માનવજીવનના ઉજ્જ્વળ આદર્શોના મૂળ સિદ્ધાંત ભુલાઇ જાય, તેને સ્થાને વિજયની મહત્ત્વાકાંક્ષા અને સત્તાનો મદ જ કેવળ ગજવીઓના પુરુષાર્થનો ત્યારે માપદંડ બની જાય છે પરિણામે ધરતી પર કલહ અને વેર, અસત્ય અને હિંસાના ઝંઝાવાત પ્રસરે છે. એ સમયે દૃષ્ટિ-પથને છાઈ રહેતા માનવસંહારના ઘોર હત્યાકાંડ સામે વીર મહારથીના હૃદયમાંથી પણ અરેરાટી નીકળી પડે છે એના આદર્શનિષ્ઠ માનસમાં લોહીભીના સંહાર પ્રત્યે ઘૃણા ઊપજે છે અને કર્તવ્ય તે વખતે માનવીને યુદ્ધ માટે સજ્જ થવા ગમે તેટલો પ્રબળ સાદ દે તો પણ મન ત્યા ને ત્યા જ અટકીને ઊભું રહે છે. પરન્તુ અધર્મનો ગમે તેટલો પ્રસાર થાય, જીવનનાં નૈતિક મૂલ્યો ગમે તેટલાં હીન બને, સંસ્કારનો વૈભવ ગમે તેટલો ઝાંખો પડે, તો ય કર્મવીર પુરુષે તો અચળ આત્મ-નિષ્ઠાથી પોતાનું કર્તવ્ય અદા કરવું જ જોઇએ. સંક્ષોભની એવી પળોમા વિચલિત થતી શ્રદ્ધાને સચેત કરી, જીવનમાં આદર્શની પુનઃ સ્થાપના કરી, હિંમતવાન બની તેણે આગળ આવવું જોઇએ અને પોતાનો કર્તવ્યધર્મ સર્વસ્વને ભોગે પણ બજાવી, આચારમા તેને મૂર્ત

કરવો જોઈએ, એવી ભાવના બાંધવોના પરસ્પર વિનાશની કલ્પનાથી હતાશ બનેલા અર્જુનને યુદ્ધ કાજે અંતિમ પ્રેરણાસંદેશ પાઠવતી કુન્તીના ઉદ્બોધનમાં વહી રહે છે:

પાર્થને કહો ચઢાવે બાણ.
હવે તો યુદ્ધ એ જ કલ્યાણ;
કહો, કુન્તાની છે એ આણ:
  પાર્થને કહો ચઢાવે બાણ......
વિધિનાં એ જ મહાનિર્માણ;
  પાર્થને કહો ચઢાવે બાણ...... (કુન્તાસંદેશ)



પરન્તુ ક્ષત્રિયો તથા રાજપૂતોની યુગપ્રવર્તક જીવનકીર્તિનો કાળ વહી જાય છે. ભારતીય પ્રજા અંતે ગુલામીમાં નિઃસત્ત્વ બની ગઈ છે. સંસ્કૃતિનું પુરાણું દર્શન લુપ્ત થયું છે. જીવનમાંથી પ્રભાવન્તી મહત્તાકાંક્ષા ઓસરી ગઈ છે. પ્રાચીન આર્યાવર્તના જ્વલંત વારસાનું વિસ્મરણ થયું છે. સૈકાઓ આમ હતપ્રાય બનેલા જીવન પર વહી જાય છે. છેવટે બ્રિટિશ સામ્રાજ્યની વિરાટ સત્તા સામેના એક અંતિમ રાષ્ટ્રવ્યાપી ઉત્થાનમાં પ્રજાનું રહ્યુંસહ્યું હીર પણ ચુસાઈ જાય છે. ભારતીય પ્રજા મૃતપ્રાય દશામાં જીવી રહી છે. પ્રલયનાં એંધાણ એની સામે આવી ઊભાં છે...... એવામાં ચમત્કારિક રીતે, કાળના ગાઢ અન્ધારપટ વિદારી ઊપસી આવતા ભારતવર્ષના પુનરુત્થાનની પરીઓના નાદ પુનઃ સંભળાવા માંડે છે. ધીમેધીમે સાંસ્કૃતિક ઉદયની ઊર્મિઓ જાગ્રત છે; આર્યાવર્તના પ્રાચીન ગૌરવનું દર્શન ફરી પ્રગટવા માંડે છે; પ્રજાના હૃદયમાં નવજીવનનાં પુલકિત સ્પન્દનો ગુંજી રહે છે. આર્યત્વનો સનાતન સંસ્કૃતિવારસો ભારતીય પ્રજાને, ફરી સચેતન

થઈ, પોતાના ભાવિનું નિર્માણ કરવા આહ્વાહન આપે છે. આવા શુભ શુકનની ઘડીએ, પ્રજા ભલે નિઃશસ્ત્ર રહી, સાધનો ભલે નહિવત્ રહ્યાં, પરતુ એના આત્માનું ખમીર ઉત્થાનના અદમ્ય આવેગમાં પ્રાણ પૂરવા માટે પૂરતું છે, એ ધ્વનિ આર્યપ્રજાને ઉત્તેજવા ગાટે લખાએલા આ ઉદ્બોધનગીતમા અજબ આત્મશ્રદ્ધાથી રણકી ઊઠે છે:

ધર્મના વીર! હો આર્યપુત ઊઠજો!
સુભટના શુકુનની વાગી ઘડીઓ...
સિંહને શસ્ત્ર વ્હા? વીરને મૃત્યુ શા?
મૃત્યુમા અમૃતને ઓળખો છો. (શુકુનની ઘડીઓ)

આ રીતે આત્મસામર્થ્ય શસ્ત્રસામર્થ્ય કરતાંય કઇ ઘણો વધુ ફાળો ભારતના નવવિધાનમા આપી શકશે એ ભાન જાગૃત થાય છે. પરન્તુ એ આત્મસામર્થ્ય આવશે ક્યાથી? પ્રધાનતયા તો પુનર્નિર્માણના અવિચલ સંકલ્પમાથી. તો પણ એ સંકલ્પને પોષવા જે પ્રેરણા જોઇશે, એની શ્રદ્ધાને જીવન્ત ગખવા જે નૂર જોઇશે, એને આત્મસાત્ કરવા જે પરમ પુરુષાર્થ જોઇશે, તે સર્વ સામગ્રી પ્રાચીન ભારતીય સંસ્કૃતિના ગૌરવપૂર્ણ વારસામાથી પ્રજાને અવસ્ય મળી રહેશે તે વિષે શંકા નથી. એ તેજોમય સાંસ્કૃતિક વારસાને પોતાના પુનરુત્થાનમા મૂર્ત કરવા કાળ નવભારતને ઉદ્બોધન કરી રહ્યો છે. પ્રાચીન આર્યાવર્તની સનાતન મિહિમ્મા એના વિશિષ્ટ સંસ્કારતત્ત્વો, એના અનેરા વેદ અને ઉપનિષદ, એના ગહન ષડ્દર્શનો અને યોગસાધના, એના અપૂર્વ ધર્મનિષ્ઠા તથા કર્મયોગ, સંન્યાસ અને ક્ષત્રિયત્વની એની ઉજ્જવળ પરંપરાઓ, એના વાઙ્મય, કલા, તત્ત્વજ્ઞાન, ચિંતન—એ સર્વ અંગો દ્વારા જે સંસ્કૃતિનું એક જીવન્ત સર્જન રૂપે નિર્માણ થયું હતું, તેની ભવ્ય સંસ્કારગાથા ભારતની વર્તમાન પ્રજાને એની નિદ્રામાંથી ઉઠાડી, પોતાના

યશસ્વી ભાવિનું આદર્શ નવવિધાન કરતા માદ દે છે:

ઊઠ, ઓ ભરતગોત્ર! તુજ વાટ
જૂવે જો! જગત કાળને ઘાટ......
અનિમિષ નયણે તહને ઉચ્ચરે
આત્મસોમ સમ્રાટ:
જૂવે જો! જગત કાળને ઘાટ...(ઊઠ, ઓ ભરતગોત્ર!)

એ પુરાણી સંસ્કૃતિના ગંગાજલથી પાવન થઈ, એની સનાતન ચૈતન્યધારાથી નવપલ્લવિત બની, સત્ય અને અહિંસાના ધ્રુવસિદ્ધાંતોને આદર્શરૂપે દૃષ્ટિપથમા સ્થાપી, ભારતની નવપ્રજા અર્વાચીન યુગમા સ્વાતન્ત્ર્યસિદ્ધિ માટે પુન ઃ રણસંગ્રામ આરંભે છે, ત્યારે તેની પાછળ ઝળકતી અજબ ધ્યેયનિષ્ઠા તથા વિરલ આત્મશ્રદ્ધા 'સાચના સિપાઈ' તથા 'હિંદની હાકલ' જેવા નૂતન રણગીતોમા વરતાય છે. અર્વાચીન મુક્તિસંગ્રામના સાધનો બદલાયા છે, પરન્તુ ભારતપુત્રોને પ્રાચીન કાળમા હતી તેવી જ સમર્પણ અને આત્મબલિદાનની ઉન્નત ભૂમિકા વાસ્તવમા આત્મસાત્ કરવાની છે, ત્યાગ અને કર્તવ્યનિષ્ઠાની એ જ ઉચ્ચ કક્ષા જીવનમા સ્થાપવાની છે શસ્ત્ર કે અશસ્ત્રનો ભેદ અહીં મહત્ત્વનો નથી. આત્માનું ખમીર એ જ મુખ્ય વસ્તુ છે કુરુક્ષેત્રમા કૌરવ પાડવો વચ્ચેના મહાસંગ્રામમા યદુનાથ શ્રી કૃષ્ણે નિઃશસ્ત્ર રહી, પાડવોના સૈન્યોને વિજયમાર્ગે દોર્યા હતા એ અભૂતપૂર્વ ઐતિહાસિક ઘટનાનુ મહત્ત્વ વર્તમાન ભારતના ઉત્થાનના આખા ઘાટનુ નિદર્શક છે. નવભારતના ઉદયકાળે વેદનું ગાંડીવ ધરી, સન્યાસીકેસરી મહર્ષિ દયાનન્દે રાષ્ટ્રમા ધર્મની પ્રાચીન અસ્મિતાનુ જે નૂર પ્રગટાવ્યુ હતુ તે પણ ઓછુ ચિરસ્મરણીય નથી અને હવે ફરી પાછો પુનરુત્થાનનો એ જ સનાતન સાદ ભારતમા ગાજી રહ્યો છે, ત્યારે

એ જ ઊગ્યો, રવિ ભારતમાં ફરી,
કેસરિયાં ઘર! કેસરિયાં હો! (કેસરિયાં)

પુનરુત્થાનની વિજયકૂચનો શંખનાદ ફૂંકાતાં, ભારતમાતાનાં સંતાન સમરાંગણમાં જવા તલપી રહ્યાં છે. તેમની પાસે શસ્ત્રોનો સાજ નથી, પરંતુ તેમનો પ્રાણ સિંહ જેવો દુર્ધર્ષ છે. લવ અને કુશ જેવી વીર બાંધવબેલડી અને સિંહબાળ સાથે ખેલતા ભરત જેવા પરાક્રમી ભારતપુત્રોનો અપ્રતિમ શૌર્યવારસો તેમને મળ્યો છે. કૃષ્ણ અને અર્જુન જેવા મહારથીઓનાં સંકલ્પ અને સામર્થ્ય તેમને પ્રેરી રહ્યાં છે, ત્યારે પછી નિરાશા, અશ્રદ્ધા કેવી? બસ, હવે તો આખરી રણમાળ આરોપો એટલે વિજયપ્રસ્થાન આરંભીએ એ જ એમની ઉત્કટ અભિલાષા છે:

કુંકુમ કેસરના થાળ, ઉરઉરમાં ઉમંગઝાળ;
ઓ ભારતની માતાઓ! અમને આરોપો રણમાળ.
જ્યહીં ભરે કેસરી ફાળ
રમશું તે કાળની પાળ......(આરોપો રણમાળ)

પુનરુત્થાનની વિજયકૂચનો આ ચરમનાદ સ્વાતન્ત્ર્યની સિદ્ધિ અર્થે છે, તેટલો જ આર્યસંસ્કૃતિના પુનરાવતાર માટે પણ છે. એ સાંસ્કૃતિક નવસર્જનમાં ભારતપુત્રોને સદા સચેત રહી કાર્ય કરવાનું છે, એક જ શાશ્વત જીવનમન્ત્રને વળગી રહી આગળ વધવાનું છે. સહેજ પણ શિથિલતા, સહેજ પણ વિમાસણ એમના સમગ્ર જીવનકાર્યને ઉથલાવી નાખે. આર્યાવર્તના આદિકાળે રાજર્ષિ ભરત સરખા ચક્રવર્તીને ભારતીય પ્રજાનું ઘડતર કરવાનું હતું, એની સંસ્કૃતિની સ્થાપના કરવાની હતી, ત્યારે આ ઉન્નત ધ્યેય પ્રતિની અવિચળ શ્રદ્ધા સતત્ દૃષ્ટિ સમક્ષ રાખવા યોગીજનો તેને જે રીતે ઉદ્બોધન કરતા તેમાં અર્વાચીન પ્રજા માટેના પુરાતન સંદેશનો નૂતન ધ્વનિ આપણને સંભળાય છે.

જગતની ઝુનઝુનામણીમાં
રખે ' બાપુ ' ભૂલો પડતો
જજે, શર શો, જીવનપન્થે
સીધો ઇતિહાસને ઘડતો .....
જગત સુણ્ય ' જો પુકારે છે,
'શું આવે કો ? ઉગારે છે ?'
કરજ એ આર્ય ત્હારે છે,
યુગેયુગને ઉરે ઊડતો (ઉદ્‌બોધન)

માનવજાતિના ઉજ્જ્વળ ઇતિહાસનું પોતાને નિર્માણ કરવાનું છે, આર્યતાનું પૃથ્વી પર અવતરણ કરવાનું છે, એ ભાન પ્રાચીન કાળમાં વિસ્તરતી આર્યપ્રજાને સતત્ જાગૃત રાખી, એક તેજોમય દર્શનરૂપે તેના દૃષ્ટિપથને ઉજાળી રહ્યું હતું એ ભવ્ય દર્શને આર્યાવર્તની સંસ્કૃતિના આદર્શ સમા રામ અને કૃષ્ણના ઈશ્વરાવતારો ભારતભૂમિ પર પ્રગટાવ્યા, તે પછી બુદ્ધ અને મહાવીર સમા આત્મસાક્ષાત્કારના પરમ જ્યોતિર્ધરો એ જ ભૂમિ પર જન્માવ્યા, અને આખરે અર્વાચીન કાળમાં મહાત્મા ગાંધી સમા અજોડ કર્મયોગી, રવીન્દ્રનાથ સમા અપ્રતિમ કાવ્યર્ષિ અને જીવનદ્રષ્ટા તથા દિવ્યતાના સાક્ષાત પયગમ્બર સમા શ્રી અરવિંદની ત્રિમૂર્તિ ભારતની નવપ્રજા સમક્ષ ભેટ ધરી આર્યસંસ્કૃતિના પ્રારંભકાળે વસિષ્ઠ અને વિશ્વામિત્ર સરખા મંત્રદ્રષ્ટા ઋષિવરોએ ઝીલેલા એ જ શાશ્વત જીવનદર્શનથી ભારતની આ મહાન વિભૂતિઓએ યુગેયુગે ઉદ્‌ઘોષણા કરી છે અને અવિક્ષુબ્ધ આત્માના પ્રકાશમાં તેનો ભવ્ય સંદેશ ઝીલી, પ્રભાવ અને શુચિતાએ સુહાતી વિમલ આર્યસંસ્કૃતિનું દરેક કાળે પુનર્નિર્માણ કરવા ભારતીય પ્રજાને તેમણે સતત્ હાકલ કરી છે આ અમૂલ્ય દર્શનનો વારસો

આજની ઊગતી પ્રજા દ્વારા સરજાઇ રહેલી ભારતની નવસંસ્કૃતિ કેટલે અંશે આત્મસાત્ કરી શકે છે તેના પર તેના ભાવિ ગૌરવનો જ નહિ, પરંતુ પૂર્વ અને પશ્ચિમના સમન્વય દ્વારા જે વિશ્વસંસ્કૃતિનું આપણી આંખ સામે નિર્માણ થઇ રહ્યું છે, તેના ઘડતર તથા વિકાસમા ભારત કેવો સર્જનશીલ ફાળો આપી શકશે તેનો પણ એટલો જ આધાર રહેશે.

ચિરંતન મહત્તા ન અર્પી શકે. જીવનદષ્ટિની મૂળભૂત એકતા વિના, તેમજ કવિના આન્તરજીવનની સમરૂપતા દ્વારા સધાતા એ એકતાના ઉત્તરોત્તર વિકાસના પરિપાકરૂપ મૌલિક સર્જનના સતત્ આવિષ્કાર વિના જગતસાહિત્યના ઇતિહાસમાં કોઈ અમર કવિ પાકયો જાણ્યો નથી. નવપલ્લવિત જીવનદર્શન આમ ક્રમેક્રમે પરિપક્વ બનતું, સાંગ અને સમૃદ્ધ એવા સર્વતોમુખી સર્જનભંડારનું પ્રતિભાષ સ્વરૂપ જ્યાં સુધી ધારણ ન કરે, ત્યાં સુધી ભિન્નભિન્ન ખંડોમાં મનોહર લાગતો ગમે તેવો વિપુલ કાવ્યવૈભવ પણ અમર મહાકવિ નિપજાવવા સમર્થ નીવડે નહિ. શેક્સપિયરે વિશ્વકવિ તરીકે જે સ્થાન પ્રાપ્ત કર્યું છે તે 'મીડ સમર નાઇટ્સ ડ્રીમ', 'રોમિયો-જુલિયેટ', 'એઝ યુ લાઈક ઈટ', 'જુલિયસ સીઝર', 'હૅમ્લેટ', 'ઑથેલો' કે 'ટૅમ્પેસ્ટ' જેવી પૃથક્ પૃથક્ કૃતિઓના સૌન્દર્ય કે મહત્તાને કારણે નહિ, પરંતુ એ સર્વ અને બીજી અનેક કૃતિઓ દ્વારા સતત્ વિકસતી અને પ્રત્યેક કૃતિમાં ઉત્તરોત્તર સમૃદ્ધ બનતી, વ્યાપક અને સર્વતોમુખી જીવનદષ્ટિની અગમ્ય એવી મૂળભૂત એકતાને લીધે. 'નેટિવિટી ઓડ'માં પ્રગટ થતું, યૌવનકાળના ખંડકાવ્યોમાં વિકાસ પામતું, 'કોમસ'ના કાવ્યનાટકમાં સુસ્થિર બનતું, 'પૅરેડાઈઝ લૉસ્ટ'માં ઊર્ધ્વતાની પરિસીમાએ પહોંચતું અને 'સૅમ્સન એગોનીસ્ટીસ'માં હતાશામાંથી આત્મશ્રદ્ધાની ચિરંતન જ્યોત પ્રગટાવતું મિલ્ટનનું ભવ્ય જીવનદર્શન, એની અંતરંગ અનુભૂતિની ઉત્કટતા એકતાને જે નિકટતાથી મૂર્ત કરે છે, તેણે જ તેને હોમર તથા દાન્તે જેવા મહાકવિઓની હરોળમાં ઉન્નત સ્થાનનો અધિકારી બનાવ્યો છે. એ જ રીતે 'ઋતુસંહાર' અને 'મેઘદૂત'થી વિકસતા, 'શાકુન્તલ'માં પ્રેમની કૃતાર્થતા સિદ્ધ કરતા, 'કુમારસંભવ'માં જીવનનું માંગલ્ય સ્થાપતા, 'રઘુવંશ'માં સંસ્કૃતિનો સમગ્ર પરિપાક દર્શાવતા, કાલિદાસના પ્રતિભાન્વિત

જીવનદર્શનની વિકસ્વર એકતાના સૌન્દર્યે એમને પ્રાચીન ભારતના કવિકુલગુરુ લેખે જ નહિ, કિંતુ ભારતીય સંસ્કૃતિના આર્ષ જીવનદ્રષ્ટા તરીકે આર્ય પ્રજાના હૃદયમાં શાશ્વત સ્થાનના અધિકારી બનાવ્યા છે. આ જ સત્ય અર્વાચીન ભારતના કવિકુલમણિ ગુરુદેવ ટાગોરના વિરાટ સર્જનને અપ્રતિમ ગૌરવ અર્પતા એમના તેજોમય જીવનદર્શનમાં પ્રતીત થાય છે; અને ગુજરાતનું એ સૌભાગ્ય છે કે એ જ નિધાન કવિવર ન્હાનાલાલની કાવ્યપ્રવૃત્તિને પણ સંપૂર્ણતયા લાગુ પડે છે. એમના કાવ્યકાળના આરમ્ભથી તે અંત સુધી એમની પ્રતિભાને સ્ફુરાયમાન કરતી એક વિશદ જીવનદષ્ટિ એમના વૈવિધ્યમય સર્જનની પાછળ સ્થિરપણે વિરાજી રહી છે. એ જીવનદષ્ટિને સ્થિતપ્રજ્ઞના અર્પતી કવિની આંતરિક અનુભૂતિની સમરૂપતા ઓછી મનોહર નથી. આરમ્ભમાં કવિની સ્થિર જીવનદષ્ટિ એમની અંતરંગ તન્મયતા સાથે સાયુજ્ય સાધી, સર્જનાત્મક બનતાં, મુગ્ધ પ્રણયની રસીલી ઊર્મિલતા, સૌન્દર્યકામનાની અનેરી ઉત્કટા તથા ઋજુ સ્નેહની કોડીલી અભીપ્સારૂપે એમનાં ઊર્મિગીતો, રાસ તથા પ્રણયકાવ્યોમાં મૂર્ત થાય છે. આગળ વધતાં એ જીવનદષ્ટિ, રસાત્મક સ્વરૂપનો વિકાસ સાધી, પ્રેમનું અણમોલ એવું સુહાગી સ્વરૂપ માનવચિત્તની વિમલ ભૂમિકા પર આત્માના પ્રસન્ન આવિર્ભાવરૂપે પ્રગટાવે છે. એ પ્રેમસ્વરૂપમાં પ્રણયની મદભરી ઉત્કંઠા તાદાત્મ્યની સૌમ્ય સુભગતારૂપે સંક્રાન્ત થાય છે. એના સૌન્દર્યદર્શનમાં પ્રકૃતિના નિરવધિ વિસ્તાર પર પથરાયેલા રંગબેરંગી દશ્યોના આકર્ષણોથી પર એવી આત્માની એકનિષ્ઠાથી પ્રસ્ફુરિત થતી સ્થિર રસદષ્ટિની અવર્ણનીય શોભા છે. યૌવનના મુક્ત વિહારમાં મસ્ત આવા નવપ્રફુલ્લિત પ્રેમનું સોપાન સર કરી કવિની રસદષ્ટિ, એથી આગળ વધી, પ્રેમને જીવનમાં કેન્દ્રસ્થ કરવા મથતા, લગ્નભાવનાનું પુણ્યોજ્જ્વલ શુચિસ્વરૂપ

પ્રગટ કરે છે, જ્યાં પ્રેમ સૃષ્ટિના નિર્ગન્ધ વ્યોમવિહારમાંથી પૃથ્વી પર ઊતરી આવી, જીવનની વાસ્તવભૂમિ પર આપમેળે કેન્દ્રિત થાય છે અને સંસારના બંધનોને જીવનની શૃંખલા તરીકે નહિ, કિંતુ મનુષ્યના પ્રેમને ઓપ આપતી કુદરતી સીમાઓ તરીકે સ્વેચ્છાએ સ્વીકારી લે છે આમ યૌવનનો મુક્ત પ્રેમ, માનવતાનુ કેન્દ્ર પામી, જીવનની સાર્થકતા સાધવા લગ્ન દ્વારા આગળ વધે છે પરિણામે લગ્ન એ પ્રેમની કૃતાર્થતાનુ અનિવાર્ય પ્રતીક, એના સર્વાંગી વિકાસનુ શ્રેષ્ઠ સાધન બની રહે છે સંસારની અકળામણોમા, જગતની વિપત્તિઓમાં, જીવનની મૂંઝવણોમા લગ્ન નર નારીને સદા પ્રેમના એકસૂત્રે સંકલિત રાખે છે અને સૃષ્ટિના દ્વૈતમા અદ્વૈતનુ અનુપમ સ્વરૂપ નિહાળવા પતિ પત્નીને આમન્ત્રણ આપે છે. પરતુ પ્રેમની એકાત્મતા ગમે તેટલી સભર હોય, છતા જો તે કેવળ સ્વપર્યાપ્ત રહે તો વિશાળ માનવતા પ્રતિનો એનો વિકાસ રૂંધાઈ જાય, એની ખિલાવટ ગમે તેટલી મનોહર હોય છતા અંતે તે આત્મબદ્ધ થયા વિના રહે નહિ, એ સ્થિતિમા કેવળ પોતામાં જ રાચતી એની જીવનદૃષ્ટિ સૃષ્ટિની વ્યાપકતા નિહાળવા જેટલી વિશદતા ભાગ્યે જ પ્રાપ્ત કરી શકે આ સ્વાભાવિક સંકીર્ણતાને નષ્ટ કરવા સર્જનહારે લગ્નભાવનાને કુટુમ્બજીવનમા વિસ્તારી તેને જીવનનું સર્જનાત્મક સ્વરૂપ અર્પ્યું નર નારીના અંતરમા વિકસતું પ્રેમનું આત્મ લગ્ન કૌટુમ્બિક જીવનના વિશાળ પરિઘ પર્યંત પોતાનો વિસ્તાર પ્રસારતું, સ્નેહ અને સર્જનના સતત આવિર્ભાવ દ્વારા, સમૂહજીવનમા પ્રમુદિત એકતાની ભાવના માણી રહે ત્યારે જ પ્રેમની પૂર્ણાહુતિ થાય, ત્યારે જ માનવજીવનમા રસની સાર્થકતા સિદ્ધ થાય પરતુ લગ્નની આ વ્યાપક પરિણતિ ક્યારે ય પોતાનું કેન્દ્ર ન ગુમાવે, એનું વિકસ્વર સાતત્ય એના વિધવિધ સોપાનની એકસૂત્રતાથી ક્યારે ય અળગુ ન

પડે, એ સ્નેહના ઉત્તરોત્તર વિકાસક્રમની પ્રક્રિયાનું આવશ્યક લક્ષ્ય હોઇ, પ્રકૃતિ એક નવીન ભાવનાને જન્મ આપી, માનવજીવનમા તેનું અવતરણ કરવા પ્રયત્નશીલ બની. જે ઊર્મિલતામાંથી પ્રણયનો લલિત આવિર્ભાવ થાય છે, જે રસઘતિથી પ્રેમના વિકાસને પોષણ મળે છે, જે તાદાત્મ્યની ઉત્કટતામાથી જીવનની એકતાનો નાદ પ્રગટે છે, એ ઊર્મિલતા, એ રસભાવના, એ એકાત્મતા પતિ-પત્નીના હૃદયમા સદા પ્રફુલ્લિત રહી, પોતાની અણમોલ સૌરભ પ્રસરાવતાં સમગ્ર કુટુંબ-જીવનને છાઇ રહે એવું આત્માનું આદર્શ કેન્દ્ર પ્રકૃતિને ક્યાં સાંપડશે? આપણે જાણીએ છીએ કે યુગોથી મહાકવિઓએ એ કેન્દ્ર સ્નેહજીવનના ફલિતાર્થરૂપ દામ્પત્યમાં પિછાણ્યું છે અને રામ અને સીતા, કૃષ્ણ અને રાધા, શિવ અને પાર્વતી જેવી મંગલ મૂર્તિઓમાં તેને બિરદાવ્યુ છે ભારતીય સંસ્કૃતિનું ઘડતર આવી અનેક વિભૂતિઓનાં યુગલોથી નિર્મીતું ઇતિહાસમા આગળ વધ્યુ છે. પ્રેમ જ્યાં પ્રસન્નતાને વરે છે, ઉત્કંઠા જ્યા સૌમ્યતામા પરિણમે છે, મુક્તવિહારી આત્મા જ્યા સ્વેચ્છાએ બંધનો સ્વીકારે છે, આદર્શનિષ્ઠા જ્યાં બલિદાનને વધાવે છે, સમર્પણ જ્યા શુચિતા પ્રગટાવે છે એવા દામ્પત્યના પરમ દર્શન સમીપ કવિકુલગુરુ કાલિદાસ 'શાકુન્તલ' અને 'કુમારસંભવ'મા નમ્યા હતા અને કવિવર ન્હાનાલાલે 'ઇન્દુકુમાર' અને 'જયા જયન્ત' જેવાં એમના નાટકોમા, 'ઉષા' અને 'જહાંગીર-નૂરજહાન્' જેવી એમની પ્રેમકૃતિઓમા તથા 'તાજમહેલ' અને 'સંસ્કૃતિનું પુષ્પ' જેવા એમનાં પ્રેરણાસભર દામ્પત્યસ્તોત્રોમા શિર ઝૂકાવ્યુ છે અને આધુનિક ગુર્જર કવિતામાં અમરતાના ગાનરૂપે તેને વહાવ્યુ છે.

આ દૃષ્ટિએ, રસના ઉપાસક ન્હાનાલાલ ગુજરાતી કવિતામાં મૌલિક, ભાવનાપ્રધાન ઊર્મિકવિતાના અપ્રતિમ સ્રષ્ટા ઉપરાંત દામ્પત્ય-

ભાવનાની મગ્નાત્મક કવિતાના સર્વોત્તમ સર્જનરૂપે પ્રગટ થાય છે એમના આ સ્વરૂપની વિશેષતા એ છે કે દામ્પત્યનું એમનુ દર્શન પ્રેમની એ જ ઉત્કટ સભરતા ધરાવે છે, જે 'જહાંગીર-નૂરજહાન' સરખા એમના પ્રેમનાટકમા કે 'ઉષા' જેવી એમની પ્રેમની 'સૂજન જૂની' વાર્તામા પ્રતીત થાય છે પરંતુ તેમ છતા દામ્પત્યનો એમનો આ શો પ્રભાવપૂર્ણ વ્યક્તિપ્રેમની માનવી કક્ષાથી એક ડગલું આગળ વધે છે અને નર નારીના એકરૂપ બનેલા જીવનમા આનંદ અને પ્રસન્નતાનો પ્રકાશ પાથરતો, કુટુંબના સમૂહજીવનમા સર્જનશીલ એકતાનતા દ્વારા વધુ વ્યાપક વિકાસ સાધે છે અંગત સ્નેહનો આમ સામૂહિક પરિપાક થાય છે, રસની દીપ્તિ વધુ ઓજસ્વી બને છે, પ્રેમનો આવિર્ભાવ અનુપમ મગ્નતા ધારણ કરે છે જીવનની પ્રત્યેક પ્રવૃત્તિમા આત્માના સહયોગની ઉન્નત ભૂમિકાએ, દામ્પત્ય આમ ચારુ પ્રેમીઓમાથી વિકસેલા સુહાગી પતિ પત્નીને વિશ્વના વ્યાપક જીવનને ઉંબરે લાવી મૂકે છે વસન્તના પ્રથમ આવિર્ભાવે ઉત્કલિત બનેલો મુગ્ધ પ્રણય સૌન્દર્યશ્રીભર પ્રેમમા સંક્રાન્ત થઈ, ઉજ્જ્વળ આત્મનિષ્ઠામા કેન્દ્રિત બની, દામ્પત્યના સભર, સુવિશાળ પ્રેમમા પરિણત થતો આત્માની ધન્યતા અનુભવી રહે છે જીવનના આ રસાત્મક વિકાસક્રમનું ચિત્ર, એના વિધવિધ પાસાઓમા ખીલતું ન્હાનાલાલની દામ્પત્ય કવિતામા તેની પૂર્ણાહુતિની અંતિમ પરિસીમા પામે છે રોમાંચક પ્રણયમાથી પ્રસન્ન દામ્પત્ય, થનગનતી ઊર્મિલતામાથી તેજસ્વિની સૌમ્યતા પર્યંતનો સમગ્ર વિકાસક્રમ ન્હાનાલાલની રસકવિતામા મૂર્ત થયો છે અને દામ્પત્યની શુચિતા, એની પાવનકારી કલ્યાણદૃષ્ટિ, એની અખંડ ઉપાસના એના ઓજસ્વી આત્મબલિદાન જે ભવ્યતાથી એમના અમર દામ્પત્યસ્તોત્રોમા વ્યક્ત થયા છે, તેથી આદર્શદ્રષ્ટા મહાકવિ

તરીકેના તેમના પ્રતિભામય સર્જનની કૃતકૃત્યતા આપોઆપ સિદ્ધ થાય છે. કાવ્યદષ્ટિએ જોતાં, જગતસાહિત્યમાં ઊર્મિલ પ્રણય કે સુહાગી પ્રેમનાં અમર ગણાય એવાં કાવ્યો દરેક કાળે પ્રગટ થતાં રહે છે. ઉત્કંઠિત પ્રણયઝંખના, લલિત સાન્દર્યકામના, સ્નેહપિપાસુ આત્મીયતા યુગેયુગે યૌવનના મુક્ત પ્રેમની મોહક કવિતા સરજાવતી રહી છે. જ્યાં સુધી જીવનની સામે આશાનો નિરવધિ પટ પડયો છે, મનુષ્યમાં સ્વપ્નદ્રષ્ટાનું તાજગીભર્યું દર્શન છે, મહત્ત્વાકાંક્ષાનું અજબ જોમ જ્યાં સુધી તેને પ્રેરી રહે છે, હૃદયમાં જ્યાં સુધી ઉલ્લાસના ફુવારા ફૂટે છે, જિંદગી જ્યાં સુધી એક પુષ્પમમી ભાસે છે, ત્યાં સુધી તેનું પ્રતિબિંબ એવી જ ઉલ્લાસિની, સુરેખ, અદ્ભુતરંગી પ્રેમકવિતામાં પડતું રહે તે સ્વાભાવિક છે. પરંતુ નિર્મુક્ત પ્રેમને ઓવારેથી ઊતરી, માનવી લગ્નજીવનનાં બંધન સ્વીકારી, ગૃહજીવનનું મંડાણ કરે છે ત્યારથી સાહિત્યમાં પ્રેમકવિતા સામાન્ય રીતે ઓસરવા માંડે છે. પ્રેમનું રંગીલું સ્વરૂપ અદસ્ય થતાં, સંસારનું વાસ્તવિક સ્વરૂપ એ જ અનેક વિષમતાઓ ધરતું પૃથ્વી પર યુદ્ધલીલા માટે માનવઆત્માને આહ્વાન આપે છે. જીવન ધીરેધીરે એક અંધારમય અનુભૂતિરૂપે પલટાતું ભાસે છે. પૂર્વના થનગનાટ, ઉલ્લાસિતા, દિવાસ્વપ્નોની અદ્દભુત માયા ઓછી જતાં જણાય છે. કઠોર વાસ્તવિકતાની નક્કર ભૂમિ પર જિંદગી એક રણસંગ્રામ બની જાય છે. આ સમયવર્તી પરિણતિનું લક્ષ્ય શું? એનું તારતમ્ય શું? એના પ્રવાહનું વલણ શું? આ વિમાસણમાં પૂર્વની કલ્પનાસૃષ્ટિનો રસજીવનનો શું કશો જ ફલિતાર્થ નહિ હોય? જો એમ જ હોય તો જીવનના ઉષઃકાળે વસન્તના આગમને ઊર્મિનું એ ઉત્થાન શાને કાજે હતું? પ્રકૃતિના સૌન્દર્યદર્શને તદ્રૂપતાની એ નિસીમ ઝંખના શાને માટે હતી? નારીના અનુપમ લાવણ્યદર્શને એના રૂપને આત્મસાત્ કરવાની ઉત્કંઠા માનવીમાં

વચ્ચે પણ આદર્શના ઉન્નત દુર્ગ પર પોતાનું મસ્તક અણનમ ટકાવી રાખે છે. દામ્પત્યની અમરગાથાને જગતસાહિત્યમાં વાલ્મીકિ કે દાન્તે જેવા કોઈ કોઈ મહાકવિઓએ મહાકાવ્યમાં મૂર્ત કરવા પ્રયાસ કર્યો છે, પરંતુ લગ્નને ઓળંગી આગળ વધતું, 'વસુધૈવ કુટુમ્બકમ્'ના વિશાળ આદર્શ તરફ પ્રયાણ કરવા મથતું દામ્પત્યનું વ્યાપક પ્રેમસ્વરૂપ તો ન્હાનાલાલે એમનાં પ્રેમનાટકો ઉપરાંત એમનાં ઉત્કૃષ્ટ દામ્પત્યસ્તોત્રોમાં જે રીતે મૂર્ત કર્યું છે, તે તો કદાચ વિશ્વ-સાહિત્યમાં અજોડ હશે. એકએકથી ચઢિયાતાં એવાં ખંડકાવ્યો દ્વારા દામ્પત્યની ભવ્ય જીવનગાથા ન્હાનાલાલ સિવાય ભાગ્યે જ કોઈ મહાકવિએ આવા પ્રભુત્વપૂર્વક ગાઈ હશે. સાહિત્યસૃષ્ટિમાં પ્રેમની અવધિ સામાન્યરીતે લગ્નના સોહાગ પર્યંત આવીને અટકી જાય છે, અથવા તો તે જીવનની કરુણતામાં પરિણત થાય ત્યારે શોભે છે. સમગ્ર અંગ્રેજી સાહિત્યમાં એક માત્ર મહાકવિ સ્પેન્સરના 'એપીથેલેમિયમ'ના સુંદર લગ્નગીતમાં વિકસ્વર બનવા ઝંખતા દામ્પત્યની ઉત્કંઠાનું કંઈક દર્શન થાય છે. જ્યાં જ્યાં લગ્નની સીમા વટાળી કવિઓએ પ્રેમના વિકાસને સાહિત્યમાં સ્થાન આપવા પ્રયત્ન કર્યો છે, ત્યાં ત્યાં તે સામાન્યપણે લોકોત્તર આત્મ-બલિદાનનું ઊર્જસ્વલ સ્વરૂપ કદાચ ધારણ કરે છે, પરંતુ નરનારીના અદ્વૈતમાં પ્રકાશતી સુહાગી પ્રેમની વિમલ દ્યુતિ ગુમાવે છે. ન્હાનાલાલની સર્જનપ્રતિભાનું એ એક વિશિષ્ટ લક્ષણ છે કે 'જયા-જયન્ત' જેવી શ્રેષ્ઠ કૃતિમાં તે માનવપ્રેમનું સાહજિક ઊર્ધ્વીકરણ સાધે છે, તો 'જહાંગીર-નૂરજહાન' જેવી રસસભર નાટ્યકૃતિમાં એટલી જ સરલતાથી તે સૌન્દર્યપિપાસુ પ્રેમને બદલાવી શકે છે; 'ઉષા' સરખી રોમાંચક પ્રેમકથામાં સ્નેહની નવકુસુમિતતાની સૃજનજૂની મોહિની પ્રગટાવી શકે છે, તો 'ઇન્દુકુમાર'ના વિસ્તૃત પટ પર આત્મલગ્નના આવિર્ભાવ

દ્વારા પુનિત થવા ઝંખતા પ્રેમને ખિરદાવી શકે છે. પરંતુ એ સર્વથી અનોખી રીતે, સંસારની ઉપાધિઓને દૂર હડાવતું, એની કરાલ વિષમતાઓને પ્રેમથી પરાસ્ત કરતું, દામ્પત્યનું જે અવ્યાહત રસસ્વરૂપ, જીવનના સુભગ પરિપાક સમું, ન્હાનાલાલનાં અમર દામ્પત્યસ્તોત્રોમાં વિલસે છે, તે તો શાશ્વતતાની અનેરી મુદ્રા ધરતું કવિની અપાર્થિવ પ્રતિભાના અમૃતમંથનમાંથી લાધેલા એમના સર્વતોવ્યાપી જીવનદર્શનનું વિશિષ્ટપણે દ્યોતક બની રહે છે.

ન્હાનાલાલનો દામ્પત્યાદર્શ આ રીતે વિકસ્વર માનવપ્રેમની કલ્યાણલક્ષી પરિણતિરૂપ છે. લગ્ન દ્વારા જીવનમાં એકરૂપતા પામતો પ્રેમ ચિરંજીવ શ્રદ્ધાના બળ પર સંસારની અપરપાર મુશ્કેલીઓનો સામનો કરવા કટિબદ્ધ થાય છે. એ જાણે છે કે વાસ્તવ જગતનો સંઘર્ષ એ જીવનની નક્કર હકીકત છે, એટલે એને પરાસ્ત કરવાનો ઉપાય એની અવગણનામાં નહિ, કિંતુ એનાથી અનેકગણી પ્રબળ પ્રેમની આત્મશ્રદ્ધા સાથે, એની સાથ મુક્ત મને જીવનનો સંગ્રામ ખેલવામાં છે. એ આત્મશ્રદ્ધાની જ્યોત સદા જલતી હશે, કર્તવ્યના આચરણથી તે પોષાતી હશે, આદર્શનિષ્ઠાના ધ્યેયથી સદા પ્રેરાતી હશે, તો એ સંગ્રામલીલા પણ શું પ્રેમની એક અણમોલ રસલીલા જેવી જ નહિ બની રહે? વર્તમાન જીવનના પટ પર પછી દુઃખના અન્ધાર ઊતરે કે વેદનાના પરિતાપ રેલાય, પરંતુ સૌભાગ્યાકાંક્ષી દામ્પત્યને વ્યાપક કૃતાર્થતાના આદર્શનો પ્રભાકર સદા અનસ્ત ઉજાળી રહેશે એ ચિરંતન આત્મશ્રદ્ધા માનવીમાં નવો પ્રાણ પૂરતી, એના જીવનના ધ્રુવતારક શી વિરાજી રહેશે. આદર્શોપાસનાના અગ્નિકુંડમાં પ્રેમીઓ ગમે તેટલા જલે, સંસારની અનેકવિધ કસોટીઓમાં તેઓ ગમે તેટલી વેદના અનુભવે, પરંતુ એ કસોટીઓમાંથી પાર ઊતરતા, અગ્નિમાંથી પસાર થયેલા

ધીરતાથી પ્રેરણાત્મક સમૂહજીવન દ્વારા સાક્ષાત્ કરી શકે સર્જના ત્મક સંસ્કૃતિવિધાનનો પાયો આ રીતે કુનયોગિની આર્યનારી ॥ જીવ ત સર્જન દ્વારા નણાય છે

ઇતિહાસોનો અનુપ સુહવે જેની દામ્પત્યગાથ
આર્યોની એ સ ાતન અમર અવતરી સંસ્કૃતિનું પુ પ

આ રીતે મનુષ્યજીવ ાના કનક પર પ્રત્યક્ષ સર્જન શી સુહાતી, સંસ્કૃતિ ॥ સુભગ રસપુષ્પ સમી આર્ય ારીની દામ્પત્યભાવના લગ્નની પ્રભુતા અને દામ ત્યની મગનતાના ઉદ્‌બોધક કવિવર ન્હાનાલાલ ॥ દામ્પત્યસ્તોત્રોમાં ઓજસ્વી નારીપૂજાનું સ્વરૂપ ધારણ કરે છે અને એમની રસદર્શી કવિતાને સૌન્દર્ય પ્રેમ અને પૂજનની ત્રિવિધ ઉપા સ ાથી વધુ સભર ન ાવતી, આદર્શ ॥ ઉન્નત સામ્રાજ્યમાં તેની પ્રતિ ા કરે છે

:૨:

આ દૃષ્ટિએ નિહાળતા, 'તાજમહેલ' ન્હાનાલાલની રસાત્મક દામ્પત્યકવિતાનો સર્વોત્તમ આવિર્ભાવ હોય એવો ભાસ થાય છે પ્રેમ અને દામ્પત્ય ॥ રહસ્યનું આકલન કરતું એ એક સર્વાંગસુંદર જીવ ાનકી ખંડકા ય છે તાજમહેલ ॥ અપૂર્વ સૌ દર્યદર્શી એ સૌ દર્ય દર્શ ાની પાછળ નિગૂઢ રહેલા સનાતન પ્રેમસ્વરૂપનો પીછતા સ્વ ન સ્ફુરેલા પ્રેરણાસ્રોતનો એક ભ ય દર્શ ામાં વિસ્તારતો, પ્રતિભાનો ગો સાક્ષાત્ તેજપુંજ હોય, એવી આ ાણને તે ॥ વાચો સહજ પ્રતીતિ થાય છે ઉત્તગમ વાણીવિભવ, સુમધુર લયસંગીત, અલૌકિક ઉપમા સામર્થ્ય ઉત્કટ સર્જ પ્રેરણા તેજસ્વી ચિત્રદશ ન—એ સર્વનો તીવ્ર આત્મસંવેદ ॥ તાન સાથે એક ઉ નામમ ા આવિર્ભાવમાં સંગમ થતા કવિઓ અને સાહિત્યકારો પણ જેના પર વારી જાય એવું પ્રેમ

દર્શનનું, ગુજરાતી કવિતામાં અપ્રતિમ એવું ખડકાવ્ય આપણને પ્રાપ્ત થાય છે. સ્થિતપ્રજ્ઞના જેવી દર્શનાત્મક ભૂમિકાએ વિરાજમાન છતાં, પ્રતિભાસંપન્ન કાવ્યત્વની દ્યુતિ એમાં એટલી જ જાજ્વલ્યમાન દીપી ઊઠે છે. વર્ણનાત્મક રસસૌન્દર્યથી ઓપતું છતાં, એની પૂર્ણાહુતિ જીવનના અનેરા રહસ્યદર્શનમાં થાય છે. ભાવના અંતિમ પ્રભુત્વ દ્વારા કવિનું અમર રસદર્શન આ કાવ્યમાં વ્યાપક પ્રેમદર્શનના સુશ્લિષ્ટ સ્વરૂપમાં ઉત્ક્રાન્ત થાય છે:

તથાપિ મૃત્યુ રમના નથી નથી:
સૌન્દર્ય ને સ્નેહ અજીત મૃત્યુથી.

પરન્તુ આ કૃતિમાં ન્હાનાલાલ એક શ્રેષ્ઠ રસકવિ તરીકે જ રહેતા નથી, કિંતુ પ્રેમદ્રષ્ટા જીવનકવિ બની જાય છે એ તેની વિશેષતા છે. એમની દૃષ્ટિ એક નશ્વર પ્રતિમા પરથી અવિનાશી શાશ્વતતા પર મંડાય છે. તાજમહેલ કવિને મન પ્રેમની સનાતન આરજુનું માત્ર એક ઉન્નત પ્રતીક જ નથી, કિંતુ પૂર્ણ સૌન્દર્યમાં વિકસ્વર એવા પ્રેમના સાક્ષાત્ દર્શનની એક જીવન્ત પ્રતિમા છે. મોગલ સામ્રાજ્યના અનહદ વૈભવથી સમૃદ્ધ બનેલા પ્રેમસ્મૃતિના આ અનુપમ સ્મારકના ચિન્તવને લાધેલા જીવનદર્શનને કવિની ઉત્કટ સર્જનપ્રતિભા પ્રજ્જ્વલિત કરે છે, ત્યારે તે એક પછી એક પ્રેમ અને દામ્પત્યભાવનાનાં અમર પ્રતીકોની હારમાળા સરજે છે અને જીવનના જુદાજુદા દૃષ્ટિકોણથી રસ, સૌન્દર્ય અને પ્રેમના ચિરતન તત્ત્વોનું રહસ્યદર્શન આપણી સામે ધરે છે. 'ચિત્રદર્શનો'માં પ્રગટ થતા છતા 'તાજમહેલ' એક સમ્મ ચિત્રદર્શનનુ જ કાવ્ય નથી, પરન્તુ ખંડકાવ્યના સીમિત પટ પર પ્રેમના સનાતન રસસૃષ્ટિને આમૂર્ત કરતુ, દામ્પત્યના જ્વલંત આદર્શને તાદૃશ્ય કરતુ, મહાકાવ્યની પ્રતિભા ધરાવતુ એક

જીવન્ત સર્જન છે. આદિથી અંત સુધી આ કલાકૃતિ પર દર્શનાત્મક પ્રતિભામાંથી નિષ્પન્ન થતું આત્માની અનુપમ શ્રદ્ધાનું તેજ છવાઈ રહે છે. એના આલેખનમાં ચૈતન્યદાયી કાવ્યપ્રેરણાનું અજબ નૂર ઝળકી રહે છે. એક સ્થિતપ્રજ્ઞની અદાથી રસદ્રષ્ટા કવિવર માનવીની અનાહત પ્રેમઝંખનાએ સરજાવેલો પ્રેમનો આ અપૂર્વ કીર્તિસ્તંભ નિહાળે છે, પરન્તુ એમની દૃષ્ટિ એના વૈભવથી, એના અદ્‌ભૂત સૌન્દર્યથી, એની અવર્ણનીય કારીગરીથી જ મન્ત્રમુગ્ધ બનતી નથી એ સર્વ ઉપરાંત, તેઓ જ્યારે કલાના આ અલૌકિક સર્જનમાંથી જીવનનું અંતિમ નવનીત તારવવા મથે છે, ત્યારે સમત્વની અંતરંગ ભૂમિકાએ સ્થિર બનેલી તેમની ક્રાન્તદૃષ્ટિ વિશ્વરહસ્યના ગાઢ પડદા એક પછી એક ઊંચકતી જાય છે અને સૃષ્ટિનાં વિધાયક બળોના હાર્દમાં પ્રવેશી, માનવજીવન અને એને વીંટી રહેલાં જગતનાં પાર્થિવ અને અલૌકિક, નશ્વર અને સનાતન, પ્રાકૃતિક અને ભાવનાલક્ષી, પ્રત્યક્ષ અને પરોક્ષ —એવા અનેક નિરનિરાળા સત્યોને એક સર્વાંગી જીવનદર્શનમાં સમાવી, માનવીના અણમોલ રસદર્શનના પ્રતીક શા તાજમહેલની યશગાથા ગાતા પ્રેમદર્શનના આ અમર કાવ્યમાં મૂર્તિમાન કરે છે રાધિકાનાં પ્રણયગીત ગુંજતી યમુનાને તટે ઊભેલા, વિલીન દામ્પત્યજીવનના સ્મારક શા, આ કીર્તિસ્તંભના પાષાણો ય સનાતન પ્રેમમન્ત્રો ઉચ્ચારી રહ્યા છે એના પથ્થરે પથ્થરે કોઈ અમર થવા સર્જાએલા પ્રેમી હૃદયમાંથી ગુંજતા પ્રેમના મંત્રોચ્ચાર આલેખાયા છે. પરન્તુ તાજમહાલ એ કેવળ શાશ્વત પ્રેમનું અદેહી દર્શન જ નથી, કિંતુ પ્રેમના સાક્ષાત્કારને મૂર્ત કરતું એક પ્રત્યક્ષ સર્જન છે તેમ છતાં અમરતાને ઉદ્દાત્ત આપનો એનો રચનાબાટ વ્યક્ત સ્વરૂપે એની અંતિમ નશ્વરતાનો જ નિર્દેશ છે એ કારણે સત્યને અવગણી શકાય તેમ નથી કાળ આવા ભવ્ય

કીર્તિમંદિરનો ય કયારેક રોગ લેગે તેનું ભાન કવિના ચિત્તમાં ગહન મંથનની છાયા પ્રસારે છે. ગદાકાળની વાસુકિફણા શી ભયંકર નાગચૂડમાંથી કોણ મુક્ત રહી શક્યું છે કે આવું એક વિનશ્વર શિલ્પ-સ્મારક તેનાથી અજેય રહી શકે? મૃત્યુની સર્વભક્ષી યન્ત્રણાને કોણ હઠાવી શક્યું છે કે આવી એક સુકુમાર કલાકૃતિ તેનાથી અસ્પર્શ્ય રહી શકે? વિશ્વના આ કરાલ સત્ય સામે સ્થવિરો અને મહાત્માઓએ, યુગન્ધરો અને દ્રષ્ટાઓએ શિર નમાવ્યું છે, પરન્તુ તેની ભીષણતાથી ડઘાઈ જઈને કે જીવનથી હતાશ થઈને નહિ; કિંતુ શાશ્વત સૃષ્ટિ-નિયમને પ્રસન્નવદને આવકારી, કાળના ઘોર મંથનનું વિષ પી જઈ, મૃત્યુનું હલાહલ નિચોવી નાખી, ઉન્નત મસ્તકે કર્તવ્યયોગ આચરતાં જગતને અમૃતનું રસાર્પણ કરતાં કરતાં. નાશ છે, મૃત્યુ છે રસ, સૌન્દર્ય અને સ્નેહના ઉત્તમોત્તમ પ્રતીકોનાં; પરન્તુ એ પ્રતીકોથી પર એવાં વિશ્વના આ સનાતન જીવનતત્ત્વો તો સદાય અજરામર છે, એ અચળ આત્મપ્રતીતિ જ આવા જીવનદ્રષ્ટા વિભૂતિઓની ચિરન્તન સિદ્ધિ છે. સૃષ્ટિ અવનવા સ્વરૂપે ખીલે છે, વિસ્તરે છે અને લય પામે છે, પરન્તુ એનાં પલટાતાં દૃશ્યોમા જીવનનો ધબકાર પૂરતાં રસ, સૌન્દર્ય અને પ્રેમ, વિશ્વના સનાતન સત્ત્વો રૂપે, પરિવર્તનથી પર, મૃત્યુથી અજેય છે, એ સત્યનું પ્રજ્વલિત ચૈતન્યદર્શન જીવન અને મૃત્યુની ચક્રપરમ્પરામાથી ઊપસી આવતા અમર પ્રેમના મહિમાસ્તોત્ર 'તાજમહેલ'ના ચિત્રદર્શનમા કવિશ્રી ન્હાનાલાલે મૂર્તિમન્ત કર્યું છે.

:૩:

"તાજમહેલ"મા પ્રેમના અમર સ્મારકની કીર્તિગાથા સુણ્યા પછી, પ્રેમીઓની જે અદ્વૈતભાવનાને મૂર્ત કરવા તે મથી રહ્યુ હતુ, તેનો દામ્પત્યમા સુભગ સાક્ષાત્કાર નિહાળવો હોય તો ન્હાનાલાલની

ડોલનશૈલીના રસાત્મક ખંડકાવ્યોના ઉત્તમ નમૂનારૂપ "નવયૌવના' તથા "સૌભાગ્યવતી'ની કાવ્યમેનડીમાં તે માણી શકાય પ્રધાનત વર્ણનાત્મક ભાવકાવ્યો સરખા આ બન્ને કાવ્યો જીવનના છાયાચિત્રો તરીકે એકબીજાના પૂરક હોય તેવો સહજ ભાસ થાય છે બન્ને કૃતિઓની વચ્ચે ઊંડું તાત્ત્વિક સામ્ય છે તેમજ એકબીજાને આકળની વિકાસક્રમની સ્પષ્ટ રેખા છે ચિત્રદર્શનો તરીકે એમના સ્વરૂપ તથા ઉઠાવમાં અમુક તફાવત છતાં, બન્નેના કેન્દ્રરૂપે સ્નેહ સૌભાગ્યની મૂર્તિ શી આનંદરમણી વિરાજે છે પ્રથમ કાવ્યમાં સૌન્દર્યમભર, પ્રેમોત્સુક નવયૌવનાનું આ સૂક્ષ્મ ચિત્ર આપણી સમક્ષ ઊપસી આવે છે કવિના પ્રથમ અવલોકને તે વિચારમગ્ન કાન્તારૂપે આપણી સમક્ષ ઉપસ્થિત થાય છે, પરન્તુ પછી ધીરેધીરે નૈસર્ગિક વિકાસ પામતું લાલિત્યસભર નવયૌવનાનું સુભગ ચિત્ર વિસ્તરવા માંડે છે પ્રકૃતિના તાજગીપ્રેરક દૃશ્યોની પરમ્પરા ઊભરાય છે, આસપાસ નિસર્ગલાવણ્યનું અદ્‌ભુત વાતાવરણ જામે છે સૃષ્ટિ અવનવાં સ્વરૂપો ધરી જીવનના ઉત્સવમાં જાણે ભાગ લેવા પધારે છે બાહ્ય અને આંતરંગ, સ્થૂળ અને સૂક્ષ્મ, સર્વે સૃષ્ટિતત્ત્વો એકબીજાનો સહચાર માણતાં, કુદરતની રમણામાં ઓતપ્રોત થાય છે, અને ઉલ્લસિત ચેતનાથી ઝગમગતી પ્રકૃતિનીના ના ફલક પર અભીપ્સાની ઉત્કંઠિત મૂર્તિ સમું નવયૌવનાનું સુરેખ ચિત્ર ઊપસી આવે છે અદ્‌ભુત લાવણ્ય એના દેહ પર ખીલી રહ્યું છે, યૌવનની અપૂર્વ કાન્તિ એના અંગ પર વિરાજી રહી છે આમ રમણીય પ્રકૃતિલીલા સાથે યૌવનાનો એવો જ અનુપમ જીવનમભાર ભળે છે, છતાં એની સાફલ્યસિદ્ધિમાં કંઈક ઊણપ છે જીવનનું સાફલ્યટાણું આ સુ છે પરંતુ ક્યાં છે એ સાફલ્યટાણાનો અધિનાયક હૃદયદેવ? તેના વિના પૂર્ણવિકસિત યૌવનનું સાફલ્ય ક્યાંથી? પુરુષ વિના પ્રકૃતિ શોભે તો

પ્રિયતમ વિના રમણી શોભે. એટલે જ આ નવયૌવનાના હૃદયનાં મુગ્ધ ઊંડાણમાંથી વિકાસમાન જીવનને સાર્થકતા અર્પતા આત્મદેવની પધરામણીની ઝંખના સમગ્ર કાવ્યના અંતરમાં ગુંજી રહી હોય એવો આપણને ભાસ થાય છે......

"નવયૌવના"નું આ મધુરું ચિત્રદર્શન "સૌભાગ્યવતી"ના વિશાળ ફલક પર વિસ્તાર પામે છે. અહીં પ્રેમોત્સુક યૌવના સૌભાગ્યકાંક્ષી પ્રૌઢ લલનારૂપે પ્રગટ થાય છે, છતાં એના હૃદયમાં પમરતો લાવણ્યનો સોહાગ એટલો જ આકર્ષક છે વિપુલ સૌન્દર્યસંભાર એના આત્મામાં સૌભાગ્યની કામના પ્રગટાવે છે. એના કમનીય અંગસૌષ્ઠવનાં લાલિત્ય, માર્દવ અને શૃંગાર માનવકલ્યાણની ધન્યતા વાંછે છે. શુચિતાના વિમલ પ્રદેશમાં પ્રવેશતાં, આ અસીમ લાવણ્યસંભાર, સ્નેહની સુવાસ પ્રગટાવતો, જીવનમાં રસાત્મક પરિપૂર્ણતા સીંચતો, પ્રભુતાના ઉન્નત પ્રદેશમાં ઉત્ક્રાન્ત થાય છે, ત્યારે તેની પ્રસન્નશોભા ઓર ખીલી રહે છે. એ લાવણ્યસંભારથી ઓપતો સૌભાગ્યકાંક્ષી પતિપ્રેમ દામ્પત્યમાં સાફલ્ય પામી, કુટુમ્બજીવનમાં કલ્યાણના પરિમલ પ્રસરાવવા ઉદ્યત બને છે, ત્યારે પરિશુદ્ધ રસની અગાધ દીપ્તિ ધીરવિમલ સૌભાગ્યવતીના વ્યક્તિત્વ પર સુહાસી રહે છે. પરંતુ કુટુમ્બજીવનને સભર બનાવતી આ રસસમૃદ્ધિની પાછળ દામ્પત્યનું પરિપક્વ દર્શન છે. પ્રેમની વિકાસમાન પરિણતિ પ્રભુતામાં મહોરી ઊઠે છે; દેહસૌષ્ઠવનું ઓજસ્ આત્માની શોભાને ઓર વધારે છે; ઉત્કટ સ્નેહપિપાસા પ્રસન્નસૌભાગ્યકામનામાં પલટાઇ જાય છે; સૌમ્ય સૌભાગ્યવાંછના પાવિત્ર્યના પરિમલ પ્રગટાવે છે. આવું છે, ન્હાનાલાલના સર્જનાત્મક દામ્પત્યાદર્શને મૂર્ત કરતી સુભગ આર્ય નારીનું પરિપૂર્ણ ચિત્ર......

:૪:

"નવયૌવના" અને "સૌભાગ્યવતી"માં કવિવર ન્હાનાલાલે આપ-

ણુને વિકસ્વર દામ્પત્યની સૌમ્ય-સુહાગી પુણ્યતાનું દર્શન કરાવ્યું છે, તો "કુલયોગિની"ના પ્રતિચિત્રમાં તેઓ આપણને તપસ્વિની કુલદેવીના હૃદયંગમ દૃશ્ય દ્વારા પરિતૃપ્ત દામ્પત્યની મંગલતાનું અનેરું દર્શન કરાવે છે. રસની ધન્યતા સાથે મંથનની આત્મવેદના મુક્ત મને માણી શકે અને એક-સરખા સૌન્દર્યમાં તેને નિરૂપી શકે તેવો જીવનદ્રષ્ટા કવિ જ મહાકવિ પદનો અધિકારી બની શકે. "વિક્રમોર્વશીય"ની પ્રણયલીલા જેટલી મોહકતાથી કાલિદાસ આલેખી શકે છે, તેટલી જ મનોહરતાપૂર્વક "શાકુન્તલ"માં શકુન્તલાનું સૌન્દર્ય, તેની પ્રેમઝંખના તથા મનોમંથન તેઓ નિરૂપી શકે છે. "કુમારસંભવ"માં નગાધિરાજ હિમાલયનું ભવ્ય ગૌરવ કે હિમાલયપુત્રી ઉમાનું અપ્રતિમ લાવણ્ય જે અદ્ભુત છટાથી તેઓ વર્ણવી શકે છે, તેવી જ હૃદયસ્પર્શી વેધકતાથી પાર્વતીનું દુઃસહ તપ પણ આપણી સામે તેઓ પ્રત્યક્ષ કરી શકે છે. મંથનાત્મક અનુભૂતિની વેદના એ શાન્તિ અને પ્રસન્નતાના આવિર્ભાવની પ્રસવભૂમિ છે એ સત્યની પ્રતીતિ પ્રત્યેક મહાકવિના સર્જનના આંતરિક વિકાસની પ્રક્રિયામાંથી ફલિત થાય છે. શેક્સ્પિયરનાં મહાન કરુણાન્ત નાટકોની આન્તરવેદના એનાં અંતિમ વિસ્મયપ્રધાન ઊર્મિનાટકોની ત્રિપુટીમાં ઊપસી આવતી પ્રશાન્ત, ક્ષમાશીલ જીવનદષ્ટિને જન્મ આપે છે. "શાકુન્તલ" અને "કુમારસંભવ" માં કાલિદાસે નિરૂપેલી પ્રેમની ઉત્કટ તપશ્ચર્યા "રઘુવંશ"ના સ્થિતપ્રજ્ઞ દર્શનરૂપે ફલાયમાન થતી ભાસે છે. એ જ રીતે "ગીતાંજલિ"માં પ્રતીત થતી રવીન્દ્રનાથની પરમાત્માના સહયોગ માટેની તીવ્ર તિતિક્ષા 'સાધના'ના તેજોમય વિશ્વદર્શનની પાર્શ્વભૂમિ પર માનવજીવનના ભવ્ય સાક્ષાત્કારને આલેખવાનું એમનામાં સામર્થ્ય પ્રેરે છે. આવા વિશાળ ફલક સાથે સરખાવતાં, "સૌભાગ્યવતી"ના સોહાગમાંથી "કુલયોગિની"ની તપશ્ચર્યા પ્રતિની પરિણતિનો વિકાસ, અલબત્ત, એક અલ્પ ઘટના શો

ભાસે; પરંતુ ઊંડા ઊતરીને નિહાળતાં, વિખ્યાત સાહિત્યસ્વામીઓએ આત્મસાત્ કરેલી જીવનની સુભગ અને પરિતપ્ત—બન્ને ભૂમિકાઓનું પ્રતિબિંબ આ કાવ્યોમાં પણ વરતાયા વિના રહેશે નહિ. "સૌભાગ્યવતી"માંના સૌભાગ્યના રસાત્મક ચિત્રદર્શનની સામે એની જ પરિણતિરૂપ હોય તેવા કુલયોગના વેદનામય આન્તર ચિત્રનું સુરેખ દર્શન કવિ "કુલયોગિની"માં આપણી સામે ધરે છે. કર્તવ્યચ્યુત પતિ તપસ્વિની પત્નીનું વિયોગથી સંતપ્ત, અવગણનાથી દીન, હતાશાથી નિરાધાર સ્મૃતિચિત્ર આલેખે છે, ત્યારે એ સંતાપ, એ નિરાશા, એ વ્યથાને ભેદીને તેની વિરલ ધૃતિ, અવિચળ આત્મશ્રદ્ધા અને એકનિષ્ઠ કર્તવ્યપરાયણતા આ સહનશીલ નારીને અવર્ણ્ય ઊર્ધ્વગામિતાનો જે ઉઠાવ આપે છે અને તે દ્વારા કર્તવ્યભ્રષ્ટ પતિના હૃદયનું જે આમૂલ પરિવર્તન કરે છે, તેમાં આદર્શ આર્યપત્નીના ઉજ્જવળ આત્મબલિદાનથી સુહાતું દામ્પત્યનું એક શ્રેષ્ઠ છાયાચિત્ર આપણને પ્રાપ્ત થાય છે.

**: ૫ :**

"સૌભાગ્યવતી" તથા "કુલયોગિની"માં ન્હાનાલાલના દામ્પત્યદર્શની બે વિધવિધ પ્રતિમાઓ આપણને સાંપડે છે. નારીની ઊંડી સૌભાગ્યકામના એના સૌન્દર્યસોહાગમાં ખીલી ઊઠે છે, ત્યારે જે મુદિત આત્મશોભા તેના વ્યક્તિત્વ પર છાઈ રહે છે તેની સામે ઉપેક્ષિત દશામાં પણ એકનિષ્ઠાથી દામ્પત્યધર્મનું પાલન કરતી કર્તવ્યરત તપસ્વિનીની મંગલવિભૂતિનું હૃદયંગમ દૃશ્ય વિરાજી રહે છે. પરંતુ આ બન્ને સ્વરૂપોને વટાવતી દામ્પત્યની પરિસીમા છેવટે એક એવી ઊર્ધ્વભૂમિકા પ્રાપ્ત કરે છે કે જેમાં નારીનું ભાવનાશીલ આદર્શ પત્ની તરીકેનું વૈયક્તિક સ્વરૂપ માનવસંસ્કારિતાના વિશાળ ફલક પર જીવનના સત્ત્વરૂપે પ્રફુલ્લી ઊઠે છે. ત્યારે સ્ત્રી એ માત્ર કંઈકંઈક અભિલાષ ધરતી સૌભાગ્યસુંદરી કે

અણુકલ્પી તપશ્ચર્યાઓમાંથી પાર ઊતરતી કુલલક્ષ્મી જ નથી રહેતી, પરંતુ એ બન્ને સ્વરૂપને જીવનની વિશાલતર અનુભૂતિમાં સમાવી દઈ, દામ્પત્યના આદર્શને વ્યાપક કલ્યાણભાવનાના પ્રદેશમાં વિસ્તારતી, સંસ્કૃતિની જીવન્ત મંગલમૂર્તિ શી વિરાજી રહે છે. પ્રકૃતિદીધ સૌભાગ્ય લક્ષ્મીએ સોહાતા, સંસારની અનેકવિધ વિટંબણાઓ સહતા, જગતની વિષમ કસોટીઓમાંથી પાર ઊતરતા, દામ્પત્યનો પરિપાક નારીના આત્મામાંથી માનવતાની જે માતમંગલ ગૌરવ પ્રગટાવે છે તે એ જ જીવનની મહામોલી સિદ્ધિ છે અને સંસ્કૃતિનું એક વિધાયક બળ છે. સ્નેહમાંથી વિકસેલા આત્મલગ્નની સંગીન ભૂમિકા પર પ્રેમ અને સ્વાર્પણ, ત્યાગ અને આત્મબલિદાન દ્વારા જે દામ્પત્યસાધના વિસ્તાર પામી છે તેની પ્રેરણાએ દમ્પતીના જીવનને ઉજ્જ્વળ બનાવવા ઉપરાંત કુટુમ્બમાં સંસ્કારિતા પોષી છે, કુલની રક્ષા કરી છે, અને જીવન્ત ઉપાસના દ્વારા નર નારીના અદ્વૈતની માનવસમાજમાં પ્રતિષ્ઠા કરી છે. મુગ્ધ પ્રણયમાં વિલસતી સુભગગાથાથી પ્રેમમાં વિકસ્વર બનતું, લગ્ન દ્વારા સભરતા પામતું, આર્યપત્નીનું તેજસ્વી વ્યક્તિત્વ સૌભાગ્યની અભિલાષા તેમજ તપશ્ચર્યાની વેદનાને એકસાથે આત્મસાત્ કરી, દામ્પત્યની ઉદાત્ત પરાકાષ્ઠાએ જીવનની કૃતકૃત્યતા અનુભવે છે, ત્યારે એક નારીનું જીવન વિશાળ સમૂહજીવનમાં પોતાના અંતરની સુવાસ પ્રસરાવે છે અને માનવ જીવનની સંસ્કારિતાના સનાતન મૂલ્યોને પોતામાં મૂર્તિમન્ત કરતું, સ્વયં સંસ્કૃતિનું એક વિશિષ્ટ પ્રતીક બની રહે છે. એ કવિવર ન્હાનાલાલના અર્ધાંજલિ શા વિલક્ષણ દામ્પત્યકાવ્ય "સંસ્કૃતિનું પુષ્પ" નો પ્રધાન સૂર હોય તેમ ભાસે છે. ન્હાનાલાલની દામ્પત્યભાવનાના આદર્શનું વિકાસદર્શન 'પ્રભાત' અને 'પ્રાણેશ્વરી' જેવા એમના પ્રેમકાવ્યોમાંથી આગળ વધતું 'લગ્નતિથિ' 'પુનર્લગ્ન' અને 'આપણી લગ્નતિથિ' જેવા લગ્નભાવનાના આદર્શ

કાવ્યોમાં સભરતા પ્રાપ્ત કરતું, 'તાજમહેલ'માં સનાતન પ્રેમદર્શનની રસોજ્જ્વલ દીપ્તિ ધારણ કરતું તથા 'સૌભાગ્યવતી' અને 'કુલયોગિની'નાં દામ્પત્યકાવ્યોમાં પરિપક્વ બનતું આપણે નિહાળ્યું છે; પરંતુ એ વિકાસ-દર્શનના જે કેન્દ્રરૂપ છે તે આર્યનારીનો આદર્શ સંપૂર્ણપણે ફલાયમાન થતો દીસે છે "સંસ્કૃતિનું પુષ્પ" સરખા એમના સમુન્નત દામ્પત્યસ્તોત્રમાં, જ્યારે આંતરિક જીવનની સભરતાથી છલકાતો દામ્પત્યનો પ્રાણ સંસ્કૃતિના અવતરણ અને વિસ્તારકાજે આવશ્યક એવું સર્જનાત્મક પ્રેરણાબળ પ્રગટાવે છે. આ દૃષ્ટિએ "સંસ્કૃતિનુ પુષ્પ" ન્હાનાલાલની દામ્પત્યભાવનાના પરિપૂર્ણ વિકાસને પ્રતિબિંબિત કરતા સમર્થ પ્રતિભાવન્ત ખંડકાવ્ય તરીકે એમની આદર્શ કવિતાની ટોચ સમું ગણી શકાય. જીવનની વિવિધ કક્ષાઓએ સ્વાનુભૂતિ દ્વારા લાધેલું દામ્પત્યનું સુશ્લિષ્ટ વિકાસદર્શન, સંસ્કારિતા અને સંવાદમય જીવનના એના વિશાળ ફલક પર સુહાતું, આર્યપત્નીના અંતરાત્માનાં ઊંડાણમાં ઊતરી, સંસ્કૃતિના પુષ્પ તરીકે જ્યારે તેનો સાક્ષાત્કાર કરે છે, ત્યારે દામ્પત્યના કીર્તિગાન કરતાં ય દામ્પત્યભાવના દ્વારા મૂર્તિમન્ત થતી સંસ્કૃતિના ઉદાત્ત સ્તોત્ર તરીકે આ કાવ્યની કૃતાર્થતા વધુ સિદ્ધ થતી ભાસે છે. વૈયક્તિક સ્નેહમાંથી વિકસેલો દામ્પત્યધર્મ વિશાળ માનવતાના પ્રભાવથી દીપી ઊઠતો, આદર્શોન્મુખ થતો, સંસ્કારપૂર્ણ જીવનધર્મરૂપે ઉત્થાન પામે છે, ત્યારે તે આત્માની સર્વાંગી સરકારિતાનો મહામન્ત્ર બની રહે છે, તેની સકળ સમૃદ્ધિના શણગારરૂપે સોહાય છે અને ઇતિહાસના કાળપટ પર આગળ વધતી આર્યસંસ્કૃતિની મહાગાથાને જીવન્ત આરાધના દ્વારા અનેરું આધ્યાત્મિક ગૌરવ અર્પે છે. આર્યસંસ્કૃતિ પ્રધાનતઃ દામ્પત્યના આ પરમ અદ્વૈતભાવમાંથી જ ખીલીને વિકસ્વર બની છે, અને તેના મધ્યવર્તી કેન્દ્રમાંથી જ પ્રેરણા પી એણે કાળેકાળે પાર્થિવ અને અપાર્થિવ, ભૌતિક તેમજ આધ્યા-

તેનું પ્રધાન લક્ષ્ય હંમેશા આદર્શની ઉપાસના પ્રતિ જ ઢળતું રહ્યું છે એ એમની ચિરંજીવ સાહિત્યસાધનાની એક વિશિષ્ટ ઘટના છે રસની સહજ પ્રેરણા આવિષ્કાર પામતા, એમના અદ્‌ભુતરંગી ઊર્મિકાવ્યો વહ્યા, પરંતુ તેમના સુમધુર સંગીત કે વર્ણોની અજબ છાટમા ય આત્માની ઉચ્ચતર અભિલાષાનો ધ્વનિ સદા ય ગુંજતો જ રહ્યો છે રસની સાક્ષાત્ પ્રતિમા જગતમા સર્જવાના કોડે કવિના અનુપમ રાસ પ્રગટાવ્યા, પરંતુ એ રાસોનો સૂક્ષ્મ નાદ અનન્તતાના મુક્ત પ્રદેશમા વિચરવા થનગની રહ્યો હોય એવો એમના વાચને આપણને ભાસ થાય છે આ ચૈતન્યપ્રેરિત રસદષ્ટિ ભાવનામય બનતા ન્હાના લાલના ઉચ્ચ કોટિના પ્રેમકાવ્યો જન્મ્યા, જેના ભાવનિરૂપણમા આત્માના ઉલ્લાસ અને પ્રસન્નતા સ્નેહની તદ્રૂપતાને અનેરો ઉઠાવ આપે છે એ જ રીતે, ન્હાનાલાલની ઉન્નત પ્રેમભાવના આદર્શોન્મુખ બની, સૌભાગ્યનુ મંગલ ક્ષેત્ર જીવનમા વિસ્તારી રહી, ત્યારે એમની ઊર્જસ્વી દામ્પત્યભાવનાના ફળરૂપ એમના પ્રેરણાત્મક દામ્પત્યસ્તોત્રો ઉદ્‌ભવ્યા આમ રસનો પરિપાક ન્હાનાલાલ કવિતામા જુદેજુદે સ્તરે આવિર્ભૂત થયો છે પરંતુ એ જ રસપ્રેરણા જીવનની ઓજસ્વિની પ્રતિભાનું ખમીર ઝીલવા જ્યારે ઉત્સુક બની રહી, ત્યારે પ્રેમશૌર્યના જીવન્ત પ્રતીકો જેવા એમના પ્રાણવાન રણગીતોની વીરહાક ગરજી રહી પણ જીવન શુ પ્રેમ અને પરાક્રમમા જ સમાપ્ત થતું હતું? આ એ પ્રશ્નનો એક અન્ય પ્રકારના સર્જનથી જવાબ આપતા હોય તેમ, કવિએ શૌર્ય અને પ્રેમ દ્વારા મનુષ્ય જીવનની જે તાત્કાલિક ધન્યતા અનુભવે છે તેને પરિપૂર્ણ કરવા, એ બંનેથી અધિક ઉન્નત એવી એક પરમ ભાવનાની ઊણપ પૂરી કરવા માટે એમના ભક્તિગીતો, પોતાના ઊર્મિગીતો, પ્રણયગીતો તથા રણગીતોના જેટલી જ મસ્ત છટાથી ગાયા

રસનો સુરમ્ય અવતાર જીવનમાં નિર્મળ પ્રેમરૂપે પરિણત થાય ત્યારથી માનવજીવનની સમુત્ક્રાન્તિનો આરંભ થાય છે. પરંતુ પ્રેમ દામ્પત્યમાં ખીલી, કલ્યાણભાવના મૂર્ત કરતો, સંસ્કારિતાને પોષતો, જ્યારે કૃતકૃત્યતા પામે છે ત્યારે અણકલ્પી એક એવી ક્ષણ આવે છે, કે પોતે વિકસાવેલી સ્નેહવાટિકાથી પરિતૃપ્ત થવા છતાં, માનવઆત્મા પૃથ્વીથી પર, માનવજીવનથી નિર્બન્ધ, છતાં માનવહૃદયમાં પોતાનું પ્રતિબિંબ પાડવા ઝંખતા કોઈક અનન્ત તત્ત્વના સાદથી પ્રેરાઈ, નિરવધિ વિશ્વજીવનમાં નિમજ્જન લેવા તત્પર બને છે. એ અનન્ત તત્ત્વનું જીવનમાં શું સ્થાન છે તેનો એને હજુ ભાગ્યે જ ખ્યાલ છે; કોઈક કોઈક વાર એની અસ્પષ્ટ ઝાંખી જ તેણે માત્ર નિહાળી હોય છે. એની ગહનતા તેણે પિછાની છે, પરંતુ એ ગહનતાનું તારતમ્ય શું છે તે હજુ એ પારખી શક્યો નથી તેમ છતાં જિંદગીની પ્રત્યેક કક્ષાએ—પ્રણયઝંખનામાં, રમાનુભવમાં, પ્રેમવિકાસમાં, ભાવનાના ઉદ્‌ઘાટનમાં, આદર્શોના વિહારમાં—એ પરમ તત્ત્વનો અંગુલિસ્પર્શ અણકલ્પ્યો એને સતત્ થયાં જ કર્યો છે. એવી ક્ષણોમાં તેના આત્માને એ સ્પર્શ પોતાના જ પ્રાણરૂપ હોય અને સાથે જ તેના અંતરાત્માને એના વિશાળ બાહુમાં સમાવી દેતા કો મહાપ્રાણરૂપ હોય એવી એકીસાથે આંતરપ્રતીતિ થાય છે. આ મહાસત્યની પ્રતીતિ બ્રહ્માંડના વિરાટ સ્વરૂપની ગહનતા સાથે ઓતપ્રોત થતા, માનવીને વિશ્વમાં એક અને અદ્વિતીય, શાશ્વત વિરાજમાન એવા પરમ ચૈતન્યતત્ત્વની ઝાંખી થાય છે. એ બ્રહ્મસ્વરૂપ વિરાટ મહોદધિ આગળ પોતે માત્ર એક જલબિંદુ જ છે તેનું તેને તત્ક્ષણ ભાન થાય છે, પરંતુ આ નાનકડા જલબિંદુના હાર્દમાં પણ એ જ પરમ તત્ત્વ વિલસે છે, જે વિશ્વને આવરી લેતા ચૈતન્યના મહાસાગરમાં વિરાજી રહ્યું છે. એ સત્યનો સાક્ષાત્કાર મનુષ્યની અલ્પતાના ભાનને જીવનના ઉન્નત ગૌરવની

તાજગીથી ભરી દઈ, તેના વ્યક્તિત્વને ઉદાત્તતાના શિખરે સ્થાપે છે; અને અલ્પ તથા મહાન, સામાન્ય તેમજ ભવ્ય એક જ વિશ્વવ્યાપી એકતામાં એકમેકમાં ઓતપ્રોત થઈ જઈ, સૃષ્ટિના વિકાસમાં પોતાનો યત્કિંચિત ફાળો આપે છે એ દશ્ય તેના ચિત્તમાં પોતાની હીનતા વિષે સમાધાન પ્રેરે છે. આત્મા અને પરમાત્માના આ અતૂટ સંબંધની ઝાંખીમાંથી મનુષ્યને એક ચિરતન સત્ય લાધે છે કે માનવજીવન વિશ્વમાં વિસ્તરી રહેલા વ્યાપક પરમાત્મતત્ત્વ સાથે ગાઢ એકતા સાધ્યા વિના, તેની સાથે વધુ ને વધુ નિકટ અને પરિપક્વ બનતી અંતરંગ આત્મીયતા વિકસાવ્યા વિના, ખરા અર્થમાં જીવનની સાર્થકતા ભાગ્યે જ પ્રાપ્ત કરી શકે નરસિંહ અને મીરાં જેવા નિર્મળ ભક્તહૃદયો સહજપણે આ સત્યની અંતર્ભૂત પ્રતીતિ પામતા, પરમાત્મા સાથે કોઈ પણ ભોગે એકલીન બનવાની અદમ્ય તાલાવેલી સેવી રહે છે. આ નિર્વ્યાજ પ્રભુભક્તિના યોગનું દર્શનાત્મક ઉત્થાન, પ્રજ્ઞાની ભૂમિકાએ, ભક્તિનું એક બીજા પ્રકારનું સ્વરૂપ જન્માવે છે, જેની પ્રતિમા અર્વાચીન ભારતના આધ્યાત્મિક પુનરુત્થાનની, જ્ઞાન દર્શન ભક્તિના ત્રિવેણીસંગમની દિશામાં આગેબઢતી વિભૂતિઓમાં નિહાળી શકાય છે. રવીન્દ્રનાથ અને શ્રી અરવિંદ જેવા સમર્થ જીવનદ્રષ્ટાઓ પરમાત્માનું વિરાટ દર્શન પોતાના સમગ્ર વ્યક્તિત્વમાં વિસ્તારી, પ્રજ્ઞાની પ્રકાશિત ચિત્તભૂમિમાં વિકાસ સાધતા, વિશ્વાત્મા સાથે ગાઢ આત્મીય એકતા અનુભવવા ઉત્સુક બની રહે છે, ત્યારે એમની સર્વતોમુખી ઉપાસનામાંથી અર્વાચીન માનવીની ઊંડી આધ્યાત્મિક ઝંખનાનો ધ્વનિ સ્ફુરી રહે છે પરંતુ બન્ને સ્થિતિમાં, વિરાટ પ્રતિની માનવજીવનની ઉત્ક્રાન્તિ ભક્તિયોગના પાયા પર જ રચાઈ છે અને અંતે, આત્મા અને પરમાત્માના તાદાત્મ્યનો સાક્ષાત્કાર કરવાની ઉત્કટ ભાવનામાંથી જ પ્રેરણા મેળવી તે વિસ્તાર

પામી છે. કવિવર ન્હાનાલાલનું ભક્તકવિ તરીકેનું સ્થાન આ બે કક્ષાઓની વચ્ચે છે એ એમની એક વિશિષ્ટતા છે. પરમાત્મા સાથે એકાકાર થવાની એમની ઝંખના નરસિંહ-મીરાંના જેવા સ્વયંસ્ફુરિત તલસાટમાંથી જન્મી નથી, છતાં એમનાં ભક્તિગીતોમાં પરમાત્મા સાથે સહયોગ ઝંખતા નિર્મળ હૃદયની ઉત્કૃષ્ટ તાલાવેલી સર્જનાત્મક વિશ્વદર્શનની કાંઈક અનેરી છાંટ પૂરે છે. એવી જ રીતે, વિરાટ વિશ્વ-દર્શન દ્વારા પોતાના વ્યક્તિત્વમાં ઓતપ્રોત થએલું પરમાત્માનું અનિર્વચનીય સ્વરૂપ રવીન્દ્રનાથની ભવ્ય આધ્યાત્મિક કવિતામાં આત્મા અને પરમાત્માના વિયોગ અને સહયોગનું જે આબેહૂબ ચિત્ર રજૂ કરે છે, આધ્યાત્મિક મિલન અને તિતિક્ષાને આનંદ અને વેદના દ્વારા જે રીતે પ્રતિબિંબિત કરે છે, તેની દર્શનાત્મક પ્રતિભા પણ ન્હાનાલાલની ભક્તિકવિતામાં સાંપડતી નથી. અને છતાં ય, એમની ભક્તિકવિતામાં પ્રસંગોપ્રસંગે, પ્રેમ અને યોગની અનુભૂતિ દ્વારા વિકસ્વર થએલા માનવ-ચિત્તને વિશ્વાત્માના પરમ તેજોમય દર્શનની અપૂર્વ ઝલક છાઈ રહે છે. આમ સહજ ભક્તિયોગ તથા પ્રજ્ઞાવિકસિત પરમાત્મદર્શન એ બન્નેના સુભગ મિલન દ્વારા, ન્હાનાલાલની ભક્તિકવિતાનું જે મધ્યમવર્તી સ્વરૂપ ખીલી રહે છે તેનું એક અનોખું વ્યક્તિત્વ છે, જે એમનાં પૃથક્પૃથક્ નાટકો તથા કાવ્યકૃતિઓમાં ઠેરઠેર પડેલા અને બહુધા 'પ્રેમ-ભક્તિ-ભજનાવલિ'માં સંગ્રહાએલાં ભક્તિકાવ્યો વાચતાં સહેજે પ્રતીત થાય છે. ન્હાનાલાલમાં એવી ક્ષણ ભાગ્યે જ આવે છે, જ્યારે ભક્તિના પરિપૂર્ણ યોગમાં માનવઆત્મા પરમાત્માના વિરાટ સ્વરૂપમાં સંપૂર્ણતયા એકાકાર થઈ જતો ભાસે, જેવો રવીન્દ્રનાથની 'ગીતાંજલિ' તથા અન્ય કૃતિઓની ગીતાવલિમાં આપણને વારંવાર દેખાય છે. એ જ રીતે એવી ક્ષણ પણ ન્હાનાલાલમાં ક્વચિત જ આવે છે, જ્યારે વિશ્વાત્માના

દર્શનમાંથી પ્રગટેલી જાજ્વલ્યમાન આશા તળે માનવઆત્મા તેની સાથે દર્શનાત્મક ભૂમિકાએ સીધી એકતા સાધતો જણાય છે. આમ છતા ન્હાનાલાલમા ભક્તાત્માનું જે સ્વરૂપ પ્રગટ થાય છે, તેમા ભક્તિભાવનો નિર્મળ સ્રોત પરમાત્માના મુદિત દર્શનથી ઘણી વાર નવી ચેતના, નવો પ્રકાશ પ્રાપ્ત કરે છે તેમા શકા નથી. ન્હાનાલાલનો ભક્તિયોગી આત્મા પ્રકૃતિથી ભક્તજન નથી, પરતુ જીવનની અખડ સાધનામા આગળ વધતો, પ્રેમની આરાધનાનું સોપાન વટાવી ચૂકેલો, મુક્તાત્મા શો મસ્ત જીવનયોગી છે, એ સત્ય એમના નાટકોના અનેક નાયક નાયિકાઓ તેમજ અન્ય પાત્રોના મુખેથી વહેતા લાક્ષણિક ભક્તિગીતોમાથી સહજ-પણે ઊપસી આવે છે. સાચું પૂછો તો ન્હાનાલાલની ચિત્તસૃષ્ટિમા ભક્તિ એ માનવજીવનના ઉચ્ચતર વિકાસક્રમમા પ્રેમનું એક બીજું પાસું જ છે. ભક્તિ એના ખરા મર્મમા જીવન પ્રત્યેના વૈરાગ્યનો આવિર્ભાવ નહિ, પરતુ પ્રેમના કેન્દ્રિત વિકાસને વ્યાપકતાની મનોસૃષ્ટિ પ્રતિ વિસ્તારતું, અને એ ભૂમિકા પરથી આત્માને પરમાત્મામા ઓત પ્રોત કરતું, જીવનની ઊર્ધ્વગામી ઉપાસનાનું પ્રધાન પ્રેરણાબળ છે. એ ન્હાનાલાલની ભક્તિકવિતાનું અંતિમ તારતમ્ય છે. આ દૃષ્ટિએ કવિએ એમના સર્જનકાળના આરભે 'પ્રેમભક્તિ'નું જે ઉપનામ લીધું હતું તેમજ પોતાની ગ્રન્થમાળાને પણ 'પ્રેમભક્તિ ગ્રન્થમાળા'નું જે નામાભિધાન આપ્યું હતું તે સર્વથા સાર્થક થયું છે. આ વિશિષ્ટ અર્થમા એક વસ્તુ એ તરી આવે છે કે ન્હાનાલાલની પ્રેમભક્તિના મુખ્યત્વે ભાવનામય હોઈ, સહેજે વિશ્વના પરમ તત્ત્વથી આકર્ષિત થઈ, પુલકિત થઈ, આત્માના ઉન્નત અભિસાર તરફ વળી રહે છે, અને એ જ રીતે એમની ભક્તિકવિતા એ જ વિશ્વવ્યાપી પરમાત્મતત્ત્વ સાથે નિકટતમ આત્મીયતા સાધતા જતા એકતાર પ્રેમયોગનું

ભવ્ય સ્વરૂપ ધારણ કરે છે. આમ પ્રેમ અને ભક્તિ ન્હાનાલાલના જીવનદર્શનમાં માનવીની સાધનાનાં બે ભિન્ન પાસાં હોવા છતાં, એક જ વ્યાપક ચૈતન્યસ્વરૂપનાં અંગ જેવાં બે પરસ્પર પૂરક તત્ત્વો છે એ કોઈ પણ સહૃદય વાચક એમની પ્રેમકવિતા સાથે એમની ભક્તિકવિતાનું તુલનાત્મક અધ્યયન કરતાં સહેજે સમજી શકશે. આ બન્ને સ્વરૂપોને એકીસાથે મૂર્ત કરતાં દૃષ્ટાંત તરીકે 'જયા-જયન્ત'માંના ગીત 'રસજ્યોત' પ્રતિ અંગુલિનિર્દેશ કરી શકાય.

પ્રેમ અને ભક્તિને એકબીજામાં વણી લેતી ન્હાનાલાલની ભક્તકવિતાનું આ વિશિષ્ટ સ્વરૂપ જુદાજુદા સંયોગોમાં જુદાજુદા રૂપે પ્રગટ થાય છે. જ્યારે કોઈ પરિપક્વ યોગીજન પ્રેમલક્ષણા ભક્તિ તરફ ડગ ભરતા તરુણ જીવનયોગીને પોતાની અનુભૂતિનો અર્ક ધરવા પ્રેરાય છે, ત્યારે પ્રેમનાં અનેકાનેક સ્વરૂપોને મૂર્ત કરતા 'પરમ પ્રેમ પરબ્રહ્મ' જેવા ગીતમાં તેની સુવાસ પ્રસરી રહે છે. માત તાત-પુત્ર-પુત્રીના પ્રેમરૂપે, દમ્પતીના પુણ્ય પ્રેમરૂપે, પ્રેમ એ સંસારનો આધાર છે. ભાવના અને ઉપાસનાના ક્ષેત્રમાં પ્રેમ દયા દાન-ભક્તિ-જ્ઞાન-યોગ તથા મોક્ષના પ્રેમરૂપે ત્યાગ અને મંત્રરતના આધાર રૂપ હોય છે. એ જ રીતે પ્રકૃતિ અને વિશ્વમાં પ્રેમ આત્માના વિકાસરૂપે, જીવનના પ્રકાશરૂપે શોભી રહ્યો છે. આમ પ્રેમ સકળ બ્રહ્માંડને વ્યાપીને રહેલો છે અને સમસ્ત સૃષ્ટિ એ જાણે પ્રેમનો જ પારાવાર છે એ મહાસત્યનું દર્શન કવિએ આપણને સ્થિતપ્રજ્ઞની કેવી ઉન્નત દૃષ્ટિથી કરાવ્યું છે!

આત્મનો વિકાસ પ્રેમ, જીવન-પ્રકાશ પ્રેમ
પ્રેમ-પ્રેમ, સર્વ પ્રેમ: પ્રેમનો આ પારાવાર:
પરમ પ્રેમ પરબ્રહ્મ.... (પરમ પ્રેમ પરબ્રહ્મ)

આવા સમગ્રતોવ્યાપી પ્રેમદર્શનની સામે જગતનાં ચળાયમાન

એવા લક્ષ્મી, સત્તા, જોગન આદિને ખખેરી નાખી, પરમાત્માની ઉપાસનાનું મહામોલુ અવિચળ ધન ગ્રહણ કરવાનું પ્રેરણાત્મક ઉદ્‌બોધન ઓછુ હૃદયસ્પર્શી નથી. એ એક જ શાશ્વત ધન છે, જે અગમનિગમની યે પેલે પાર રહેલા બ્રહ્મ ।। અખૂટ ભંડારરૂપી વિભુના હૃદયમાથી છલકાય છે અને તેમ છતા, જેના પર પરમ આત્મીયતાની અવિસ્મરણીય છાપ વરતાય છે.

દૂર થકી પણ દૂર,
હો અવધૂત' પ્રાણ થકી પણ પાસ,
હો અવધૂત' પ્રાણ થકી પણ પાસ,
ઊગે, તપે કે આથમતા યે
એ ધન છે અવિનાશ
પરમ ધન પ્રભુના લેજો લોક' (પરમ ધન)

પરમાત્માનું નિકટ છતા દૂર, અતગ્ગ છતા વિરાટ, સાક્ષાત્ છતા અવિનાશી સ્વરૂપ કેવુ હૃદયગમ ભાવચિત્ર ઉપજાવે છે' જાણે કોઈ જીવનસાધકની સહજ અનુભૂતિ આત્માના ઉદ્‌ગારમા સરળ પ્રવાહરૂપે વહી ન રહી હોય!

એ જ રીતે જેણે પરમાત્માની ઝાખી કરી છે, બ્રહ્માડના નિયામક તત્ત્વનો સાક્ષાત્કાર કર્યો છે, એવો દ્રષ્ટા કે યોગીન્દ્ર માનવજનસમુદાયને પ્રભુના પૂજને આવવા નિમન્ત્રે છે, ત્યારે ભક્તિ, જ્ઞાન, તપ, યોગ, દર્શન, સમાધિ–કેટકેટલી ભૂમિકાઓ બુદ્ધિ, મન, હૃદય, ચિત્ત, પ્રકૃતિ, આત્મા આદિ કેટકેટલા વાહનો દ્વારા પ્રભુના પૂજન અને આરાધનાના અપાર માર્ગો મનુષ્ય માટે ખુલ્લા કરે છે–જેમાના દરેકનું ધ્યેય સચ્ચિદાનન્દના અવતરણનું છે–તેનું સભર ચિત્ર 'આવો આવો પૂજનકાજ" જેવા વિવિધલક્ષી ભાવનાઓને આવરી લેતા ઊર્મિમય સમ્બોધનગીત મા આકાર લેતું તાદૃશ્ય થાય છે અનેક માર્ગો, અનેક સાધનો, અનેક સ્વરૂપો દ્વારા માનવી માટે અંતિમ ઉપાસ્ય તો વિશ્વમા ચૈતન્ય પ્રગટ

પતા, સૃષ્ટિને સતત નવજીવન અર્પતા પરમ બ્રહ્મતત્ત્વની સાધના જ છે તેની પ્રતીતિ આવાં ગીતોમાં આપણને થયા વિના રહેતી નથી.

પરંતુ કેટલીક વાર પરમાત્માની આરાધના માટે ઉત્કટ તત્પરતા સેવતા મનુષ્યનો દૃષ્ટિપથ અન્ધારથી ઘેરાઈ જાય છે, તેના ચિત્તમાં હતપ્રાણ નિરાશાનું સામ્રાજ્ય વ્યાપી રહે છે, ત્યારે સૃષ્ટિના ઉરમાં ઝળહળતી ચિરશ્રદ્ધાની જ્યોત આત્માની સનાતન પ્રતીતિને કેવા જાજ્વલ્યમાન ગૌરવપૂર્વક નીચેની પ્રાણસભર પંક્તિઓમાં શબ્દદેહ આપે છે તે અવલોકો:

> જેવો વિશ્વ પ્રકાશી વ્યોમ વિલસે પ્રાતઃ સમેનો રવિ,
> જેવો રાત્રિ સુહાવી ચન્દ્ર ચમકે પીયૂષનો રાજવી;
> ને જેવાં કિરણો અનસ્ત ધ્રુવનાં આવન્ત મિષોન્મિષે,
> એવાં વર્ચસ્ બ્રહ્મનાં ઊતરશે, અન્ધાર ઉજાળશે. (બ્રહ્મતેજ)

સૃષ્ટિના હાર્દમાં ઝળકતી આ પરમ આત્મશ્રદ્ધા માનવીની દૃષ્ટિને છાઈ રહેલા ગાઢ અન્ધારપટને ભેદીને ગુંજી રહેતો બ્રહ્મગંસરીનો નાદ સુણવા જગતને ઉદ્‌બોધન કરે છે. વિશ્વના અણુ મે અણુને પુલકિત કરતો, સ્થૂલ અને સૂક્ષ્મના કણોને આનંદથી છલકાવતો, આત્માને ડોલાવતો એ સ્વર સકળ સૃષ્ટિમાં કેવો વ્યાપી રહે છે!

> પરમ શબ્દ એ સુણો,
> હો! પરમ શબ્દ એ સુણો,
> બોલે બ્રહ્માંડે બ્રહ્મગંસરી તણો;
> રટે આનન્દ-આનન્દ સ્થૂલ સૂક્ષ્મનાં કણો:
> પરમ શબ્દ એ સુણો...(બ્રહ્મગંસરી)

આવું આન્તરસ્પર્શી છે બ્રહ્મજ્ઞાન અને બ્રહ્મસાધનાનું ન્હાનાલાલનું તેજસ્વી દર્શન! યોગીજન એની આરાધનાનું શ્રેય વાહન છે, પોતાની

અનુભૂતિ દ્વારા જગતને તેનો પાવક જીવનસંદેશ પહોંચાડનાર સમર્થ વિભૂતિ છે, એ સત્ય કવિ 'જોગી તણા જયકાર' અને 'હો ! યોગીન્દ્ર' જેવા યોગનું અભિવાદન કરતા ગીતોમા આપણી સામે ધરે છે, પરંતુ યોગી એ ન્હાનાલાલને મન જગતના બળોથી તદ્દન અસ્પૃષ્ટ, માનવતાથી અલિપ્ત, એક શુષ્ક આત્મસાધક જ નથી, કિંતુ જગતના ઝઝાવાતોને પોતાના ચિત્તમા સમાવવા મથતો, સહાનુભૂતિ દ્વારા વિશાળ માનવતા સાથે આંતરિક સાન્નિધ્ય ખીલવવા ઝંખતો, રસતૃષાની અતૃપ્તિથી ક્યારેક વિષાદમય બનતો, છતા તેના ઊર્ધ્વીકરણ દ્વારા આત્માનું સામર્થ્ય પ્રગટાવતો, વિશ્વાત્માનો ઉપાસક એવો કર્મવીર જીવનયોગી છે માનવીના હૃદય પ્રતિ એની સહાનુભૂતિ કેટલી કોમળ, ભાવાર્દ્ર છે તેનુ દર્શન, સાસારિક અને આધ્યાત્મિક એ બે પ્રકારના જીવન વચ્ચે તાત્ત્વિક અંતરાયનો જે વિશાળ પટ પડેલો છે તેનું રસાત્મક વિહગાવલોકન કરતા 'માફ કરજે બાલા''ના હૃદયવેધક ગીતમા આપણને પ્રાપ્ત થાય છેઃ

અમે રૂપના ઉદાસી માફ કરજે, બાલા !
ત્હારા યૌવનની પ્યાસી આંખ ભરજે, બાલા' ('માફ કરજે બાલા')

આમ બ્રહ્મની ઉપાસના કરતા યોગીને પોતાની અપૂર્ણતાનું ભાન પણ, વિલક્ષણપણે, સામાન્ય માનવી સાથે ગાઢ સહાનુભૂતિ અનુભવવા તેને પ્રેરવામા ઘણી વાર સહાયભૂત થાય છે, પરંતુ એની અનન્તતમ ઝંખના તો પરમાત્માના સાક્ષાત્કાર માટે જ છે આત્માની એ ઉત્કટ કામના જે મનોવેધી આર્જવપૂર્વક તેની આધ્યાત્મિક તિતિક્ષા વ્યક્ત કરે છે, તેનું આમેહૂબ ચિત્ર પરમાત્માને નિજ દ્વાર ખોલવા વિનવણી કરતા માનવબાળના આર્તનાદમા પ્રત્યક્ષ થાય છેઃ

પાથર્ં ઢાળુ, પ્રાણુ ઓવારુ;
જેમથી પધારી ત્હારા બાર ઉઘાડ
પ્રભો ! પાય લાગુ ત્હારા બાર ઉઘાડ ('બાર ઉઘાડ')

આ છે યોગીઓની આધ્યાત્મિક ઝંખનાની મનોભૂમિ. પરંતુ જ્ઞાનપ્રાપ્તિમાં ઘણી વાર પરિસમાપ્તિ માનતી, અલ્પ બુદ્ધિવૈભવમાં તુચ્છ મિથ્યાભિમાન સેવતી, ક્રિયાકાંડમાં સદા સંતુષ્ટ રહેતી માનવજાતિનો ઉદ્ધાર કયા હશે? ધર્મ-કર્મ, જ્ઞાન-બુદ્ધિ, વાદવિવાદ એ સર્વ ક્ષુલ્લક તત્ત્વોને વટાવી, આ બધાં બધનોએ પ્રગટાવેલી માયાજાળને વિદારી, નિર્વ્યાજ પ્રેમનુ દર્શન સિદ્ધ થાય તો જ માનવકુળની સાચી મુક્તિ પ્રાપ્ત થશે, એ હૃદયગમ્ય સત્યને કવિએ કેવી અર્થભરપૂર વાણીમાં સહજ ઉદ્ગાર દ્વારા વ્યક્ત કર્યું છે!

કયારે થાશે અમ શુદ્ધ પ્રાણ મન?
કયારે જાશું અમે સ્નેહ વૃન્દાવન?
સંસારગન્ધન બનશે વિમોચન?
 જ્ઞાનાંજને ફીટશે લોચનઅન્ધાર?
 કયારે થશે હવે પ્રેમનો સંચાર?

સંસારના સર્વ યમ-નિયમ, વ્રત-આચાર, કુળ જાતિ વગેરે ભેદનાં ગૂંચળા પાછળ રહી જશે અને આત્મા એના સ્વાભાવિક ઉલ્લાસમાં નિર્મળતાનુ પાન કરતાં, જગતના મોહબંધનો ફગાવી એના નિશ્ચિત ધ્યેય તરફ આગળ વધશે ત્યારે પરમ સાક્ષાત્કારમાં—

પ્રેમમસ્ત થઈ હસીશું-રડીશું,
સચ્ચિદાનન્દને સાગર તરીશું;
મસ્ત બની મસ્ત સર્વેને કરીશું,
હરિપદે નિત્ય વિહરશું વિહાર:
કયારે થશે હવે પ્રેમનો સંચાર? (પ્રેમનો સંચાર)

પ્રેમના સાક્ષાત્કાર દ્વારા આત્માની મુક્તિનું આવું ઉદાત્ત ગાન સુણાવનાર કવિએ મનુષ્ય દૃષ્ટિની ક્ષુલ્લકતા, એના ચિત્તની જડતા,

માયાના બધનોમા જ રક્ત રહેવાની એની લાલસા, સ્વાર્થપરિસીમા જ સંતોષ માનવાની એની હીનવૃત્તિ–એ સર્વેએ એના આત્માને વિરાટથી કેવો અળગો પાડી દીધો છે, એની આન્તર દૃષ્ટિ સામે અજ્ઞાનના કેવા પડળ પાથર્યાં છે, પ્રકૃતિના ચૈતન્યપૂર્ણ નાદથી એને કેવો પરાઙ્મુખ બનાવી દીધો છે, તેનુ હૃદયગમ આલેખન 'હરિના દર્શન'મા તળપદી વાણીમા આપણી સામે ધર્યું છે

મ્હારા નયણાની આળસ રે, ન નીરખ્યા હરિને જરી,
એક મટકુ ન માડયુ રે, ન ઠરિયા ઝાખી કરી
જરા આખ ઊઘડતી રે, તો સન્મુખ તેહ તદા,
બ્રહ્મ બ્રહ્માડ અળગા રે ઘડી યે ન થાય કદા
પણ પૃથ્વીના પડળો રે, શી ગમ ત્હેને ચેતનની?
જીવે સો વર્ષ ઘુવડ રે, ન ગમ ત્હોયે કંઈ દિનની (હરિના દર્શન)

'અહમ્'એ પ્રગટાવેલા સ્વાર્થ અને મોહના અંતરાયો ભેદીને મનુષ્ય આત્માની નિર્મળ આભામા પ્રકાશતો, વિશ્વાત્માની સામોસામ આવીને ઉન્નત મસ્તકે જ્યા સુધી ઊભો ન રહે, ત્યા સુધી જીવનનું સત્ય કે સૃષ્ટિનું રહસ્ય એ ક્યાથી પામી શકવાનો હતો? એ ભૂમિકા પ્રાપ્ત કરવા તેનો પ્રાણ જ્યારે તલસી રહે, ત્યારે પ્રાર્થના પરમાત્માના સાક્ષાત્કારનું કેવુ અનન્ય સાધન બની શકે છે તેનો ભાસ આપણને કવિશ્રીના સર્વશ્રેષ્ઠ પ્રાર્થના કાવ્ય 'સ્તુતિઅષ્ટક'મા થાય છે સંસ્કૃત સ્તુતિઓ–ઉચ્ચારણોમાથી એકત્ર કરેલા, પરન્તુ સર્જનાત્મક ભાવાનુવાદની રચના દ્વારા ગુજરાતી વાણીમા આત્મસાત્ કરેલા કેટલાક ગહન ભાવોને એક આધ્યાત્મિક સૂત્રે ગૂથી લેતા આ ઓજસ્વી સ્તુતિકાવ્યમા પરમાત્માના વિવિધ સ્વરૂપમા વ્યક્ત થતી સૃષ્ટિના હાર્દમા રહેલી વિશ્વતોવ્યાપી પરબ્રહ્મની સનાતન એકતાનુ વિશદ દર્શન ઝળહળી રહે છે

પ્રભો! અન્તર્યામી! જીવન જીવના! દીનશરણા!
પિતા! માતા! બન્ધુ! અનુપમ સખા! હિતકરણા!
પ્રભા, કીર્તિ, કાન્તિ, ધન, વિભવ, સર્વસ્વ જનના'
નમું છું, વન્દુ છું, વિમલ મુખ સ્વામી જગતના'

આરમાનાં કેટકેટલાં ચિરસ્વરૂપો દ્વારા, અને છતાં ય તે પ્રત્યેકના પ્રાણરૂપ હોય તેવી રીતે, પરમાત્માના નિરવધિ સ્વરૂપનું આલેખન આ પંક્તિઓમાં ઊપસી આવે છે! પરમાત્મા બ્રહ્માંડમાં વ્યાપી રહ્યો છે, પરન્તુ એક માનવીના દિલની નિકટમાં નિકટ પણ સંચરી રહ્યો છે એ દર્શન ઓછું ભવ્ય નથી :

વસે બ્રહ્માંડોમાં, અમ ઉર વિશે વાસ કરતો
તું આઘેમાં આઘે પણ સમીપમાં નિત્ય હસતો;
નમું આત્મા ઢાળી, નમન લળતી દેહ નમજો,
નમું કોટિ વારે, વળી પ્રભુ' નમસ્કાર જ હજો.

અને આવા વિરાટ છતા અતિ આત્મીય એવા વિશ્વના પરમ પ્રાણુ સામે મનુષ્યહૃદય પ્રાર્થનાથી ભાવાર્દ્ર બની છલકાઈ ઊઠે તેમાં શું આશ્ચર્ય!

અસત્યોમાંહીથી પ્રભુ! પરમ સત્યે તું લઈ જા,
ઊંડા અંધારેથી પ્રભુ! પરમ તેજે તું લઇ જા;
મહામૃત્યુમાંથી અમૃત સમીપે નાથ' લઇ જા,
તું હીણો હું છું, તો તુજ દરશનાં દાન દઈજા. (સ્તુતિ અષ્ટક)

આ કડીમાંની પહેલી ત્રણ પંક્તિઓ ત્રણ સમાન્તર સંસ્કૃત પ્રાર્થનાસૂત્રો–असतो माम् सद् गमय, तमसो माम् ज्योतिर्गमय, मृत्यो र्माम् अमृतं गमयના સ્વતન્ત્ર ભાવાનુવાદ રૂપ હશે તેનો ખ્યાલ પ્રથમ વાંચને બાન્ધે જ કોઇને આવે. પૃથ્વી, જગત, સૃષ્ટિ અને વિશ્વમાં

એક બ્રહ્માંડવ્યાપી પરમ ચૈતન્યનો મહાસાગર ઘૂમી રહ્યો છે. જેમ નદીઓનાં જળ સમુદ્ર ભણી વહે છે, તેમ માનવપ્રવૃત્તિઓનાં સકળ વહેણ ચૈતન્યના એ મહાસાગર પ્રતિ વહેતાં અંતે તેમાં સમાઈ જાય ત્યારે જ મનુષ્યજીવન કૃતાર્થ થાય છે, એવી અખંડ પ્રતીતિ આ પ્રાર્થનાકાવ્યને એક વિરલ દર્શનાત્મક ભૂમિકાએ સ્થાપે છે, જ્યાં એક વાસ્તવિક સ્તુતિગીત દ્વારા કવિએ પરમાત્માના વૈવિધ્યમય વિરાટ સ્વરૂપને માનવજીવનના સામાન્ય ફલક પર તાદૃશ્ય ઉઠાવ આપ્યો છે.

પ્રભુના આવા ભવ્ય તેજદર્શન જેવું જ હૃદયંગમ છે વિશ્વાત્મા સાથે એકાકાર બનવા ઝંખતા માનવઆત્માના તલસાટને વહાવતા આર્જવપૂર્ણ આંતરનાદનું સાહજિક ચિત્રાક્ષેપન. એક પ્રેમયોગી પ્રેમને ફગાવી દઈ, જીવનની સાધનાના મહાસાગરમાં પોતાનું નાવ ઝુકાવે છે, ત્યારે પ્રેમની રેખાથી અંકિત, છતાં ઉપાસનાના તેજથી પ્રભાન્વિત એની આરાધના નિજ આંતરિક વિકાસની જે આલોચના કરે છે, તેમાં જે સિદ્ધિ-અસિદ્ધિ, તૃપ્તિ-અતૃપ્તિ પોતે અનુભવી રહે છે, તેનું તાદૃશ્ય બયાન 'અહાલેક'ના સાધનાગીતમાં અપૂર્વ વેધકતાથી કવિએ આપણી સામે રજૂ કર્યું છે. પરમાત્માની દિવ્ય વિભૂતિની ઝાંખી ગમે તેવા જીવનયોગીના હૃદયમાં પોતાની અલ્પતાનું જે ભાન પ્રગટાવે છે તે નીચેની પંક્તિઓમાં કેવી સહજ ઋજુતાપૂર્વક ચિત્રિત થયું છે!

નથી લીધી પ્રભો! દીક્ષા, નથી ઓઢી કફની;
નમી તુજ પાય છુ તેવો, જગાવ્યો મેં અહાલેક!

સંતોષ છે માત્ર જગતના ચોકમાં અનન્તનો નાદ ગજાવવા રૂપ પોતાનું કર્તવ્ય બજાવ્યાનો; બાકી તો સઘળી અપૂર્ણતા જ છે. ક્યાં પરમ મહાપ્રભુની અખૂટ સત્ત્વસમૃદ્ધિ અને ક્યાં એક કિંકર ભક્ત:

દાગ્દ્રિ અને એની પામરતા! એ અપાર વિશ્વસમૃદ્ધિમાંથી પોતાને અમૃતનો એક કણ આપવા ભક્તહૃદય પ્રભુને આર્જવપૂર્ણ સ્વરે વિનવણી કરે છે:

વિરાજે છે તું દિલ દરિયાવ, અયિ અદ્‌ભુત યજમાન!
આપું શું તો અમીકણ દે, જગાવ્યો મેં અહાલેક!

પરન્તુ પોતાને ફાળે જે કર્તવ્ય આવ્યું છે તે બજાવ્યાનો આત્મસંતોષ પણ જેવો તેવો નથી. એ કર્મયોગમાંથી વિશ્વાત્મા સાથે જે પરમ તન્મયતા, ભલેને એક ક્ષણ માટે પણ, આત્મસાત્ થાય છે તેની ઝળહળતી જ્યોત સારા જીવનને ઉજાળી રહે છે:

નહિ કાંઇ મળે તો યે મળ્યું દર્શનનું દાન;
મળી સળગી મ્હારે મીટને જગાવ્યો મેં અહાલેક!

અને આ રીતે કર્તવ્યસાધના દ્વારા જીવનનું દર્શન, વિશાળ વિશ્વદર્શનના પ્રકાશતળે પ્રાપ્ત થયું છે એમાં જ માનવીની સમગ્ર ઉપાસનાનું સાફલ્ય પ્રતિબિંબિત થાય છે:

જડયું જીવનું જીવન મ્હારું જગાવ્યો મેં અહાલેક! (અહાલેક!)

જીવનની આવી અખંડ તપસાધના વિશ્વમાં વહેતી પુણ્યતાની જાહ્નવીમાંથી પ્રેરણાજળ પામવાની સહેજે અપેક્ષા રાખી શકે. પ્રહ્માંડમાં શુચિતાનો જે પરમ સ્રોત વહી રહ્યો છે તેનાં ગંગાજળથી પાવન થઈ, મનુષ્ય પોતાના અંતરમાં વિમલતા પ્રગટાવવા ઉદ્યત થાય ત્યારે તેના અર્થે—

ઘૂમે ઘૂમે ને ઘેલી વહે
ને કાંઈ વહેતી અખંડ ને અનન્તરે!
જાહ્નવી જગની ઘૂમે રે!

અને આ જગજાહ્નવીના પુણ્યસ્પર્શ દ્વારા આધ્યાત્મિક જીવનની પ્રેરણા ઝીલી, આત્માની પરિશુદ્ધિ કાજે માનવી સજ્જ થાય તો નિશ્ચય જગની એ જાહ્નવી—

સગરકુમારોને તારિયા,
ને એમ તારશે માનવજાત રે'
જાહ્નવી જાગી ઘૂમે રે' (જાગની જાહ્નવી)

પરન્તુ માનવીના અંતરાત્મામાંથી સ્ફુરતું ભક્તિનું પૂર જ્યારે વિશ્વના વ્યાપક દર્શનમાં પરમાત્માનો સર્વતોવ્યાપી સાક્ષાત્કાર કરે છે, ત્યારે એ દર્શન પ્રેમ અને ચૈતન્યના સમુજ્જ્વલ, વિરાટ સ્વરૂપે એની દૃષ્ટિમાં વિરાજી રહે છે. એવી પળોમાં પરમાત્માના નિર્લોકિક પ્રેમ સ્વરૂપનું અભિવાદન માનવ આત્મામાં ઉલ્લાસમય પૂજનના જે ઓઘ વહાવે છે, તેનું આકલન કવિએ આપણું 'પ્રેમ જ્યોતિ', 'પ્રેમાનન્દ જ્યોત' અને 'જયતિ જય ! પ્રેમ જ્યોતિ'ની વિશ્વતોવ્યાપી પ્રેમદર્શન ની કાવ્યત્રિપુટીમાં અજબ ભવ્યતાથી મૂર્તિમન્ત કરી બતાવ્યું છે. કેવી ઊર્જસ્વલ, પ્રભાવશાળી છે આ પરમ પ્રેમજ્યોતિ'

અહો! પ્રેમજ્યોતિ' પરમ જ્યોતિ'
મહાવિશ્વ તુજ આરતી વધાવે,
આરુ રવિચન્દ્રની કાન્તિને ઝંખવે
તુજ શિખા એવી જગ આવે (પ્રેમજ્યોતિ)

આવી દેદીપ્યમાન પ્રેમજ્યોતિ વિશ્વના પ્રેમમન્દિરે આનન્દસ્વરૂપે ઝગમગી ઊઠે છે, ત્યારે આરુ યે જગત પ્રેમ અને હર્ષની ઉલ્લાસમાન નવપ્રેરણાથી થનગની રહે છે, આત્મા અમૃતની ધન્યતા અનુભવે છે અને પરબ્રહ્મ સાથે પ્રેમની એકાત્મતા અનુભવે છે

ગેબગેબમાંથી ગુંજે પડઘા આ પ્રેમકુંજે,
પ્રેમદેવની ઘૂમે છે આરતી ઉરે ઉરે
પ્રેમાનન્દ જ્યોત જાગી આજ પ્રેમમન્દિરે (પ્રેમાનન્દ જ્યોત)

આ શાશ્વત પ્રેમજ્યોતિની જયગાથા સમસ્ત બ્રહ્માંડ અને

પૃથ્વીમાં વ્યાપી રહે છે, ત્યારે પ્રેમનો આધ્યાત્મિક સાક્ષાત્કાર કેવું અનેરું ગૌરવ ધારણ કરે છે!

લોકલોકનો ઉજાસ
દેવદેવનો સુવાસ,
યુગયુગનો ઉચ્છ્વાસ
પરમ પ્રેમનો પ્રકાશ:
ગાય શા ગુણાનુવાદ ત્હારા! કહો જયતિ જય!
(જયતિ જય! પ્રેમજ્યોતિ)

પરન્તુ આ ભવ્ય પ્રેમદર્શન પણ બ્રહ્માંડમાં વ્યાપી રહેલા પરમ ચૈતન્યની અપ્રમેય વિરાટતાની ઝાંખીમાં જ્યારે સમાઈ જાય છે, ત્યારે સમસ્ત વિશ્વનો પ્રાણ જે વિરાટદર્શનમાં છલકાઈ ઊઠે છે તેનું આલેખન, ઊર્ધ્વતાને આરેથી, આપણને કવિશ્રી ન્હાનાલાલ 'હરિ! ત્હારે ઝીણીને હિન્ડોળ' અને 'ધન્ય સુદર્શનજ્યોત' જેવા અપૂર્વ મહિમાસ્તોત્રોમાં આપે છે. પરમાત્માના નયનના હિન્ડોળા પર આખું વિશ્વ ઝૂલી રહ્યું છે એ દૃશ્ય કેવી પ્રેરણાવાન તેજપંક્તિઓમાં કવિએ ચિત્રિત કર્યું છે!

મન્દાકિનીનાં મહાજળ ઉછળે
–વિશ્વઝલકની છોળ:
હરિ ત્હારે ઝીણી-ઝીણીને હિન્ડોળ.....

એ જ રીતે વિશ્વના મહાસત્ત્વો આ વિરાટ તત્ત્વની ગૌરવભેર પૂજા કરે છે એ દૃશ્ય પણ એટલું જ તેજોમય છે:

સૂર્ય ને શશિયર આરતી કરતા
બોલે ગહનતાના બોલ;
અસ્તોદયની આ વિશ્વલીલામાં
હરિવર એક અડોલ:
હરિ! ત્હારે ઝીણી ઝીણીને હિન્ડોળ...(હરિ! ત્હારે ઝીણીને હિન્ડોળ!)

વિગતનું આ ભવ્ય દર્શન માનવ-આત્માને ધન્ય કરી, પરમાત્મા પ્રત્યે તેના અંતરનાં દ્વાર ઉઘાડી, એના હૃદયમાંથી જ્યારે પરમેશ્વરનું ગહન અભિવાદન કરાવે, ત્યારે આત્મા અને પરમાત્માનો યોગ પૂર્ણતાને શિખરે જે અલૌકિક એકત્વ પામે છે, તેનું ઉજ્જ્વળ તેજદર્શન ભક્તિયોગની પરિપૂર્ણતા દાખવતું કેવું અગમ્ય વિરાટ રહે છે તેનું નિરૂપણ નીચેની પંક્તિઓમાં જણાઈ રહે છે:

જીવનું જીવન, કાળનો કાળ એ,
ઉચ્ચરે અનન્તના આદેશ:
હરિવર! ધન્ય સુદર્શનજ્યોત!
સર્જન પ્રલયની લેખિની શા એના
અમૃત મૃત્યુના સન્દેશ:
હરિવર! ધન્ય સુદર્શનજ્યોત!
(ધન્ય સુદર્શ જ્યોત !)

આ રીતે ન્હાનાલાલની ભક્તિકવિતાના હાર્દમાં વિગતનો જીવનનો એક સુરેખ આધ્યાત્મિક વિકાસક્રમ આપણી આગળ વિશદ થાય છે. જગતના રમણજીવનમાંથી પસાર થયેલો કો સમર્થ કર્મયોગી, જ્યારે એ રમણજીવનનાં બન્ધનોથી અસંતુષ્ટ થઈ, વિશ્વના વ્યાપક જીવનની ઉપાસના અર્થે યોગજીવન સ્વીકારે છે, ત્યારે પ્રેમની સાથે ભક્તિનું તત્ત્વ તેમાં ભળી જઈ, એના આંતરજીવનને વધુ સભર બનાવે છે અને પરમાત્મા પ્રતિ એને દર્શનોન્મુખ કરી, એના અંતરનાં દ્વાર ઉઘાડી નાખે છે. એ સ્થિતિમાં ક્યારેક હરિના સહયોગ માટેની તિતિક્ષાનું ગહન દર્શન સાંપડે છે, તો ક્યારેક જીવનના આધ્યાત્મિક સાક્ષાત્કારનું પ્રકાશદર્શન પ્રજ્જ્વળી ઊઠે છે; ક્યારેક વિશ્વના પરમ તેજસ્વરૂપમાં જગતની આંતરિક પરિણતિ થતી ભાસે છે, તો ક્યારેક બ્રહ્માંડવ્યાપી

મહાપ્રભુનું વિરાટ દર્શન પ્રેમ અને આનન્દની પરિસીમાએ ઝળહળી રહે છે. આ ત્રિવિધ સ્વરૂપોનો ઉત્તરોત્તર વિકાસ, એક આધ્યાત્મિક સૂત્રે ગૂંથાયેલાં તેજસ્વી કાવ્યકુસુમો દ્વારા, કવિવર ન્હાનાલાલની ભક્તિ-કવિતાના આંતરિક સત્યને પ્રગટ કરે છે અને એમના જીવનદર્શનના પ્રાણરૂપે વિરાજતા પ્રેમયોગમાં તેના પૂરક ભક્તિયોગનું વિશાળ દર્શન સીંચી, એ બન્નેના એકીકરણ દ્વારા, માનવ-આત્માના સમુત્થાન અર્થે એક અપરિમિત ધ્યેય પ્રતિ માર્ગ ચીંધતુ, વ્યાપક જીવનનું કાન્ત દર્શન આપણી સામે ધરે છે.

## ખંડ સાતમો: અર્ઘ્યકુસુમો

## વિભૂતિદર્શનની કાવ્યસૃષ્ટિ

:૧:

રોમાંચક ઊર્મિકવિતાના ઉપાસક તરીકે કવિવર ન્હાનાલાલનું શ્રેષ્ઠ સર્જન એમનાં ઊર્મિગીતો, રાસ અને પ્રણયકાવ્યોમાં પ્રગટ થયુ છે. ભાવનાશીલ પ્રેમકવિતાના વિધાયક તરીકે એમનું સામર્થ્ય એમનાં સુહાગી દામ્પત્યસ્તોત્રો, તેમજ 'ઉષા', 'ઈન્દુકુમાર' તથા 'જહાંગીર-નૂરજહાન' જેવી કૃતિઓમા ખીલી ઊઠ્યું છે. આત્મસાક્ષાત્કાર તથા વિશ્વદર્શનની એમની અંતર્મુખ જીવનકવિતાનો સ્રોત એમની ભક્તિ-કવિતામાં તેમજ 'જયા-જયન્ત' જેવા નાટકોમાં વહ્યો છે. વીરત્વના પૂજારી તરીકે ન્હાનાલાલની પ્રતિભા એમનાં તેજસ્વી રણગીતો તથા 'કુરુક્ષેત્ર'ના કેટલાક કાંડોમા ઝળહળી ઊઠી છે. એમના સંસ્કૃતિદર્શનનો પરિપાક 'રાજર્ષિ ભરત', 'શાહાનશાહ અકબરશાહ' તથા 'વિશ્વગીતા' જેવાં એમના સાંસ્કૃતિક નાટકોમાં વ્યક્ત થયાં છે. કાળના યુગપલટા અને માનવઉત્ક્રાન્તિની મહાગાથા કવિશ્રીએ એમના મહાકાવ્ય 'કુરુ-

વધુ હોય છે રેખાચિત્રોની પેરે, તેમાં સમગ્ર નિરૂપણ પર નાયકની તેજસ્વી પ્રતિભાની છાપ અવશ્ય ખીલી ઊઠે છે, પરંતુ રેખાચિત્રોમાં એ પ્રતિભાનું રહસ્ય બહુધા અસ્ફુટ જ રહે છે, જ્યારે અહીં કવિની ક્રાન્તદૃષ્ટિ નાયકના અંતરના પડળો ઉઘાડી તેના અંતરંગ વ્યક્તિત્વ માંથી નિષ્પન્ન થતા પ્રભાવનું ગૂઢ રહસ્ય આત્મસાત્ કરી વાચકની સામે ધરે છે એ જ રીતે મૂલ્યાંકનાત્મક નિબંધોમાં નાયકના વ્યક્તિત્વ ના જે પાસાઓ ઉપર લક્ષ્ય કેન્દ્રિત થાય છે, તે જ પાસાઓનો મૌલિક ઢબે ઉપયોગ કરી, તેમના હાર્દમાં રહેલા આત્મસામર્થ્યનું પરલક્ષી વિચારણા દ્વારા નહિ, કિંતુ સર્જનાભિમુખ તાદાત્મ્ય સાધીને, કવિ આપણને વિશદ દર્શન કરાવે છે. આમ એક અનોખા કાવ્યપ્રકાર દ્વારા જીવન, સાહિત્ય અને સંસ્કૃતિના વિવિધ ક્ષેત્રે પ્રતિભાસપન્ન જ્યોતિર્ધરોના સર્વાંગી વ્યક્તિત્વનું વિભૂતિદર્શન કરાવવાનો જ્યારે ન્હાનાલાલ પ્રયત્ન કરે છે, ત્યારે એમની કવિતા સહેજે ભાવનાત્મક ઊર્મિકાવ્યની ભૂમિકા પરથી દર્શનાત્મક મહાકાવ્ય જેવા ફલક પર આવી વિરાજે છે 'પિતૃતર્પણ' કે 'ગુજરાતનો તપસ્વી' જેવા ખંડકાવ્યોમાં પ્રતીત થતા આ વિશિષ્ટ કાવ્યપ્રકારમાં કવિશ્રી પોતાની પ્રતિભાની વેધક શક્તિ, જે નાયકને તેઓ હાથમાં લે છે, તેના આંતરિક વિકાસના બધા પગ એકાગ્ર કરે છે અને તેના સમગ્ર વ્યક્તિત્વના હાર્દમાં ઊતરી, તેના પ્રભાવના રહસ્યોનું આકલન કરતા નાયકની જીવનવિભૂતિનું જે અંતરંગ દર્શન ઊભરી આવે છે તેને સર્જક પ્રતિભાશક્તિથી પ્રકાશમાન કરી, આપણી ચિત્તસૃષ્ટિના વિશાળ પટ પર એક અવિસ્મરણીય ચિત્રરૂપે અંકિત કરે છે આ પ્રકારની કૃતિઓ ન્હાનાલાલના હાથમાં બહુધા અર્જવિકાસોનું સ્વરૂપ ધારણ કરે છે, જોકે એમાં પણ તેમનું પ્રધાન લક્ષ્ય પાત્રની વિભૂતિનું પ્રમુખ રેખાદર્શન કરાવવાનું જ હોય

છે. કવિની નિરૂપણકલા આ પ્રકારમાં સંજોગો અનુસાર જુદેજુદે સ્વરૂપે વ્યક્ત થાય છે અને તેથી તેની વ્યાપકતામાં વૈવિધ્યનો સુમેળ પણ સધાય છે. 'પિતૃતર્પણ' જેવા અંગત પશ્ચાત્તાપના વિસ્તૃત કાવ્યમાં અર્ઘ્યાંજલિરૂપે ન્હાનાલાલ એમના પુણ્યશ્લોક પિતાની ગુણગાથા ગાય છે; પરંતુ પ્રાયશ્ચિત્તની ઉત્કટ ભાવનાથી પ્રેરાઈ, જ્યારે તેઓ પિતાના જીવનની અંતઃસૃષ્ટિનાં દ્વાર ખોલી તેમના અંતરંગ વ્યક્તિત્વની પ્રતિભા-સૃષ્ટિમાં પ્રવેશવા મથે છે, ત્યારે તીવ્ર પશ્ચાત્તાપમાંથી ઊભરાતી એક સંવેદનશીલ હૃદયની આર્દ્રતા જાતે જ એક યુગવિભૂતિના દર્શનનું સમર્થ વાહન બની રહે છે. આ આંતરલક્ષી તાદાત્મ્યની સામે, સહાનુ-ભૂતિપૂર્ણ છતાં તટસ્થ દ્રષ્ટાની દૃષ્ટિ 'ગુજરાતનો તપસ્વી'માં કવિની ક્રાન્તદૃષ્ટિ એક મહાન યુગવિધાતાની આંતરિક વિભૂતિ તેમજ બાહ્ય પ્રભાવના હાર્દમાં પ્રવેશી, તેના આત્મસામર્થ્યનું પયગમ્બરી દર્શન આપણી સામે ધરે છે. આનાથી જુદી રીતે, 'શ્રીમન્ત મહારાજા સયાજીરાવ ગાયકવાડ' તથા 'મહર્ષિ દયાનન્દ' જેવાં કાવ્યાત્મક રેખા-ચિત્રોમાં ગદ્યના વાહન દ્વારા પણ ન્હાનાલાલે કેટલાક મહાપુરુષોની લાક્ષણિક જીવનસિદ્ધિનાં પ્રેરક બળોનું નિરૂપણ કરી, એમના સમગ્ર વ્યક્તિત્વને સર્જનાત્મક ઉઠાવ આપવા પ્રયત્ન કર્યો છે. વસ્તુતઃ આ ત્રણે કક્ષાઓ ન્હાનાલાલના મૌલિક વિભૂતિદર્શનનાં વિવિધ પાસાંઓ રજૂ કરે છે. પરંતુ એમની સર્જકપ્રતિભા તો પ્રથમના બે સ્વરૂપોમાં જ ઉત્કૃષ્ટપણે ઝળકી ઊઠે છે, જ્યારે એમનાં ગદ્ય રેખાચિત્રો, અત્યંત તેજસ્વી જીવનસભરતા ધરાવવા છતાં, ઉચ્ચ વ્યક્તિત્વનિરૂપણની સીમાએ અટકી જાય છે. ગમે તેમ, આ કાવ્યપ્રકાર દ્વારા, ન્હાના-લાલ કેવળ આત્મલક્ષી ઊર્મિકવિતાની પ્રતિભા જ નહિ, કિંતુ સાથો-સાથ પરલક્ષી જીવનદર્શનને સાક્ષાત્ મૂર્ત કરવાની ક્રાન્તદર્શી કલાકારની

સર્જનશક્તિ પણ ધરાવે છે તેની વાચકને વિસ્મયજનક પ્રતીતિ થાય છે. સાહિત્ય અને જીવનનાં ક્ષેત્રોના બે સમર્થ જ્યોતિર્ધરોના સંપૂર્ણ વ્યક્તિત્વદર્શનનું ચિત્ર જેમાં ઊપસી આવે છે એવાં બે પ્રતિનિધિરૂપ ખંડકાવ્યો 'પિતૃતર્પણ' અને 'ગુજરાતનો તપસ્વી'ના અધ્યયન દ્વારા, ન્હાનાલાલના સર્વતોમુખી વિભૂતિદર્શનના આંતરિક સ્વરૂપને આ કાવ્યપ્રકારનાં ઉપરોક્ત બે પાસાઓમાં જુદીજુદી રીતે વ્યક્ત થતું નિહાળવાનો આપણે અહીં યથાશક્તિ પ્રયત્ન કરીશું.

:૨:

'પિતૃતર્પણ' એ ઉદય પામતા નવયુગના કવિકિરીટ પુત્રનું અસ્ત પામેલા યુગના કવીશ્વર તરીકે પૂજાયેલા પિતાને ચરણે શ્રદ્ધાંજલિરૂપે ધરાયેલું એક વિલક્ષણ કાવ્યકુસુમ છે. આ પિતૃતર્પણ કવિશ્રી ન્હાનાલાલે શ્રીમદ્ ભગવદ્ગીતાના ગુજરાતી અનુવાદ સાથે અર્પાયેલી અર્ધ્યાંજલિ દ્વારા કર્યું છે, તેમાં ગીતાના નિષ્કામ કર્મયોગના જીવનસંદેશને મૂર્ત કરના કવીશ્વર દલપતરામના કર્મયોગનું તથા એવા કર્મવીર પિતાનું અભિવાદન કરતા સુપુત્રના ભક્તિયોગના સુભગ મિલનનું જાણે તાદૃશ્ય પ્રતિબિંબ પડતું હોય તેમ આપણને લાગે છે. આ શ્રદ્ધાંજલિ એ પૂર્વકાળના પોતાના આચરણનું જીવન્ત પ્રાયશ્ચિત્ત હોય એ રીતે કવિ સદ્ગત પિતાને ચરણે ધરે છે, ત્યારે તેના આલેખનમાં પશ્ચાત્તાપી હૃદયની ઊંડી વેદના તથા ભાવાર્દ્ર દિલના કારુણ્ય સાથે અંતરંગ જીવનની પુનર્દીક્ષામાંથી પ્રાપ્ત થયેલ પાવનકારી પ્રસાદ અને આધ્યાત્મિક નવદર્શનનો પ્રકાશ ભળી જઈ, આત્મસંવેદનની મંથનસૃષ્ટિનું એવું હૂબહૂ ચિત્ર પ્રગટાવે છે કે તેમાં વ્યક્તિની સ્વાનુભૂતિનું પ્રતિબિંબ સમષ્ટિના વિશાળ જીવનમાં તેનો વિસ્તાર પામે છે. આ દૃષ્ટિએ જોતાં 'પિતૃતર્પણ'ને એક સંપૂર્ણ આત્મલક્ષી કાવ્ય તરીકે

ગણી શકાય; આમ છતાં તેની હૃદયદ્રાવક આત્મીયતા એના વિસ્તરતા વિભૂતિદર્શનને સીમિત કરવાને બદલે તેને માનવતાની લાક્ષણિક સુવાસ અર્પે છે, તેમજ તેનું આત્મલક્ષી તત્ત્વ, માનુષી ભાવ દ્વારા કાવ્યને વધુ સમૃદ્ધ બનાવતું, તેના વિશાળ જીવનદર્શનના એક પરિપોષક અંગરૂપ બની રહે છે એ તેના કલાવિધાનની એક વિશિષ્ટતા છે. અલબત્ત, કાવ્યની અંતિમ મહત્તાનો આધાર તો જે વિભૂતિનું કવિ આલેખન કરવા પ્રેરાય છે તેની પ્રતિભાનુ દર્શન આપણી કલ્પનાસૃષ્ટિમાં કેવો પ્રભાવપૂર્ણ વિસ્તાર સાધે છે તેના પર જ રહેલો છે, અને તેટલે જ અંશે આ પ્રકારના વ્યક્તિત્વનિરૂપણની સાર્થકતા હોઈ શકે. કવિની દૃષ્ટિમાં પણ આ જ લક્ષ્ય પ્રધાન સ્થાને હોય તેવો સમગ્ર કૃતિના વાચને ભાસ થાય છે, જો કે તેને માટેની પ્રાથમિક પ્રેરણા પ્રાયશ્ચિત્તરૂપે મહૂગત પિતાને અર્ધ્યાંજલિ અર્પવાની કૃતજ્ઞતાપૂર્ણ ભાવનામાથી ઉદ્‌ભવી છે એ પણ એટલું જ નિશ્ચિત છે. તેથી જ, 'પિતૃતર્પણ'ના પ્રારંભે, સ્મૃતિપટ પર છવાયેલા કાળના અંચળા ઉલેચી, કવિ જ્યારે સદ્‌ગત પિતાના આન્તરજીવનનું સાન્નિધ્ય શોધે છે, ત્યારે એક યુગસ્વામીના વાસ્તવ જીવનની મહત્તાના રહસ્યદર્શન માટેની સ્વાભાવિક ભૂમિકા સરજાય છે પરંતુ પિતાને અર્પાયેલી આ સ્મરણાંજલિ તરત જ એક યુગસ્વામી જ્યોતિર્ધરના ઉદયે અર્પાયેલી કુસુમાંજલિરૂપે પલટાઈ જાય છે, ત્યારે ધીમેધીમે એ વિભૂતિના ઉજ્જ્વળ વ્યક્તિત્વની સુરખી દૃષ્ટિપટ પર પથરાતી જાય છે. ગય શતાબ્દીના મધ્યભાગમાં સાંસ્કૃતિક, ધાર્મિક, રાજનૈતિક, સામાજિક–પ્રત્યેક ક્ષેત્રે ભારતીય પ્રજાના પુનરુત્થાનનો ક્રાન્તિકારી યુગ શરૂ થયો, ત્યારે એ યુગના પ્રભાતે પ્રજાજીવનના પરિવર્તનની ધન્ય ક્ષણે, આશાપ્રેરક અરણ શા કવીશ્વર દલપતરામનો ગુર્જરગિરાના સાહિત્યાકાશે

ઉદય થયો. એમના સર્વતોદર્શી વ્યક્તિત્વના મહિમાની જે પ્રગાઢ છાપ એ આખા યુગ પર પડી હતી તેના રહસ્યને સ્ફુટ કરવા ઉદ્યત થયેલા કવિવર ન્હાનાલાલ એક પછી એક ઊપસી આવતા એમના વિરલ ગુણોનું દર્શન ઝીલી, એક પ્રેરક સંસ્કારમૂર્તિનું ચિત્ર આપણા મગજમાં ખડું કરે છે:

છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સમ;
દેવોના ધામ જેવું હૈડું જાણે હિમાલય.
બુદ્ધિ, વૈભવ ને આસ્થા, આશા, રસ, ઉદારતા:
એ દૈવી દીપમાલાનાં અન્તરે તેજ રાજતાં.

બુદ્ધિનો પ્રકાશ, સૌજન્યની સુવાસ, આત્માનું ઔદાર્ય, શ્રદ્ધાની ઝલક આદિ તત્ત્વો નવયુગની આશા શી આ સૌમ્ય સંસ્કારવિભૂતિમાં સુહાય છે. પછી એ યુગની આશાઓ અને આકાંક્ષાઓ, એની ભાવનાઓ અને આદર્શોને મૂર્ત કરતી દલપતરામની કવિતામાં નવયુગની પ્રજાને જીવનનું અમૃત લાધે તેમાં શું આશ્ચર્ય! વિશેષમાં તેમના આંતરિક ગુણો તેમજ કાવ્યસમૃદ્ધિને શોભાવે એવું વિરલ બાહ્ય વ્યક્તિત્વ પણ દલપતરામને પ્રાપ્ત થયું હતું. મેઘના જેવી ધીરગમ્ભીર છતાં ઉત્સાહી એમની વાણી, એમની પ્રસન્ન મુખમુદ્રા, તિલકરેખાથી શોભતુ એમનું ઉજ્જવલ ભાલ, ફિરસ્તા જેવાં એમનાં શ્વેત વસ્ત્રો, એમની સૌજન્યશીલ વિનમ્રતા છતાં અડગ દૃઢતા, એમની શાન્ત, ગમ્ભીર ચાલ—એ સર્વ બાહ્ય સાજ સૌમ્યતાની ઉપાસના દ્વારા નવજીવનને આકાર આપવા ઝંખતી તત્કાલીન ગુજરાતી પ્રજાના હૃદયનું જાણે આબેહૂબ પ્રતિબિંબ ઝીલે છે. એમની કવિતા પ્રજાજીવનના ઉત્કર્ષનાં સામુહિક બળોના આન્તરિક પ્રવાહો સાથે તાદાત્મ્યનું અખંડ સાતત્ય દર્શાવે છે, એ ગુજરાતી સાહિત્યના પુનરુત્થાનના સંદર્ભમાં કવીશ્વર તરીકે સન્માનાયેલા દલપતરામની કાવ્યસિદ્ધિ છે. દીર્ઘ જીવનકાળ દરમ્યાન પ્રજા ॥

સંસ્કૃતિપકતરને અનેક વિદ્યા તથા સંસ્કારપ્રવૃત્તિઓ દ્વારા વિકસાવનાર આ જીવનસ્વામીએ સંસારની ઉત્ક્રાન્તિમાં પણ પોતાના કર્તવ્યયોગ દ્વારા એટલો જ ભાગ ભજવ્યો; પરંતુ એ કાર્ય સમાપ્ત થતાં, દૃષ્ટિને સંકેલી લઈ, અંતર્મુખ બની, જીવનનું શાશ્વત સત્ય, વિશ્વનું અંતિમ રહસ્ય પારખવા તેઓ તત્પર થયા. આ રીતે કર્મયોગ, જ્ઞાનયોગ અને પરમાત્મયોગનો જીવનના સન્ધ્યાકાળે સુભગ સંગમ થતાં, આ યુગ-વિધાતા સંસ્કારસ્વામીનું ગૌરવ, એક આધ્યાત્મિક જીવનજ્યોતિ પ્રગટાવતું, પ્રજાજીવનને ઉજાળી રહ્યું. સુમનાં સંસ્કૃતિવહેણો પોષવામાં, કવિતાના રસ દ્વારા પ્રજાજીવનને અધિક ઉલ્લાસમાન બનાવવામાં, સામાજિક, સાંસ્કારિક, રાજકીય બળોને સાહિત્યમાં મૂર્ત કરવામાં, શાન્ત, સંસ્કારપૂર્ણ આદર્શો દ્વારા ગુર્જર પ્રજાની ખીલતી અસ્મિતાને વેગ આપવામાં, તેની ઊછળતી મહત્ત્વાકાંક્ષાઓને સંયમની સીમાઓ અર્પી તે દ્વારા તેનું અંતરંગ ખમીર વિકસાવવામાં કવીશ્વર દલપતરામનો ફાળો ગુજરાતની ક્ષિતિજે વિવિધ સ્વરૂપે ઝળકતા એક સમર્થ યુગ-સ્રષ્ટાનો હતો, તેનો જીવન્ત સાક્ષાત્કાર કવિશ્રી ન્હાનાલાલ પિતાની સર્વતોદર્શી વિભૂતિના અનેક પાસાઓ પ્રગટ કરતા એક નિર્વ્યાજ ચિત્રદર્શન દ્વારા આપણને કરાવે છે:

આદ્ય દ્રષ્ટા આ યુગના, કવિ છો, સૂત્રકાર છો;
ને નવજીવન કેરા ઋષિ છો, સ્મૃતિકાર છો.
ભવિષ્યવેત્તા, આચાર્ય, પેગમ્બર પ્રભુતણા;
નવીન ગુજર રાષ્ટ્રે એ ગજાવી ગેબી ઘોષણા.

પ્રજાજીવનની સરળ અભિલાષાઓને વ્યક્ત કરતા, એના સંસ્કારને નવયુગના પ્રકાશથી પોષતા, એની ઉત્કંઠાઓને ધીમેધીમે ઊર્ધ્વતા-મુખી આદર્શ તરફ વાળતા દલપતરામે પોતાના સૌમ્ય સાત્ત્વિક નેતૃત્વથી

ગુજરાતી પ્રજાના દિલમાં સાહિત્યિક-સાંસ્કૃતિક ક્ષેત્રે અદ્વિતીય સ્થાન પ્રાપ્ત કર્યું હતું. પુણ્યભાવ, સદાચાર, ભક્તિ, પરમાર્થ, ઔદાર્ય, ધર્મ આદિ જીવનનાં મૂળભૂત તત્ત્વોના સ્વીકારમાં જ વ્યક્તિનું શ્રેય છે અને સમાજનો ઉદ્ધાર છે એવી દલપતરામની દૃઢ શ્રદ્ધા હતી. રાજનૈતિક ક્ષેત્રે રાજા અને પ્રજા બન્ને એક જ દેહના બે બાહુરૂપ છે એવું તેમનું અવિચલ મંતવ્ય હતું અને તેથી બન્નેની વચ્ચે એકતા અને સુમેળ એ તેમનો મુદ્રાલેખ હતો. ધર્મના ક્ષેત્રમાં પરધર્મીઓ પ્રત્યેની તેમની ઉદારતા, સર્વ સંપ્રદાયો પ્રત્યેની તેમની સમન્વયકારી દૃષ્ટિ, પ્રજાના સર્વ વિભાગો સાથેની તેમની એકાત્મતા આ યુગવિધાયક જીવનસ્વામીને ધાર્મિકતાના મૂર્તિમન્ત આદર્શરૂપે પ્રજાના ચિત્તમાં અનન્ય સ્થાનના અધિકારી બનાવતા. સૌનું કલ્યાણ એ એમનો જીવનમન્ત્ર હતો. વિદેશી વિદ્વદ્વર્ય ફાર્બસ સમા જીવનસાથીની અતૂટ મૈત્રી દ્વારા ભારતીય અને પાશ્ચાત્ય સંસ્કૃતિના સંગમનો બેનમૂન આદર્શ એમણે ખડો કર્યો અને પ્રજાના અંતરમાં સિન્ધુની પેઠે રસની ઊર્મિઓ રેલાવી, લોકહૃદયનાં અપૂર્વ હેત તેઓ પામ્યા. એમનું આંતરિક જીવન સંયમશીલ, દૃઢ, ઉપાસનામય અને ચિંતનશીલ હતું.આમ જેમનું સર્વતોદર્શી જીવનસ્વરૂપ આત્મદર્શન અને પ્રજાકલ્યાણની અખંડ સાધનાથી પ્રકાશમાન બન્યું હતું; કવિતા, સાહિત્ય સંસ્કાર, કેળવણી, સંસારસુધારો, દેશભક્તિ, ધર્મસમન્વય ઇત્યાદિ ક્ષેત્રોનો નવયુગની વિકસતી પ્રજાના ઘડતરમાં પ્રબળ સાધનો તરીકે ઉપયોગ કરી જેમણે સમકાલીન યુગની જીવનદૃષ્ટિને આદર્શોન્મુખ વિશાળતા અર્પી એવી આ સંસ્કારવિભૂતિ એ કાળના ગુર્જર પ્રજાજીવનના અધિષ્ઠાતા યુગપુરુષ તરીકે દીપી રહે તેમાં શું આશ્ચર્ય? જે કાળમાં દલપતરામ એક યુગવિધાયક સંસ્કારસ્વામી તરીકે પ્રકાશ્યા એ કાળ મધ્યયુગીય અને અર્વાચીન ગુજરાતના સન્ધિકાળનો હતો. પ્રજાના

સામુહિક ઉત્થાનની આખા ભારતવર્ષમાં ત્યારે ભૂમિકા રચાતી હતી. સાંસ્કૃતિક, સાહિત્યિક, સામાજિક, ધાર્મિક, રાજનૈતિક–દરેક ક્ષેત્રે નવાં યુગબળો વિકાસ પામી રહ્યાં હતાં. શાન્ત પ્રગતિવાંછુ ગુજરાતી પ્રજાની નાડ પારખનાર દલપતરામે શાણપણ, ધૈર્ય અને સહાનુભૂતિ દ્વારા પ્રજાનું દિલ છતી લઈ, તેના ઊંડા આર્ય સંસ્કારોને સચેતન કરી, તેને આધુનિક યુગનાં નવઘડતર અને પ્રગતિની દિશામાં વાળી, અને એ રીતે તેના સર્વતોમુખી વિકાસનો માર્ગ એ સમર્થ યુગસ્વામીની પ્રભાવક જીવન-પ્રેરણા તળે ખુલ્લો થયો, એ 'પિતૃતર્પણ'માં કવીશ્વર દલપતરામના એમના યુગના સંદર્ભના કવિવર ન્હાનાલાલે કરેલા મૂલ્યાંકનનો પ્રધાન ધ્વનિ છે. આ રીતે 'પિતૃતર્પણ' કાવ્ય એકી સાથે સદ્ગત પિતા પ્રત્યેની પુત્રની પાયશ્ચિત્તરૂપી શ્રદ્ધાંજલિ, તેમજ તેમાં પ્રતિબિમ્બિત થતી ઉદય પામતા યુગની અસ્ત પામેલા યુગ પ્રતિની કુસુમાંજલિ દ્વારા એક સમર્થ યુગસ્વામીના આંતર-બાહ્ય વ્યક્તિત્વનિરૂપણનું ગભીર ચિત્રદર્શન બની રહે છે; અને તેમાં સ્વલક્ષી ભાવમયતાનું પરલક્ષી ગુણદર્શન સાથે સંપૂર્ણ સામંજસ્ય સધાતાં, એક સમગ્ર યુગના સંસ્કાર-દર્શનનું ઔદાર્યભર તેજચિત્ર આપણી દૃષ્ટિ સમક્ષ તરવરી રહે છે. આમ એક પ્રતિનિધિરૂપ વ્યક્તિનુ અંતરંગ જીવનસ્વરૂપ, વિશાળ સમષ્ટિના જીવનપટ પર પ્રસરતું, તેને પ્રભાવિત કરતું, પોતાના યુગના જીવનપ્રવાહમાં તેના પ્રધાન પ્રેરકબળ રૂપે કેવી સ્વાભાવિકતાથી ભળી જાય છે તેનો લાક્ષણિક ચિતાર વાચકના મન પર ઐતિહાસિક યુગ-દર્શનની પાર્શ્વભૂમિ પર પથરાયેલા સાસ્કૃતિક જીવનદર્શનની એક અવિસ્મરણીય છાપ મૂકી જાય છે, જેના પ્રકાશમાં સમગ્ર કાવ્યકૃતિનું તારતમ્ય આપોઆપ સ્ફુટ થતું, તેની મૂલ્યવત્તાની સહજ પ્રતીતિ કરાવતું આપણા ચિત્તને સ્પર્શી રહે છે.

:૩:

'પિતૃતર્પણ'માં કવિપુત્રની કવિપિતા પ્રત્યેની અર્ધ્યાંજલિ દ્વારા સાહિત્ય અને સંસ્કારના ક્ષેત્રે એક સમર્થ યુગવિભૂતિના વ્યક્તિત્વનું સર્વતોલક્ષી વિહગાવલોકન કર્યા પછી, જ્યારે આપણે 'ગુજરાતનો તપસ્વી' જેવા અર્ધ્યાંજલિના એવા જ પ્રતાપભર ખડકાવ્ય તરફ વળીએ છીએ, ત્યારે કવિતા અને દર્શનની મનોસૃષ્ટિ એક નવું જ સ્વરૂપ ધારણ કરે છે પ્રથમ દૃષ્ટિપાતે કાવ્યની અછાન્દસ રચના આપણું ખાસ ધ્યાન ખેંચે છે, પરંતુ સમગ્ર વાચન બાદ, અપદાગદ્ય ઉલ્લાસશૈલીના ઢાળમાં ઢળાયેલી આ કૃતિની વિશિષ્ટ ભાત અનુષ્ટુપ છંદમાં વિહરતા 'પિતૃતર્પણ'ના આલેખન જેટલી જ હૃદયસ્પર્શી લાગે છે બન્ને કૃતિઓ વચ્ચેનો મુખ્ય તફાવત દૃષ્ટિબિંદુ અને નિરૂપણશૈલીનો છે 'પિતૃતર્પણ'ની શ્રદ્ધાંજલિ પિતાના આત્મા સાથે સૌહાર્દપૂર્ણ તન્મયતા અનુભવતા પુત્રના અત્યંત વિનમ્ર ભક્તિભાવમાંથી સ્ફુરે છે અને તન્મયતાની એ ભૂમિકા પરથી આગળ વધી, વસ્તુતઃ કવિશ્રી તેમાં એક સમર્થ સંસ્કારમૂર્તિ યુગવિધાતાની મહત્તાનું આન્તરલક્ષી આકલન કરવા પ્રેરાય છે, જ્યારે 'ગુજરાતનો તપસ્વી'માં ધરેલી અર્ધ્યાંજલિ સર્જતા નવયુગના અપ્રતિમ રાષ્ટ્રવિધાતા જીવનસ્વામીની સાત્ત્વિક વિભૂતિનું દર્શન ઝીલતા, તેની મહત્તાનું સિંહાવલોકન કરતા મહાકવિના હૃદયમાંથી પ્રગલ્ભપણે વહેતી લોકોત્તર અભિવાદનગાથાનું સ્વરૂપ ધારણ કરે છે આ કાવ્યની રચના પછી આધુનિક ભારતના ઇતિહાસપટ પરથી એક આખી પેઢી પસાર થઈ ગઈ છે. સ્વાતન્ત્ર્યસિદ્ધિના મહાન લક્ષ્યને પ્રાપ્ત કરી ચૂકેલા નવભારતના ઘડતરનું સ્મરણ કરતા રાષ્ટ્રપિતા મહાત્માજીનું જીવન આપણને સ્વાભાવિક રીતે જ એક મહાકાવ્ય જેવું ભાસે છે ખાસ કરીને, ભારતીય સ્વાતન્ત્ર્યસંગ્રામના ઉત્થાનકાળ દરમ્યાન વિકાસ

પામેલાં મહાત્માજીના જીવનનાં પ્રેરક તત્ત્વો, એમના સમર્થ વ્યક્તિત્વનાં વિધાયક બળોરૂપે, આપણા માનસિક ફલક પર એવાં પ્રબળપણે અંકાઈ ચૂક્યાં છે કે એ મૂળતત્ત્વોનો પ્રથમ આવિષ્કાર, તેમનો પ્રભાવક પ્રસાર તથા વ્યાપક માનવતાલક્ષી તેમનો વિકાસ, એ ઉત્તરોત્તર પ્રગતિના પરિપાકરૂપ નહિ, કિંતુ ઇતિહાસની સહજસિદ્ધ ઘટના હોય એ રીતે સ્વીકારવા આપણે ટેવાઈ ગયા છીએ; પરંતુ પ્રથમ વિશ્વયુદ્ધ દરમ્યાન, દક્ષિણ આફ્રિકાના હિંદીઓનો રાજકીય સંગ્રામ પૂરો કરી, તેમાંથી વિશાળ માનવ સેવા અને પ્રજા-નેતૃત્વનું અમોઘ ભાથું લઈ પૂ. બાપુજી ભારતીય પ્રજાને તેની ઉન્નતિના શિખરે દોરવા સ્વદેશ પાછા ફર્યા, ત્યારે જોકે એમના જીવનનાં નિયામક બળો પ્રગટ થઈ ચૂક્યાં હતા, પરંતુ સમગ્ર રાષ્ટ્રવ્યાપી ક્રાન્તિકારક વિસ્તાર એ બળોને હજુ પ્રાપ્ત થયો ન હતો, એ હકીકત અને તેની પાછળ પ્રતીત થતી એક સળંગ વિકાસક્રમની ભૂમિકા આપણે સહેલાઈથી ગ્રહણ કરી શકતા નથી. સત્યનિષ્ઠ, તપોમય જીવન દ્વારા પ્રજાને સામાજિક અને રાજકીય ઉત્થાનની દિશામાં દોરવણી આપવા મથતો એક કર્મવીર ગુજરાતની ભૂમિ પર મુક્ત ભારતના એના જીવનસ્વપ્નને આકાર આપવા માનવહૈયામાં વેરવિખેર પડેલી સર્વ આધ્યાત્મિક શક્તિઓ એકત્રિત કરી, પ્રજાજીવનમા તેને વહાવવા અને એ રીતે રાષ્ટ્રમાં નવજીવનની જ્વાલા પ્રગટાવવા કટિબદ્ધ થયો હતો. પરંતુ અપ્રતિમ બૌદ્ધિક અને સાસ્કારિક પ્રતિભા ધરાવતા અનેક મહારથીઓની વચ્ચે તેનું સ્થાન એ ક્ષણે ભારતીય પ્રજાને એક વિલક્ષણ સાહસવીર તથા રાજકીય જીવનને આધ્યાત્મિક સાત્ત્વિકતાની ભૂમિકાએ મૂકવા, સામાજિક જીવનને સેવાભાવી સમૂહકલ્યાણની કક્ષાએ ઊંચકવા ઝંખતા એક કલ્પનાશાળી સ્વપ્નદ્રષ્ટાથી વધુ ભાગ્યે જ હતું. પ્રથમ વિશ્વયુદ્ધના અંત પછી જ્યારે આ કાવ્ય રચાઈ રહ્યું હતું ત્યારે હિંદના

વિચારક વર્ગે પણ ભાગ્યે જ કલ્પ્યુ હશે કે એક દસકા જેટલા ટૂંકા ગાળામા આ સ્વપ્નદ્રષ્ટા, એ કાળે વિભૂતિઓ જેવા ભાસતા ભારતીય રાજક્ષેત્રના માંધાતાઓને કેવળ પોતાના આત્મબળથી પાછળ હઠાવી દઈ, હિંદી પ્રજાનુ સર્વાંગી નેતૃત્વ હસ્તગત કરશે એટલુ જ નહિ, પણ પોતાના જીવનના અંત સુધી, ભારતના આ સમગ્ર ઉત્થાન કાળ દરમ્યાન પ્રજાની નાડને હાથમા રાખી, એના આત્માને પોતે સર્જેલા આદર્શને પથે અવિરત દોરતા એક પરમ યુગપુરુષનુ અદ્વિતીય સ્થાન પ્રજાના હૃદયમા સ્વત પ્રાપ્ત કરશે આજે આ હકીકત એક ઇતિહાસસિદ્ધ ઘટના તરીકે આપણી ચિત્તભૂમિ પર અંકાઇ ગઈ છે, પરતુ પ્રથમ વિશ્વયુદ્ધને અતે જ્યારે આ રાષ્ટ્રવિધાયક યુગવિભૂતિ નવભારતના રાજકીય ફલક પર હજુ પાંગરી રહી હતી, ત્યારે તેના સૂક્ષ્મ આતરિક બળોનુ દર્શન તત્કાલીન પ્રજાની માટે એક અસ્પષ્ટ ઝાંખીથી વધુ ભાગ્યે જ હશે પ્રૌઢ ચિંતકોને મન પણ એક સમર્થ આદર્શનિષ્ઠ નેતાના સ્વરૂપથી એ દર્શન ભાગ્યે જ આગળ વધી શક્યુ હશે પરતુ ગુજરાતના સદ્ભાગ્યે તેની આ મહાન વિભૂતિના અતરગ જીવનતત્ત્વોને પારખનાર મહાકવિ ગુજરાતમા એ સમયે મોજૂદ હતો મહાત્માજીના જીવનને આપણે જે રીતે આજે પિછાણીએ છીએ તે રીતે નહિ, પરતુ દક્ષિણ આફ્રિકાથી એમના અંતિમ પુનરાગમન બાદ, પ્રથમ વિશ્વયુદ્ધના અંતથી સ્વાતંત્ર્યસિદ્ધિ પર્યંતના ભારતીય ઉત્થાનકાળ દરમ્યાન એમના જીવનના આગળ વધતા વિકાસક્રમને ઐતિહાસિક દૃષ્ટિથી અવલોકવાનો આપણે પ્રયત્ન કરીશુ તો જણાશે કે ભારતના મુક્તિવિધાતા યુગપુરુષની મહત્તાના પ્રેરકબળોનુ રહસ્ય ગુજરાતના કવિવરે એ બળોના પૂર્ણ પ્રાગટ્ય પહેલા સ્વયંપ્રજ્ઞે પારખ્યુ હતુ એટલુ જ નહિ, પણ તેમના જીવનની અર્ધશતાબ્દીની

પૂર્ણાહુતિ પર રચાયેલા આ અંજલિકાવ્યમાં પયગમ્બરી વાણીથી વિશદ-પણે સ્ફુટ કરી બતાવ્યું હતું. આ દૃષ્ટિએ નિહાળતાં, 'ગુજરાતનો તપસ્વી', એ કોઇ સમર્થ કવિની કલ્પનાશક્તિથી આલેખાયેલા વ્યક્તિત્વનિરૂપણના કાવ્ય કરતાં, ભાવિમાં વિકસ્વર થવા સરજાયેલી એક વિશ્વવિભૂતિનાં આંતરિક બળોનું સૂક્ષ્મ આકલન કરતા મહાકવિના પ્રેરણામબર ક્રાન્તદર્શનના પરિપાકરૂપ મહિમાસ્તોત્ર હોય તેવું વિશેષ પ્રતીત થાય છે. ભારતના સ્વાતન્ત્ર્યસંગ્રામના પ્રારંભમાં પ્રજાનું નેતૃત્વ ઝડપી લઈ તેને પોતાના આદર્શ પંથે દોરવા તત્પર બનેલા આ પ્રભાવશાળી રાષ્ટ્ર-નેતાના જીવન કે વ્યક્તિત્વનું એકે મહત્ત્વનું પાસું એવું નહિ હોય કે જે એ કાળે હજુ અંકુરરૂપે જ પ્રગટ્યા છતાં, કવિશ્રી ન્હાનાલાલની મર્મવેધક વિહંગદષ્ટિથી અસ્પૃષ્ટ રહી ગયું હોય. આજે રાષ્ટ્રપિતાના જીવનનું સર્વતોમુખી સ્વરૂપ એક ઐતિહાસિક સત્વરૂપે આપણા ચિત્તમાં વિરાજમાન હોઈ, એક સર્જનના યુગના નિર્માણ પરેલા, એ નિર્માણને અંતિમ ઘાટ આપવા પ્રગટેલા યુગસ્વામીની જીવનવિભૂતિનું સાક્ષાત દર્શન ધરનાર કવિવરની ક્રાન્તદષ્ટિનું વ્યાપક મહત્ત્વ આપણને તરતજ ન સમજાય એ સ્વાભાવિક છે; પરંતુ 'ગુજરાતનો તપસ્વી' દ્વારા તત્કાલીન ગુજરાતી પ્રજાએ ભારતના રાજકીય અને સાંસ્કૃતિક ફલક પર ઉદય પામતી એક વિશ્વવિભૂતિનું વિશદ દર્શન ઝીલ્યુ હતું અને એ દર્શન પ્રગટાવનાર કવિને ક્રાન્તદ્રષ્ટા મહાકવિ તરીકે લગભગ નવાજ્યા હતા એ પણ એટલી જ ઐતિહાસિક હકીકત છે એ આપણે વીસરવું ન ઘટે. આ વસ્તુસ્થિતિના યથાર્થ મૂલ્યાંકનનો બીજો એક માપદંડ એ છે કે ગુજરાતી ભાષામાં લખાયેલાં પૂ. મહાત્માજીના જીવન અને વ્યક્તિત્વને સ્પર્શતાં કાવ્યો-માંથી કોઈ પણ કાવ્ય હજુ સુધી 'ગુજરાતનો તપસ્વી' જેવી ક્રાન્તદર્શી કવિતાની ઉચ્ચ કોટિ સિદ્ધ કરી શક્યું નથી. મહાત્માજીના વ્યક્તિત્વના

વિરોધી પ્રતિ યે પ્રેમીલો,
શઠં પ્રતિ સત્યમ્ ઓપનાર,
'અન્યાય સ્હામે યે ઉગામ ના'નો અનુયાયી,
'દેહથી દેહી જયન્તો છે'નો આચરનાર
દુઃખતપતી આ દુનિયાનો દરવેશ છે તે.

મહાત્માજીના જીવનનું આ અહિંસાત્મક સ્વરૂપ એ જ એમની મહત્તાનો અર્ક છે. પ્રેમથી જ વિરોધીને જીતવો જોઇએ, સત્ય દ્વારા જ અસત્યના બળોને પાછા હઠાવવાં જોઇએ, આત્મબલિદાનથી જ વિજયસિદ્ધિ પ્રાપ્ત કરવી જોઇએ, એવાં ધર્મસૂત્રોની રાજકારણ જેવા કૂટ ક્ષેત્રે મહામન્ત્રોરૂપે સ્થાપના કરનાર આ આદર્શદ્રષ્ટા કર્મયોગી પ્રજાજીવનના સ્વાભાવિક વહેણો પારખવામાં પણ ઓછો ચતુર નથી, તેમને યોગ્ય વળાંક આપવામાં તે ઓછો વ્યવહારકુશળ નથી. ભારતનો આ પરમ આધ્યાત્મિક નેતા એક બાહોશ રાજનીતિજ્ઞ પણ છે. એક સંપૂર્ણ જીવનસ્વામી તરીકે એ મહાન જીવનનાં ક્ષેત્રો ખેડે છે અને પોતાના સાત્ત્વિક અનુભવનો નિચોડ પ્રજા સમક્ષ ધરી, દરેક ક્ષેત્રે ઉત્સાહથી તેને દોરે છે. સ્વતન્ત્ર ભારતની આશાના સ્વપ્નસમા નૂતન માનવીના સર્જનમાં અનિવાર્ય એવા ચારે સ્વરૂપો—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર—નો અર્ક એનામાં સમાયેલો છે, જાણે પ્રાચીન ભારતના સંસ્કૃતિવિધાયકોએ કલ્પેલા માનવસમાજના ચારે વર્ણો એનામાં પ્રતિબિંબિત ન થયેલા હોય' અને કેવું પ્રતિભાસંપન્ન છે એનું આન્તરિક વ્યક્તિત્વ' એ !! આત્માની પરમ તેજશક્તિ એક ક્ષણમાં મનુષ્યનાં જીવન આમૂલ રીતે પલટાવી નાખે છે. વેણુકુંજના તે મણિ રચે છે, પાષાણના તે દેવ પ્રગટે છે, શસ્ત્રધારી તે અહિંસાવાદીઓ કરે છે, અમાનુષ તે માનવ કરે છે, અહંકારીના તે સમર્પણી બનાવે છે' પ્રભાવશાળી પ્રતિભાઓ

નિર્માણ કરવાની ગાંધીજીની અસાધારણ વિભૂતિનું રહસ્ય પણ આ જ અપ્રતિમ આધ્યાત્મિક જીવનશક્તિમાં રહેલું છે. પરંતુ આ યુગવિધાયક જ્યોતિર્ધરની મહત્તાનું સાફલ્ય મનુષ્યોનાં જીવન પર થતી એની ક્રાન્તિકારી અસરોમાં જ સમાપ્ત થતું નથી. એની સાચી મહત્તા તો છે, હિમાલય શા અડગ આ કર્મયોગીના હૃદયમાં સ્ફુરતી સામાન્ય માનવી પ્રત્યેની એની નિ:સીમ સહાનુભૂતિમાં, તેનાં દુઃખદર્દો નિહાળી કરુણાર્દ્ર બનતી એની નિકટ આત્મીયતામાં. અજબ છે આ સિદ્ધ પુરુષનું વ્યક્તિત્વ! પ્રાચીન અને અર્વાચીન બન્ને સ્વરૂપો તેનામાં સમાઇ જાય છે. નવામાં તે નવો અને જૂનામાં તે જૂનો છે. પ્રાચીન આદર્શોની સંગીન પીઠિકા પર અર્વાચીન જીવનયોગની તે પ્રતિષ્ઠા કરે છે અને તેના પોષણ અર્થે સર્વ આધ્યાત્મિક ગુણોને વિકસાવવામાં તે જીવનની સાર્થકતા નિહાળે છે:

> સત્ય ત્હેનો મુદ્રામન્ત્ર છે,
> તપ ત્હેનું કવચ છે,
> બ્રહ્મચર્ય ત્હેનો ધ્વજ છે,
> અખૂટ ક્ષમાજલ ત્હેને કમંડલે છે,
> સહનશીલતાની તેની ત્વચા છે.

કોણ નથી જાણતું કે સત્ય, સાધના, બ્રહ્મચર્ય, અહિંસા અને આત્મવિલોપનના આ ધ્રુવતત્ત્વો પર મહાત્માજીના આદર્શનિષ્ઠ, ઉપાસનામય જીવનની સૈદ્ધાંતિક ભૂમિકા રચાઈ હતી? પરંતુ એ સનાતન તત્ત્વોનું અભિવાદન કરતા કવિની મર્મવેધી દૃષ્ટિ એ યુગવિભૂતિનાં અંગોમાં ક્યાંક ક્યાંક પડેલાં એવાં સૂક્ષ્મ તત્ત્વો નિહાળે છે, જેમાં તેના લોકોત્તર વિકાસને કંપતાં ભાવિ અવસ્થાનોની આછી આછી ઝાંખી થતી હોય. માનવજીવનના દર્દ કે તેની પાપવૃત્તિના ઘોર અપરાધ

## ખંડ આઠમો : ચિત્રસર્જનો
### ન્હાનાલાલનું પ્રાકૃતિક-ઐતહાસિક-સાંસ્કૃતિક દર્શન

: ૧ :

લગભગ અર્ધી શતાબ્દીને આવરી લેતી કવિવર ન્હાનાલાલની અખંડ સાહિત્યસાધના દરમ્યાન એમની ઉત્તરોત્તર વિકસતી કાવ્ય-પ્રતિભા કવિતાનાં અનેક ક્ષેત્રો ખેડી ચૂકી હતી, જેના ફાલરૂપે ગુજરાતને કાવ્યક્ષેત્રે એની નૂતન રસદષ્ટિનો આવિષ્કાર અર્પતા એમના ઊર્મિગીતો, પ્રણયકવિતા, રાસ, દામ્પત્યસ્તોત્રો ઇત્યાદિ મળ્યાં; નાટ્ય ક્ષેત્રે એમનાં વિશિષ્ટ સારકૃતિક તેમજ પ્રેમલક્ષી, ભાવનાપ્રધાન નાટકો મળ્યા, આધ્યાત્મિક ક્ષેત્રે એમનાં ભાવપૂર્ણ ભક્તિગીતો મળ્યા, દર્શનાત્મક ક્ષેત્રે 'કુરુક્ષેત્ર' જેવું મહાકાવ્ય મળ્યું. આદર્શલક્ષી કવિતા-નાં વિધવિધ સોપાન ન્હાનાલાલે આમ ઊર્જસ્વલ સર્જક પ્રતિભાના બળે એમની દીર્ઘ સાહિત્યોપાસના દ્વારા આત્મસાત્ કર્યાં હતા; પરંતુ ગુજરાતી સાહિત્યમા ન્હાનાલાલનો ઉદય વસન્ત કવિતાના ઉદ્‌ગાતા-વસન્તવૈતાલિક-કવિ તરીકે થયો અને તે પછી વર્ષો સુધી એમની વિકાસભૂમિનું પ્રધાન પ્રેરણાકેન્દ્ર એમની ઊર્મિકવિતાના ન્સાત્મક ક્ષેત્રમા વિસ્તાર સાધતું રહ્યુ, એ ઘટનાને આધારે સાહિત્યસૃષ્ટિમાં ન્હાનાલાલનું અનોખુ સ્થાન રસપ્રધાન ઊર્મિકવિતાના સર્વોત્તમ સર્જક તરીકે રૂઢ થયું. પ્રણયની ઊર્મિકવિતા દ્વારા રસ, સૌન્દર્ય અને પ્રેમની કવિતામા આમ અપૂર્વ પ્રતિષ્ઠા કરી, કવિશ્રી ન્હાનાલાલ જીવન અને સંસ્કૃતિના વિશાળ ક્ષેત્રોને પોતાની પ્રતિભાના વિસ્તારમા આવરી લેવા આગળ વધ્યા, ત્યારે એમને હાથે કવિતાના જુદાજુદા સ્વરૂપોની અજબ ખિનાવટ થઇ, છતા ય એ સર્વની મધ્યમા ઊર્મિપ્રધાન કવિતાના સર્જક તરીકે તો એમનું સ્થાન ગુજરાતી વાઙ્મયમા અનેરુ

જ રહ્યું. પરંતુ ન્હાનાલાલ-કવિતાનું ઊંડું અધ્યયન એના વિશાળ ફલક પર પથરાયેલી, રોમાંચક ઊર્મિકવિતાના ઉપાસકમાંથી ભાવનાશીલ રસદ્રષ્ટા તરીકેની, ભાવનાશીલ રસકવિતાના સર્જકમાંથી આદર્શોપાસક જીવનદ્રષ્ટા તરીકેની, અને આદર્શપૂજક સાહિત્યસ્રષ્ટામાંથી વિભૂતિપારખુ સંસ્કૃતિદ્રષ્ટા તરીકેની ઉત્તરોત્તર પ્રસરતી એમની પરિણતિનું વિકસ્વર ચિત્ર આપણી સામે એના તાત્ત્વિક સ્વરૂપમાં તાદૃશ્ય કર્યા વિના રહેતું નથી. તેથી જ ન્હાનાલાલની રોમાંચક ઊર્મિકવિતા ગમે તેટલી કમનીય ભાસે, એનાં જાદુ ગમે તેટલાં કામણગારાં નીવડે, પરંતુ એમની સમગ્ર કવિતામાં વ્યક્ત થતી અંતરંગ પરિણતિની વિસ્તરતી પ્રક્રિયામાં જે વ્યાપક દર્શનાત્મક વિકાસ ન્હાનાલાલે સાધ્યો છે તેનું તારતમ્ય એમની અનેકવર્ણી ઊર્મિકવિતા કરતાં એમનાં ચિંતનાત્મક ખંડકાવ્યોમાં આપણને વિશેષ જોવા મળે છે. કલાત્મક ચિત્રસર્જનોનું સ્વરૂપ લેતાં આ પ્રકારનાં ખંડકાવ્યોમાં આપણને ન્હાનાલાલ કવિતાનાં ત્રણ મહત્ત્વનાં સ્વરૂપો બહુધા પ્રતિબિંબિત થતાં જણાય છે: ક્રાન્તદર્શી વિભૂતિનિરૂપણની સર્જનાત્મક કવિતા, ઐતિહાસિક પરંપરા આલોચતી પ્રકૃતિદર્શનની રસાત્મક કવિતા અને જીવનસંદેશ સુણાવતી સંસ્કૃતિદર્શનની ગહન, ભાવપ્રધાન કવિતા. આમાંના પ્રથમ સ્વરૂપમાં વ્યક્ત થતું ન્હાનાલાલનું સમર્થ વિભૂતિદર્શન આપણે તેના પ્રતિનિધિરૂપ બે અંજલિકાવ્યો-'પિતૃતર્પણ' તથા 'ગુજરાતનો તપસ્વી'ના પરિશીલન દ્વારા આગલા ખંડમાં નિહાળી ચૂક્યા છીએ, જ્યારે બાકીનાં બે સ્વરૂપ સાક્ષાત્ ચિત્રસર્જનો સમાં કવિશ્રીનાં બીજાં કેટલાંક ખંડકાવ્યોમાં આપણને પ્રતીત થાય છે. આ છેલ્લાં બે સ્વરૂપોનું પોતપોતાનું આગવું વ્યક્તિત્વ છતાં, તત્ત્વતઃ તેઓ ભિન્ન નથી. ન્હાનાલાલના જીવનદર્શનમાં પ્રકૃતિ, ઇતિ-

હાસ અને સંસ્કૃતિ, એ ત્રણે તત્ત્વો માનવવિકાસની પ્રક્રિયામા અનિવાર્ય એવા વિરાટ બળોરૂપે એકમેકમા વણાઈ જાય છે. પ્રકૃતિનું સૌન્દર્ય માનવીની પ્રફુલ્લતા ને વિકાસની રસાત્મક ભૂમિકા સર્જે છે અને વિશ્વજીવનના અનન્ત સગીત સાથે તેના જીવનને સાકગી લે છે. ઇતિહાસનો વિકાસક્રમ વ્યક્તિના જીવનપ્રવાહને સમષ્ટિના વિશાળ જીવનપ્રવાહમા સમાવી દેતો, માનવસમાજની સામુહિક પ્રગતિને મૂર્ત કરે છે અને જગતના વિકાસમા મનુષ્યની આગેકૂચનુ જે મહત્ત્વ છે તેનો સતત્ દ્યોતક બની રહે છે. માનવીના સર્જનાત્મક ઉત્થાનને આવરી લેતું સસ્કૃતિનું દર્શન ઐતિહાસિક પરપરાઓમાથી તારવેલા સનાતન જીવનમૂલ્યોનો નિષ્કર્ષ પ્રજાની સામે એની ઉન્નતિના પથદર્શક ધ્રુવમન્ત્રરૂપે મૂકે છે કવિશ્રી ન્હાનાલાલની આદર્શ દષ્ટિએ આ ત્રણે કક્ષાઓ, સામુહિક રીતે, એક જ સળગ વિકાસધારાના ભિન્ન ભિન્ન સ્વરૂપો દ્વારા અભિવ્યક્ત થતી જીવનની સર્વતોસ્પર્શી એકતાની પોષક છે એથી, જ્યારે તેઓ પ્રકૃતિનુ કોઇ સુન્દર દશ્ય નિહાળે છે ત્યારે તે ા ચિંતને તેમને પ્રકૃતિમા માનવીના રસોન્મુખ વિકાસની છાયા તરવરતી ભાસે છે એટલું જ નહિ, પણ પ્રકૃતિના સુરમ્ય દર્શન સાથે અતર્ગત રીતે સંકળાયેલી પ્રજાજીવનની કઈ કઈ ઐતિહાસિક પરપરાઓ એવા દશ્યોમાથી સહજપણે ઊપજી આવતી દેખાય છે પ્રકૃતિસૌન્દર્ય ા પાર્શ્વભૂમિ સાથે વણાઈ ગયેલી એ ઐતિહાસિક પરપરાઓનો માનવસંસ્કારના ઘડતરમા શુ હિસ્સો છે તેનું તારતમ્ય પારખવા અને તેજસ્વી કવિતામા તેને મૂર્ત કરવા કવિશ્રી ત્યારે ઉત્સુક ગે છે આમ નિસર્ગનું સૌન્દર્યદર્શન માનવી ા સાસ્કારિક વિકાસને વેગ આપવામા કેટલે અંગે ફળીભૂત થાય છે તેનું સત્ય તારવીને, એક વ્યાપક ચિત્રદર્શન દ્વારા તેનો અર્ક પ્રજા સમક્ષ ધરવાની કવિશ્રી

ન્હાનાલાલને સફળ હથોટી પ્રાપ્ત થઈ છે. નૈસર્ગિક સૌન્દર્યનાં એમનાં રોમાંચક ઊર્મિકાવ્યોમા કવિશ્રી કાવ્યરસિકોને પ્રકૃતિનાં વિવિધ સ્વરૂપોના આવિર્ભાવોમાં ઊભરાતા ચૈતન્યપ્રેરક જીવનરસનું મધુરું પાન કરાવે છે. પરંતુ જ્યારે તેઓ એક વિસ્તૃત પ્રાકૃતિક દૃશ્યને પોતાના દૃષ્ટિપથમાં આવરી લેવા પ્રેરાય છે, ત્યારે તેના આલેખનમાં એના નૈસર્ગિક સૌન્દર્યને બહલાવવા છતાં, તેઓ તેને રસાત્મક-ઊર્મિપ્રધાન ઉઠાવ આપવા કરતાં સાંસ્કૃતિક–ભાવનાશીલ ઘાટ આપવા તરફ વધુ ઢળે છે. આ સ્વરૂપ વિશેષે કરીને વિશાળ ફલક પર આલેખાયેલા, પ્રકૃતિસૌન્દર્યનાં ચિત્રદર્શનો જેવાં કવિશ્રીનાં કેટલાંક ખંડકાવ્યોમાં અનેરી વિશદતાથી પ્રગટ થાય છે. કેટલીક વાર આવાં કાવ્યોમાં પ્રકૃતિનું દર્શન એક આખા પ્રદેશના સૌન્દર્યની પાર્શ્વભૂમિ બની જાય છે, તો કેટલીક વાર પ્રકૃતિસૌન્દર્યની વિલક્ષણ પાર્શ્વભૂમિ પર પ્રજાજીવનના સંસ્કાર અને એની ઐતિહાસિક ગૌરવગાથાનું ઉજ્જ્વળ ચિત્ર ઊપસી આવતું ભાસે છે. કેટલીક વાર નિસર્ગ કે ભૂમિનું કોઈ દૃશ્ય એક સમગ્ર સંસ્કૃતિના પ્રતીકરૂપે વિરાજી રહે છે, તો કેટલીક વાર ઇતિહાસના કાળપરિવર્તનો દ્વારા સધાતો સંસ્કૃતિનો વ્યાપક વિસ્તાર એક આખી ભૂમિને ઉજાળી રહે છે આ દૃષ્ટિએ 'ચારુવાટિકા'માં ઊપસી આવતું મનોહર પ્રકૃતિદર્શન, એના જાજ્વલ્યમાન સૌન્દર્યે ઝળકતું, સૌરાષ્ટ્રના વિખ્યાત ગ્રામ ચોરવાડની ભૂમિનું અનુપમ નિસર્ગલાવણ્ય આપણી સામે તાદૃશ્ય કરે છે. રત્નાકરના રત્નઝૂલે ઝૂલતી હિંદમાતાના ઉર પર 'વાળી મુઠ્ઠી ત્રિરત્ને, જડી કટી ધરી શું' સોહાતો ગૌરવપૂર્ણ સૌરાષ્ટ્ર, 'સુભગ ઢળકતી સાડીની કોર શી' એની લીલી નાઘેર, અને 'એ કોરે બુટ્ટીના કો લીલમ સરિખડું' લીલું ચોરવાડ—સાગરની તીરે ઊભરાતી વનરાજિની સમૃદ્ધિનું કેવું

સમર્થ ચિત્રદર્શન ઉપજાવે છે ! એના દષ્ટિપ્રાન્તને ઘેરતા, કેસરીસિંહોથી ભરેલા ગીરનાં વન પડેલા છે દૂર સુદૂર 'યુગયુગના યોગી શો પૃથ્વીવૃદ્ધ' ગિરનાર વિરાજી રહ્યો છે. દક્ષિણમા જલધિતટે દીવાદાંડી સરીખા સોમનાથ ઊભા છે. પૂર્વમાં 'ગોરસો ઘાલી' કેલેલા ગરવા વન અને પશ્ચિમે ઘેરા ગાન વહાવતો મહાસાગર વિસ્તરી રહ્યાં છે નિસર્ગની આવી ગૌરવવન્તી પાર્શ્વભૂમિ પર પ્રાચીન આર્ય સંસ્કૃતિના કેટલાય પ્રવાહો વહી ગયા છે, પરતુ દેવોને અસ્થિ આપતા દધીચિ ઋષિ, લગ્નભાવનાને મૂર્તિમાન કરતી રૂકમિણીની ચોરી, યાદવોનું ઉન્મૂલન કરનાર દ્વારિકાનો પ્રલય–જેવા પ્રાચીન સંસ્મરણોને ટકાવી રાખતું, કર્મયોગીઓ, વેદાન્તીઓ, ભજનિકો તથા ઉપાસકોને આશ્રય આપતું, સહજાનન્દ અને પઢિયાર શી વિભૂતિઓની ગૌરવપૂજા કરતું ચોરવાડ વધુ તો શોભાયમાન છે એના પ્રકૃતિસૌન્દર્યની અમાપ સમૃદ્ધિથી. કલ્પનાસામર્થ્યે ઓપતા એવા જ વિપુલ કાવ્યસંભાર દ્વારા કવિશ્રી ન્હાનાલાલ પ્રકૃતિસૌન્દર્યના આ ચિત્રદર્શનને રસાત્મક ભાવનિરૂપણના ઢાળમાં ઢાળી જ્યારે આપણી સામે ધરે છે, ત્યારે નિસર્ગના લાવણ્યમા માનવીના આન્તર્ભાવોનો પ્રસાર તેના સહજ લાલિત્યને કેવી સભરતા અર્પે છે તેનો આપણને ખ્યાલ આવે છે:

રૂપેરી ઝૂન ધારી,
    ઝૂલત કરિણી શી આમની માળ મ્હોરે,
રોલન્તી વસ્ત્ર ઊંચે
    કનક પગઝૂલી નર્તકી જેવી કેળ,
પોપૈયાં ચોળી ઢળતા
    સ્તનસમ, દમની ફીફીઆં શ્યામ જાંબુ:
ટોચે જાણે મણી શું

સહિયર રમવા, વાડીની એવી કુંજો.

અને વન-ઉપવનની અપૂર્વ ઘટાઓથી સુહાતી, બાગબગીચાની વિપુલ સમૃદ્ધિથી લચી રહેલી, લીલા કિનખાબથી જ જાણે છવાયેલી હોય એવી આ રસાળ ભૂમિ એવી જ રસોત્સુક અંગનાઓને જન્મ આપે તેમાં શું આશ્ચર્ય!

લજ્જાનમતી છટાથી
ચપળ નજરને વીજળી શી ઊડન્તી,
ઊંચી ઓ્હાંયે છબીલા
મણિમય કરની દાખતી તેજવેલ્યો,
ભીને વાને, ભરેલા
અવયવ, ઊજળી વાદળી શી રસાર્દ્ર,
સિન્ધુની લક્ષ્મી જેવી
દ્યુતિભર વિલસે ત્ય્હાંની અલબેલડીઓ.

વૃક્ષ, લતા, કુંજ, પુષ્પ ને ફળના ધામ જેવી, સૌરાષ્ટ્રના આભૂષણ સરીખી, આ મદભર ચારુ વાટિકા માનવીને પ્રકૃતિને ખોળે જાણે જીવનનો રસોત્સવ માણવા આમન્ત્રી રહી હોય એવો ભાસ થાય છે. આ મનોરમ વર્ણન કાવ્ય દ્વારા નિસર્ગસૃષ્ટિમાં પ્રકૃતિ અને મનુષ્યના ગાઢ તાદાત્મ્યથી સૃષ્ટિજીવન કેવી રસપૂર્ણ સાર્થકતા પામે છે તેનો આપણને કવિ તાદૃશ્ય ચિતાર આપે છે. સમગ્ર દૃશ્યને વિહંગદૃષ્ટિથી અવલોકવા છતાં, તેનાં વિવિધ પાસાંને તેઓ કવિતાની સજાવટથી જે રસાત્મક ઉઠાવ આપે છે તેમજ વિરલ કલ્પનાસામર્થ્યથી પ્રત્યેક પાસાના વિલક્ષણ મર્મને વાણીમાં જે રીતે મૂર્તદેહ આપે છે, તેને લઈ આ પ્રકારનાં કાવ્યોમાં કવિવર ન્હાનાલાલ પ્રકૃતિસૌન્દર્યના એક કલાનિપુણ ચિત્રકાર તરીકે ઊપસી આવતા હોય તેવી પ્રતીતિ થાય છે.

:૨:

'ચારુ વાટિકા' જેવા નિસર્ગસૌન્દર્યના નિર્વ્યાજ ચિત્રદર્શનોમા ન્હાનાનાન એક પ્રદેશની ભૂમિની આછી સંસ્મરણછાયાને ઝીલી લઈ બહુધા પ્રકૃતિના રસોલ્લાસને મુક્ત મને માણવા અને કમનીય ચિત્ર સર્જક કવિતામા તેને નિસર્ગની લાવણ્યસૃષ્ટિના ચિતાર દ્વારા તાદશ્ય કરવા આતુર બને છે પરંતુ એ નૈસર્ગિક રસોલ્લાસ પરિપક્વ થાય છે, ત્યારે ઊર્મિમત્તાનો થનગનાટ સમત્વશીલ દર્શનનું સ્વરૂપ ધારણ કરે છે, પ્રકૃતિનુ સૌન્દર્ય એ ભૂમિકાએ વધુ ગહનતા પ્રાપ્ત કરે છે અને તેના રસસભર ફલક પર સુહાતી માનવસંસ્કારિતાની પાર્શ્વભૂમિરૂપે તે આપોઆપ પલટાઈ જાય છે તેથી સભવ છે કે કેવળ નૈસર્ગિક સૌન્દર્યનિરૂપણની ચારુતા કાવ્યમા કઈક ઘટતી હશે, કિંતુ તેની સાથે માનવજીવનના ગહન રંગો પુરાતા, તેનુ આતરલક્ષી સામર્થ્ય વધે છે અને તેની સુપરિપક્વ શોભાને ઑર બહલાવે છે તેમા શકા નથી આ દૃષ્ટિએ અવલોકતા, ગુર્જરભૂમિની યશગાથા ગાતા આંગળીને ટેરવે ગણી શકાય એવા થોડાક અમર કાવ્યોની સાથે સ્થાન લેતું કવિશ્રી ન્હાનાલાલનું ખડકાવ્ય 'ગુજરાત' મનોરમ પ્રકૃતિદર્શનના સર્વવ્યાપી ફલક પર ઝગઝી રહેલા સભર સંસ્કૃતિદર્શનના એક અનોખા ચિત્ર સર્જન સમુ ભાસે છે અહીં પ્રકૃતિની સમૃદ્ધિ કે સૌન્દર્ય જ કેવલ કાવ્યના નિરૂપણનો વિષય નથી પ્રકૃતિનો સૌન્દર્યભાર પોતાનું આગવુ સ્વરૂપ ટકાવી રાખવાને બદલે આ કાવ્યમા ગુર્જરભૂમિની ઐતિહાસિક સંસ્કારગાથાની સાથે તાણાવાણાની માફક વણાઈ જાય છે ગુજરાતની ભૂમિ પર ભારતીય ઇતિહાસના આદિકાળથી ઘડાયેલી સંસ્કૃતિનું કવિશ્રીનું સિંહાવલોકન તેના પ્રાદેશિક, ભૌગોલિક, ઐતિહાસિક પ્રવાહો દ્વારા આવિર્ભાવ પામેલા જીવનના અનેકવિધ સ્વરૂપોને પોતામા આવરી લે

છે અને ગુર્જર પ્રજાની ચિરકુસુમિત સંસ્કારિતા, કાળનાં વહેણોમાંથી પસાર થતાં, એનાં વિધવિધ પાસાંઓમાં જે રીતે ફૂલે ફાલે છે તેનો ગૌરવાન્વિત ચિતાર ઉત્તરોત્તર વિકાસ પામતા 'ગુજરાત'ના ચિત્રદર્શનમાં આપણી સામે ધરે છે. પ્રેમ, શૌર્ય ને ઉલ્લાસના સોહામણા રંગદર્શી આદર્શ તળે ઘડાયેલા ગુજરાતના સુવર્ણયુગના ઇતિહાસને અવલોકતાં, એ આદર્શના પુનર્વિધાન દ્વારા અભિનવ ગુજરાતનું ગૌરવ પ્રગટાવવાનાં સ્વપ્ન સેવતા નર્મદે આધુનિક ગુજરાતના ઉદયકાળે ગુજરાતી પ્રજાને તેની અસ્મિતાના પ્રતીક શું 'જય જય ગરવી ગુજરાત' જેવું અનુપમ ગીત ભેટ ધર્યું. કવિવર ન્હાનાલાલે એ ઉલ્લસિત અસ્મિતાની ભાવનાથી આગળ વધી, જેના ગૌરવથી ગુર્જરભૂમિ પાવન થઈ છે અને જેના વિસ્તારથી ગુજરાતી પ્રજાએ અપૂર્વ ધન્યતા પ્રાપ્ત કરી છે, એવા એના ભવ્ય સંસ્કૃતિનિર્માણની યશોગાથા દ્વારા ગુજરાતની સંસ્કારિતાનું ઉજ્જ્વળ રેખાદર્શન 'ગુજરાત'માં આપણને ભેટ ધરે છે. નર્મદના સુવિખ્યાત ગીતમાં યૌવનના થનગનતા ઉલ્લાસથી ઝળહળતા સ્વપ્નદ્રષ્ટાના અનેરા કોડ છે તેમજ એ ઉલ્લાસને બહેલાવતી અદ્‌ભુતરંગી ઊર્મિલ કવિતા છે, જ્યારે ન્હાનાલાલના 'ગુજરાત'માં એક પ્રસરતા મસ્કૃતિદર્શનને આવરી લેતી પરિપક્વ જીવનદૃષ્ટિનું ઓજસ છે અને એ ઓજસને મૂર્તિમન્ત કરતી પ્રભાવપૂર્ણ, તેજસભર કવિતા છે. 'કૃષ્ણચન્દ્રના કૌમુદી ઊજળો' ધન્ય છે ગુજરાતનો પુણ્યપ્રદેશ, જેને સ્વયં પ્રભુએ નિજ સ્વદેશ બનાવ્યો! ગુજરાતના આ વિરલ અહોભાગ્યનું ભાન એના સમગ્ર સાંસ્કૃતિક ઘડતરને એક અનેરા ગૌરવની છાયા અર્પે છે. જ્યાં આર્યોનું પુરાણું સાગરતીર્થ હતું, જ્યાં ભૃગુ અને વસિષ્ઠ ઋષિનાં તપોવન હતા, જ્યાં ગીતાના ઉદ્‌ગાતા 'પાર્થના સારથિ' શ્રી કૃષ્ણનું રાજ્ય હતું, જ્યાં જગતની પ્રાચીન સંસ્કૃતિઓથી યે પ્રાચીનતર એવાં ધર્મતીર્થો–

યુગયુગ ધ્યાન વિલીન
ઊભીને કાલસિન્ધુને તીર,
બજાવે બંસરી ભવ્યસુધીર......

—એવી આ પુણ્યભૂમિની નિસર્ગસમૃદ્ધિ પણ એટલી જ વિપુલ છે. સ્થળેસ્થળ પ્રસરતા નવપલ્લવના પુંજ, સરિતા અને સરોવરોથી સોહાતી કુંજો, સુકોમળ 'કવિતા સમ સુરસાળ' મોતીના થાળ ધરતો સિન્ધુ, જગજૂનાં એનાં ઘેરાં ગીત ગર્જતો મહાસાગર, કેસરીસિંહોથી ગાજતાં ગીરનાં વન—આ સર્વ પ્રાકૃતિક સ્વરૂપો એના વિકાસ માટે નૈસર્ગિક સૌન્દર્યની રસભૂમિ રચે છે. એની સમૃદ્ધિથી મોહી યુરોપ એને આંગણે ઊતર્યો હતો. એનો વૈભવ મનમોહન મુંબઇ નગરીમાં આબેહૂબ મૂર્ત થયો હોય એમ દેખાય છે. પરંતુ એની સર્વોપરી મહત્તા તો ગુંજી ઊઠે છે 'ગિરિગિરિ શિખરશિખર સોહન્ત' એનાં મંદિરોમાં અને એના સાત્ત્વિક સંત-મહાત્માઓના ઉદાત્ત ચારિત્ર્યમાં.........

આમ છતાં એની સર્વ સિદ્ધિઓની વચ્ચે ગુજરાત રસિકતાને વીસર્યું નથી. જે રસિકતા એણે સદાકાળ પોષી છે તે લલિત છતાં, સાત્ત્વિક શૃંગારરસના આવિર્ભાવરૂપ ગૌરવશીલ રસિકતા છે. સૌન્દર્યને આત્મસાત્ કરીને એ રસિકતાને પોતાના વ્યક્તિત્વમાં મૂર્ત કરવામાં ગુર્જર નારીની પ્રતિભા અત્યંત આકર્ષક સ્વરૂપે ખીલી ઊઠી છે. સૌન્દર્યની સાત્ત્વિક ઉપાસના દ્વારા રસિકતાનો જે સંયમશીલ પ્રભાવ ઉદાત્ત સ્વરૂપે તે વ્યક્ત કરે છે તેને હૂબહૂ આકાર આપતા ગુર્જરનારીના આ ચિત્રદર્શનની જોડ સમગ્ર ગુજરાતી સાહિત્યમા બીજે કયાં ય કદાચ જોવા નહિ મળે:

ચોળી, ચણિયો, પાટલીનો ઘેર,
સેંથશે સાળુની સોનલ સેર;
છેડલે આચ્છાદી ઉરભાવ,
લલિત લજ્જાનો વદન જમાવ;

અંગ આખે યે નિજ અલબેલ
સાળુમાં ઢાંકતી રૂપની વેલ;
રાણકતનયા, ભાવશોભના,
સુન્દરતાનો શું છોડ!
આર્યસુન્દરી! નથી અવનીમાં
તુજ રૂપગુણની જોડ;
ભાવકુમકુમ, કરકંકણસાર,
કન્થના સજ્યા તેજશણગાર...

ગુજરાત જેમ ન્હાનકડા વિભાગોમાં વહેંચાયેલું છે, તેમ એનો સમાજ પણ ન્હાનકડી જાતિઓમાં વહેંચાયેલો છે, પરંતુ તેથી તેની પ્રગતિને કશી બાધા નડતી નથી શિલ્ટ્ પ્રત્યક્ષ દેખાય એવી સીમાઓ પર નજર રાખી, ગુજરાતી પ્રજા પોતાના પરિમિત ક્ષેત્રમાં વધુ ઝડપી વિકાસ સાધવા તેનાથી શક્તિમાન બને છે. ધર્મ ને કર્મ, શૌર્ય ને સાહસ, પ્રત્યેક ક્ષેત્રે ગુજરાતનો ઇતિહાસ ગૌરવપૂર્ણ છે. સર્વ ધર્મો પ્રત્યેની એની ઉદારતા, નિરાશ્રિત પારસીઓના અપૂર્વ સત્કાર તથા મુસ્લિમો સાથેના બન્ધુભાવમાં પ્રગટ થાય છે ધર્મના ક્ષેત્રે પ્રાચીન વૈદિક ધર્મના પુરસ્કર્તા, આર્યસમાજના સ્થાપક મહર્ષિ દયાનન્દ જેવા ધર્મગુરુ એણે પ્રગટાવ્યા છે કર્મના ક્ષેત્રમાં પ્રાચીન ભારતને ગુજરાતે શ્રી કૃષ્ણની અને અર્વાચીન ભારતને મહાત્મા ગાંધીની ભેટ ધરી છે અને બન્નેના જીવન દ્વારા અહિંસા ધર્મનું ગૌરવ વધાર્યું છે. શૌર્યના ક્ષેત્રમાં ચિતોડના સૂરજવંશના સ્થાપક ભડવીર બાપ્પારાવ જેવા વીરો એણે પ્રગટાવ્યા છે. બળ અને સાહસના ક્ષેત્રમાં સૌરાષ્ટ્રની ખડતલ પ્રજાને એણે જન્મ આપ્યો છે અને કચ્છના સાહસિક સંતાનોના ખમીરને અનેરો વેગ આપ્યો છે. સાહસના પથે વિચરતા ગુર્જર બાળે ભારતના

સમગ્ર તીરે ઠેરઠેર સંસ્થાનો સ્થાપી ગુજરાતની સાંસ્કૃતિક એકતાને અન્ય પ્રદેશોમાં વિસ્તારી છે. સુરતના રંગીલા સમાજે એના જીવનમાં અનેરી રસિકતા પૂરી છે. બુદ્ધિધનથી ઓપતા નાગરસમાજે એને જ્ઞાનદૃષ્ટિ આપી છે. આમ અનેક ઉદાત્ત જીવનતત્ત્વોના સુભગ સંગમથી ગુજરાતની વિશાળ, પરાક્રમી, રસપૂર્ણ ને સાત્ત્વિક સંસ્કૃતિ વિશેષ ઉજ્જ્વળ બની છે. અને છેવટે જે જાતિએ ગુજરાતના ઇતિહાસના સુવર્ણયુગના સર્જનમાં અતિ મહત્ત્વનો ફાળો આપ્યો હતો એ જાતિને કવિ શ્રી ન્હાનાલાલ પ્રશસ્તિપૂર્ણ અંજલિ આપી, પોતે આલેખેલા ગુજરાતના આ ઐતિહાસિક-સાંસ્કૃતિક રેખાચિત્રને અંતિમ ઉઠાવ આપે છે, ત્યારે ગુર્જર સંસ્કૃતિના વ્યાપક વિસ્તારને આવરી લેતી એમની વિશાળ જીવનદૃષ્ટિ અપ્રતિમ ગૌરવે ઝળકી ઊઠે છે:

વનેવન લીલો ઘટાસોહાગ,<br>
જગતનો દીપે શું અમુલખ બાગ!<br>
સજાવ્યા જૈને રસશણગાર,<br>
લતામંડપ શા ધર્માગાર......

આમ રસ સૌન્દર્ય, ધર્મ કર્મ, શૌર્ય-સાહસ આદિ અનેક પ્રેરણાત્મક જીવનતત્ત્વોથી સભર એવી, હિંદ માતની લાડીલી બાળ શી ગુર્જરી, ગુજરાતી પ્રજાની વિકસ્વર સંસ્કારિતાની પ્રતિમા શી, કવિની ચિત્તસૃષ્ટિમાં અનુપમ લાવણ્યે સુહાતી સદાકાળ મહોરી રહે છે:

હિન્દ માતની લાડીલી બાળ,<br>
ગુર્જરી! જય! જય! તવ ચિરકાળ!

:૩:

'ચારુ વાટિકા'ના મનોહર ચિત્રદર્શનથી આગળ વધી, પ્રકૃતિ-સૌન્દર્યના ફલક પર ઊપસી આવતા એક સમગ્ર પ્રદેશના પ્રાચીન-

અર્વાચીન સાંસ્કૃતિક વિકાસના ચિત્રને આમેહૂબ આલેખન દ્વારા 'ગુજરાત' જેવા ખંડકાવ્યમાં મૂર્તસ્વરૂપ આપી, કવિશ્રી ન્હાનાલાલ જ્યારે એમના ઐતિહાસિક જીવનદર્શનની સીમા વિસ્તારે છે, ત્યારે ભૂત અને ભાવિ બન્નેને પોતાના બાહુમાં સમાવી લેતું, પ્રકૃતિસૌન્દર્ય અને માનવવિકાસને આવરી લેતું ત્રિકાલાતીત સંસ્કૃતિદર્શન એમના દૃષ્ટિપથમાં આવી વિરાજે છે. એ ક્ષણે 'ચારુ વાટિકા'ના મુગ્ધવલિત સૌન્દર્ય કે 'ગુજરાત'ના પ્રભાવપૂર્ણ સંસ્કારદર્શનનાં પરિમિત ક્ષેત્રો વટાવી, તેઓ મહાકાળના ઉદરમાં કોઈ ક્રાન્તદ્રષ્ટા મહાકવિની પેઠે ઉત્તુંગ ફાળ લેવા તત્પર બને છે અને સંસ્કૃતિના વ્યાપક સર્જન અને વિસ્તારમાં જગતને મોખરે ઊભેલા ભારતવર્ષનું સનાતન ગૌરવ એમના દર્શનને પ્રજ્વલિત કરતું, માનવજાતિની સંસ્કારિતાનું પ્રતીક બની રહે છે. આર્યાવર્તના આદિકાળથી વર્તમાનકાળ પર્યંત અખંડપણે વહેતા અને સતત્ વિસ્તરતા આર્ય સંસ્કૃતિના વિરાટ સ્રોતને નિહાળી તેઓ જીવનની અનેરી ધન્યતા અનુભવે છે અને ઉત્સાહના પૂરમાં, સંસ્કૃતિની એ ગૌરવગાથાને ઊર્જસ્વી કવિતામાં મૂર્ત સ્વરૂપ આપવા, પ્રતિભાનું સર્વ સામર્થ્ય કેન્દ્રિત કરવા તેઓ તત્પર બને છે. યુગેયુગે મહોરતી, વિવિધ સ્વરૂપે ખીલતી, અનેકવર્ણી છતાં જીવનના સર્વોપરી આદર્શની ઉપાસના કરતી જે મહાન સંસ્કૃતિનો આર્યમતાનોને વારસો મળ્યો છે, તે ભારતીય પ્રજાનું એક વિરલ અહોભાગ્ય છે, તેનુ ભાન ન્હાનાલાલને આર્યસંસ્કૃતિના સર્વાંગી વિકાસદર્શનને એક ભવ્ય ઉત્થાનગાથારૂપે અમર કવિતામા મૂર્ત કરવા પ્રેરે છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળનાં સત્ત્વો એ વિકાસદર્શનમાં ઓતપ્રોત થઈ જાય છે. વિવિધ ક્ષેત્રોમાં આત્મસાત્ થયેલી ત્રણે કાળની સિદ્ધિઓ, અન્યોન્યની પૂરક બની, એકબીજાને પોષતી, જીવનનુ એક એવું સર્વોત્કૃષ્ટ સ્વરૂપ

ઉપજાવે છે કે તેમાં ભારતીય ઇતિહાસનો અર્ક આર્ય સંસ્કૃતિના અમર દીપરૂપે પલટાઈ, મનુષ્યની ભાવનાસૃષ્ટિના આદર્શ પ્રેરકબળરૂપે બહાર આવે છે અને જગતની ઉચ્ચાભિમુખ પ્રગતિ પર પ્રકાશ પાથરતો, માનવીની સર્વોત્કૃષ્ટ અભિલાષાઓને દિવ્યતાની પરમ તેજભૂમિ પર ઉત્ક્રાન્ત કરે છે. આવા વિશ્વવ્યાપી સંસ્કૃતિદર્શનનું નિરૂપણ એક સીધા ચિત્રદર્શન દ્વારા આપવાને બદલે એક વિલક્ષણ ઘાટનો ઉપયોગ કરી, કવિશ્રી તેનું ગૌરવ લોકોત્તર ભૂમિકાએ કેવી અજબ છટાથી બઢાવી શકે છે તેનું જ્વલંત દૃષ્ટાંત 'ભરતભૂમિનું યશોગાન' સરખા એમના ઓજસ્વી સાંસ્કૃતિક સર્જનના ભવ્ય પ્રેરણાગાનમાં આપણને નિહાળવા મળે છે. 'રાજર્ષિ ભરત'માં આર્ય સંસ્કૃતિના પુનરુત્થાન અર્થે ભરત દિગ્વિજય આદરે છે ત્યારે તેને પ્રેરતી સાંસ્કૃતિક ભાવનાની પાછળ આર્ય સંસ્કૃતિનાં પ્રાગટ્ય અને વિકાસનો જે ઉજ્જવળ ઇતિહાસ પડ્યો છે અને એ દિગ્વિજયના સાફલ્ય દ્વારા ભારતીય સંસ્કૃતિ કાળના પટ પર અનેક વળાંકો લેતી, અસીમ વિસ્તાર સાધતી, વિવિધ ક્ષેત્રોમાં માનવનાના વિકાસમાં જે ઊર્ધ્વ શિખરો સિદ્ધ કરવાની છે તેનું, નાટકના વિકાસક્રમ સાથે ઓતપ્રોત થયેલું મકલિત નિરૂપણ એક ચમત્કારિક સ્વપ્નદર્શનની જેમ 'ભરતભૂમિનું યશોગાન' દ્વારા આપણી ચિત્તસૃષ્ટિ પર સદાને માટે અંકાઇ જાય છે. અહીં પ્રાદેશિક સૌન્દર્ય કે પ્રજાના સંસ્કારમાં જ કવિનું દર્શન અને આલેખન સમાપ્ત થઇ જતું નથી, પરંતુ બન્નેને એક મહાન પ્રજાના સર્વાંગી સાંસ્કૃતિક વિકાસના દર્શનમાં આવરી લેતું એમનું કાન્તદર્શન, એ વિકાસદર્શનના પાયા પર રચાયેલા જીવનના એક વિરાટ સ્વપ્નનું સાક્ષાત્ સર્જન કરી રહ્યું હોય એમ ભાસે છે. સર્જનાત્મક પ્રતિભાની અમિત પ્રેરણા નીચે આવી ક્ષણોમાં જ્યારે ન્હાનાલાલ આદર્શપૂજક મહાકવિમાંથી સંસ્કૃતિવિધાયક,

ક્રાન્તદ્રષ્ટા કવિવર તરીકે પ્રગટ થાય છે, ત્યારે એમની કવિતામાં જીવનના રસદર્શનની વ્યાપક સંસ્કૃતિદર્શનરૂપે પૂર્ણાહુતિ થતી ભાસે છે અને પ્રાચીન અર્થમાં ક્રાન્તદ્રષ્ટા અને સંસ્કારસ્રષ્ટારૂપે કવિ તરીકેનું એમનું જીવનકાર્ય પરિપૂર્ણ થતું હોય તેવી આપણને સહજ પ્રતીતિ થાય છે.

અને કેવા વિશાળ પટ પર એમણે ભારતીય સંસ્કૃતિની યશોગાથા વિસ્તારી છે એના ગૌરવનો વિચાર કરતાં કાલાતીત ભવ્યતાનું દર્શન થાય છે. અવતારોની પરમ જનની, પ્રાચીનોમાંહી પ્રાચીન, નવીનોમાંહી નવીન, યુગયુગથી સજીવન રહેલી ભરતભૂમિ, આર્ય સંસ્કૃતિના ધામરૂપે, એનાં સંતાનોના હૃદયમાં વસી છે. એટલે જ એની ગુણગાથાના વિરાટ યશોગાનમાં ભારતનાં કોટિકોટિ બાળ એક અવાજે, એક પુલકિત ભાવે, આત્માના સમુલ્લાસપૂર્વક જોડાશે:

ગાઓ એ મહાકથા મનુષ્યમોહિની,
અહો ભારતકુલ'......
કોણ નહીં ગાશે તુજ ગુણગાથા? ભરતભૂમિ'

આ ભરતભૂમિમાં જીવનની કલા બ્રહ્મચારી, ગૃહસ્થી, વાનપ્રસ્થી, સંન્યાસી, એ ચાર કક્ષાઓએ ઉત્તરોત્તર વિકસ્વર થતી, આત્માની પૂર્ણ કુસુમિતાના આદર્શ પર્યંત વિસ્તરી છે અને આત્મસાક્ષાત્કાર તથા વિશ્વકલ્યાણના અંતિમ ધ્યેય પર દૃષ્ટિ ઠેરવી તે સતત વ્યાપક પ્રસાર સાધતી રહી છે. આર્યસંસ્કૃતિની મહાગંગાનું અવતરણ વિશ્વ આશ્ચર્યમુગ્ધ નયને નીરખી રહ્યું છે. મહાકાળ એનો અમાપ વિસ્તાર નિહાળી સ્તબ્ધ થઈ જાય છે. દેવો એની વિરાટ ફાળ નિહાળી મંત્રમુગ્ધ બની જાય છે. સાગરના તટ અને અદ્રિમાલાની ગુફાઓ આ ભૂમિ પર એ જ અનસ્તનું ધ્રુવગાન ગાઇ રહ્યા છે, જેની ઉપાસનામાં

ઋષિઓએ જીવન વિતાવ્યાં છે, ક્ષત્રિયોએ દેહાર્પણ કર્યાં છે, વૈશ્યોએ વ્યાવહારિક કર્તવ્યપરાયણતા દર્શાવી છે, શૂદ્રોએ સમાજને સેવા ધરી છે. આવી ગૌરવશાળી સંસ્કૃતિની જનની શી ભારતભૂમિનું યશોગાન ગાવા પ્રજાને ઉદ્‌બોધન કરી કવિ ભવિષ્યના પડદા હઠાવી, ભારતીય સંસ્કૃતિના ઐતિહાસિક વિકાસક્રમનું વ્યાપક દર્શન ઝીલે છે, ત્યારે તેજસ્વી માનવવિભૂતિઓની ચિત્રપરંપરા એમની દૃષ્ટિ આગળથી પસાર થાય છે. ઉજ્જયિનીનો વિક્રમાદિત્ય, ચિતોડનો પ્રતાપ, મહારાષ્ટ્રનો શિવાજી—ભારતની એ ત્રણ પ્રતાપી શૌર્યમૂર્તિઓ વીરત્વની એની ભાવનાના ઐતિહાસિક મહાસ્તંભો છે. ધર્મોની એકતાના ઉદ્‌બોધક નાનક અને પરમાત્મભક્તિના પુરસ્કારક ચૈતન્ય એના મધ્યકાલીન મહાન સંતો છે. ધર્મનું માહાત્મ્ય વધારતા રાજર્ષિ અશોક અને ધર્મસમન્વયની ભાવનાને આકાર આપતા અકબર એના આદર્શ સમ્રાટો છે. પ્રતાપ અને વૈભવે સુહાતી, સત્-અસત્નાં દ્વંદ્વ સામે સદા રણસંગ્રામ ખેલતી, રાજસિક-તામસિક તત્ત્વોને હઠાવી સાત્ત્વિકતાને મહોરાવતી, મૃત્યુના કરાલ દુર્ગ ભેદી અમરતાની આરાધના કરતી, આર્યકુલની આદર્શપૂજક સંસ્કૃતિ, જગતની મહાપ્રજાઓની પ્રશંસા આકર્ષતી, પોતાનાં ગુરુત્વાકર્ષણનાં બળોથી ઇતિહાસના યુગો ઘડતી, એક મહાન સર્જનાત્મક જીવનશક્તિ છે. જે ભૂમિમાં એ વિકસી છે એનું પ્રાકૃતિક સૌંદર્ય, એનાં વનો-પર્વતો, એના વસવાટો—સર્વ કાંઈ આ પ્રબળ સંજીવની જીવનશક્તિના તાલ સાથે પોતાના સૂર મિલાવે છે. એનો પ્રભાવ માનસસરોવરની નિર્મળતામાં કે કાશ્મીરની કુંજોની કમનીયતામાં, ગૌરીશંકરની ઉન્નતતામાં કે કંચનગંગાની સુવર્ણરેખામાં, દ્વારિકાના નાથે વહાવેલી અમૃતત્વની ગીતામાં, કાશીની જ્ઞાનગૌરવતામાં યા હસ્તિનાપુરની રાજવંશી સમૃદ્ધિમાં એકસરખો પરખાય છે. એની ઉદાત્ત મહત્તાને

લોકહિતસ્વી, ધર્મરક્ષક રાજર્ષિ સમ્રાટોએ કાળેકાળે પોષી છે અને બહલાવી છે. અને કેવાં ઉજ્જવળ અને ગૌરવવન્તાં છે સમસ્ત ભરતખંડ પર પથરાયેલાં એનાં સંસ્કૃતિધામો!

સપ્તસિન્ધુ! બ્રહ્માવર્ત! તક્ષશિલા! ને નલીન્દ!
ગંગાતટના પવિત્ર ઋષ્યાશ્રમ હો!......

અને જેના પર સમગ્ર આર્ય સંસ્કૃતિનું ચણતર થયું છે એવાં એનાં આધ્યાત્મિક સર્જનો ય કેવાં ભવ્ય ને અલૌકિક છે!

ઉપનિષદ્' યોગમયતા, ભાગવત! ભક્તિપરાયણતા,
દર્શનો લોકકુતુકકર બુદ્ધિપ્રાગલ્ભ્યે;
વેદસંહિતા' અગમ્ય અગોચર
વાણીમાંના સહુ વાણી પર ભાવે;
ગાઓ-ગાઓ મળી સર્વ ભારતનાં બ્રહ્મગાન.

આમ માનવજીવનને ઘડતી, આત્મસાક્ષાત્કારને વિકસાવતી અને પરમાત્મદર્શન તરફ આગળ વધતી આર્ય સંસ્કૃતિ કો મહાનદની પેઠે માનવતાના આર્યદર્શનને મૂર્ત કરતી યુગોથી વિસ્તરી રહી છે. એના સર્જનમાં માંગલ્યદ્રષ્ટા ઋષિઓનો જેટલો હિસ્સો છે, એના પ્રવર્તન અને રક્ષણમાં વીર ક્ષત્રિયપુત્રોનો જેટલો ફાળો છે, તેટલો જ ફાળો એના ટકાવમાં મહાન આર્ય નારીઓનો છે એ સત્ય પર આ વિરાટ સંસ્કૃતિદર્શનને અંતિમ ઉઠાવ આપતાં જ્યારે કવિશ્રી તેમનું સમગ્ર ધ્યાન કેન્દ્રિત કરે છે, ત્યારે દામ્પત્ય દ્વારા નારીપૂજાનો આદર્શ ધરનાર ન્હાનાલાલ સંસ્કૃતિરક્ષક વીરાંગનાઓના અભિવાદન દ્વારા આર્ય નારીના સર્વાંગી આદર્શના એક મહાન પુરસ્કર્તારૂપે પ્રગટ થાય છે. એમની રસસૃષ્ટિની અધિષ્ઠાત્રી પ્રેયસીમાંથી ઉત્ક્રાન્ત થયેલું નારીનું આ ઉદાત્ત સ્વરૂપ તત્ત્વતઃ ન્હાનાલાલની સમગ્ર આદર્શ

સૃષ્ટિના વિકાસક્રમનુ ઉત્કટપણે દ્યોતક બને છે. એક અખડ પરપરામા નારીત્વના આદર્શના વિવિધ પાસાઓ મૂર્ત કરતી અનેક મહાન આર્ય નારીઓએ ભારતીય સસ્કૃતિનો પ્રાણ જુદાજુદા સ્વરૂપે પોતાના જીવનમા આત્મસાત્ કરવા પ્રયત્ન કર્યો છે અને તેનો નિચોડ પોતાના વિશિષ્ટ વ્યક્તિત્વ દ્વારા એક અમર સંદેશ રૂપે પ્રજા સમક્ષ ધર્યો છે. રસ અને પુણ્યતાની ઉપાસક, જીવનની કલામૂર્તિ, આત્મવિલોપનની સાક્ષાત્ પ્રતિમા શી આર્ય નારીએ આ રીતે પોતાની સુવાસ આર્ય સસ્કૃતિના મહાન પોષક બળરૂપે આખા જગતમા ફેલાવી છે, એ સ્મરણ કવિશ્રીના આત્મામા અનહદ ધન્યતાની ભાવના પ્રેરે છે અને ભારતીય સંસ્કૃતિના સમુત્થાનની એમની ગૌરવગાથાને અપ્રતિમ ઉજ્જવળતાનો ઉઠાવ આપે છે.

અને સંસ્કૃતિના આદિકાળથી સાત્ત્વિકતાને પોષતી, આદર્શની આરાધના કરતી, માનવકલ્યાણનું ઉદ્‌બોધન કરતી, સર્જનાત્મક સ્વરૂપોને આકાર આપતી, આત્મસાક્ષાત્કાર અને પરમાત્મદર્શન દ્વારા માનવ-જીવનને વિરાટ પ્રતિ વિસ્તારતી ભારતીય સસ્કૃતિએ જે અમાપ સિદ્ધિ આત્મસાત્ કરી છે તેના ગૌરવને એક સમુજ્જ્વળ વિહંગદર્શન દ્વારા પ્રતિબિંબિત કરતા કવિ ભરતભૂમિના યશોગાનને એની પૂર્ણાહુતિને કિનારે લાવી મૂકે છે, ત્યારે આપણે એ સંસ્કૃતિના વારસદાર તરીકે એવી જ અનન્ય કૃતાર્થતા અનુભવીએ છીએ

જીવનસાફલ્યવન્તી, સર્જનહેતુસિદ્ધિવન્તી,
વિરાટને કિરીટ તિલક ટીલડી સમ હો!
ઇતિહાસની અનસ્ત પરમ પૂર્ણિમા અમ હો!
મનુષ્યકુલની પ્રફુલ્લ નિત્ય વસન્ત હો!
અમ ભરતભૂમિ હો!

:૪:

સિદ્ધિઓ અને સર્જનોના તેજસ્વી ભંડાર રૂપે ઝીલેલા સંસ્કૃતિના આ વિરાટ ઐતિહાસિક દર્શનમાં કવિશ્રી ન્હાનાલાલની દર્શનાત્મક પ્રતિભા જે ઉત્કટતાથી ઝળહળી ઊઠે છે, તેટલી જ ઉત્કટતાથી તે ભારતીય સંસ્કૃતિના સ્તંભ શા હિમાલયના ઊર્જસ્વલ સ્વરૂપને મૂર્ત કરવા મથતા પ્રશસ્તિગાન 'જગતનો દેવમુગટ'માં ભભૂકી ઊઠે છે. કેવો ભવ્ય ને ગૌરવવન્તો છે જગતના દેવમુગટ સરીખો આ નગાધિરાજ!

કાંગરે કાંગરે દેવ વિરાજે એને,
ફરકે છે કાળનિશાન;
જગતનો દેવમુગટ હિમવાન...

સ્વર્ગની અટારીઓ શાં છે ગિરિગિરિ પર પથરાયેલાં એનાં ગુફા ને શિખરો, જ્યાં અખંડ બ્રહ્મોપાસનામાં લીન એવા યોગીઓ, પયગમ્બરો ને અવધૂતો વસે છે. રાષ્ટ્રો અને પ્રજાઓના આયુષ્ય ગણતા માપદંડ શો, સંસ્કૃતિઓનાં મહાપૂરનું નવનીત માપતા બ્રહ્મદંડ સમો, દુર્ધર્ષ ઊભો છે જાણે કો જીવનયોગી! પૃથ્વીને પાટલે સૃજન સમયે પડેલા વિરાટના પાદનો એ જાણે જીવન્ત રેખાંક ન હોય! મહાકાળની ભૃકુટિ ચડાવી અવ્યાબાધ વિશ્વલીલાને નિહાળી રહેલા પ્રચંડ મહારથી શો એ છે—

પૃથ્વીનો ઇન્દ્રધ્વજ હિમવાન,
જગતનો દેવમુગટ હિમવાન...

ઇતિહાસની પરંપરાઓમાંથી ઊપસી આવતી માનવતાની સાંસ્કારિક સમૃદ્ધિ દ્વારા, કે પ્રકૃતિના આવા કોઈ મહાન આવિષ્કારનો વિશિષ્ટ જીવનપ્રતીક રૂપે ઉપયોગ કરીને ન્હાનાલાલ સરખા ક્રાન્ત-દ્રષ્ટા કવિવર એકસરખી ભવ્યતાથી સંસ્કૃતિનું વિરાટદર્શન જે સહજતા-

પૂર્વક ગૌરવપૂર્ણ કવિતામાં નિરૂપી શકે છે તેનું જ્વલંત દષ્ટાંત 'જગતનો દેવમુગટ'માં તરી આવે છે. હિમાલયની અપ્રમેય ભવ્યતાને મૂર્ત કરતું આ અજબ સંસ્કૃતિગાન ન્હાનાલાલની સર્જનાત્મક શક્તિની પરિસીમા દાખવતું, એમની કાવ્યપ્રતિભાના ઊર્ધ્વતમ શિખરનો એક ઝળકારમાં સ્પર્શ કરતું હોય તેમ લાગે છે; અને ત્યારે એ આભાસ સાથે, મહાકવિ લેખે ન્હાનાલાલનું જીવનદર્શન પરિપૂર્ણતાને આરે આવી ઊભું હોય તેવી આપણને સહજ પ્રતીતિ થાય છે.

*

અને હવે વિદાય...વર્ષોથી જેનો રસાસ્વાદ હું માણતો આવ્યો છું, તે કવિવર ન્હાનાલાલની વિવિધરંગી કાવ્યસૃષ્ટિના આંતરિક હાર્દને ગુજરાતી વાચકવર્ગ સમક્ષ સ્ફુટ કરવાનો મારો મનોરથ આ સાથે પૂર્ણ થાય છે. આ કાવ્યસંગ્રહના ખંડોમાં વ્યક્ત થતાં ન્હાનાલાલની કવિતાનાં પ્રતિનિધિરૂપ સ્વરૂપોને આવરી લેતાં મારાં રસદર્શનો દ્વારા ગુજરાતના મહાકવિની ઊર્જસ્વી પ્રતિભા અને વ્યાપક જીવનદર્શનનો ગુર્જરી પ્રજાને આભાસ થાય, અને ન્હાનાલાલની અમર કવિતાના સુસંબદ્ધ, તલસ્પર્શી અને વિશાળ અધ્યયન પ્રતિ એ વધુ વેગપૂર્વક અને એનો અમાપ રસ સદા માણતાં માણતાં આગળ વધે, એ જ આશા અને અભ્યર્થના.